કિતાબનું નામ : **જિહાદ બાબતે ગેરસમજોનું નિરાકરણ**
**૨૪ આયતોની હકીકત-ચોખવટ**

સંપાદક : **(હઝ. મવ.) ઈકબાલ મુહમ્મદ ટંકારવી (સા.)**
(મુહતમિમ : દારૂલ ઉલૂમ માટલીવાલા-ભરૂચ)

પ્રકાશન વર્ષ : ઈ.સ. ૨૦૨૧, હિ.સ.૧૪૪૨

પ્રત : ૧૦૦૦

મૂલ્ય : ૨૦૦/-



-: કિતાબ મેળવવાનું સ્થળ :-

**દારૂલ ઉલૂમ ઈસ્લામિય્યહ અરબિય્યહ માટલીવાલા**

ઈદગાહ રોડ, ડી.એસ.પી. ઓફિસ સામે,

ભરૂચ-૩૯૨૦૦૧ (ગુજરાત-ઈન્ડિયા)

ફોન : (૦૨૬૪૨) ૨૨૩૮૬૪

# અનુક્રમણિકા


| ક્રમ | વિગત | પેજ |
|---|---|---|
| ૧ | **સંપાદકીય** ........................................ | ૦૭ |
| ૨ | સંપૂર્ણ કુર્આને કરીમ અલ્લાહપાકનો ગ્રંથ હોવાની દલીલ ... | ૨૫ |
| ૩ | **પ્રસ્તાવના** ........................................ | ૪૦ |
| ૪ | ઈશદૂત (અલ્લાહપાકના પયગમ્બર)...................... | ૪૦ |
| ૫ | મૂર્તિ પૂજાનો આરંભ ................................ | ૪૩ |
| ૬ | રસૂલોનું શિક્ષણ ...................................... | ૪૪ |
| ૭ | હઝરત મુહમ્મદ (સલ.)નો જીવન પરિચય................ | ૪૫ |
| ૮ | આખરી (છેલ્લી) વસીય્યત (ઈચ્છા)...................... | ૪૮ |
| ૯ | આપ (સલ.)ના અમલી જીવન દર્પણમાં જિહાદની વાસ્તવિક્તા | ૪૯ |
| ૧૦ | આપ (અલૈ.)ના પવિત્ર જીવનનો સંઘર્ષ અને સહનશિલતા... | ૫૧ |
| ૧૧ | બિનમુસ્લિમો સાથેના સબંધો .......................... | ૫૮ |
| ૧૨ | કાફિર શબ્દની ચોખવટ................................. | ૬૫ |
| ૧૩ | વર્તમાન યુગની સૌથી મહત્વની જરૂરત - શાંતિ ............ | ૬૮ |
| ૧૪ | વિશ્વ શાંતિ અને ઈસ્લામ............................... | ૭૬ |
| ૧૫ | જિહાદથી પ્રાપ્ત થયેલ પરિણામો ........................ | ૮૦ |
| ૧૬ | આપ (સલ.)ની યુદ્ધ પોલીસી .......................... | ૮૧ |
| ૧૭ | જંગોમાં થયેલ જાની નુકસાનોનો અંદાજ ................ | ૮૨ |
| ૧૮ | અશાંતિના મહાન સર્જક - યુરોપ-અમેરિકા ............... | ૮૫ |
| ૧૯ | દુનિયાને રંજાડતો દેશ અમેરિકા ........................ | ૮૭ |
| ૨૦ | **શાંતિ-સલામતી-કરૂણતા અને માનવતાના રક્ષક** | |
| | **હઝ. મુહમ્મદ (સલ.)ની જીવનકથા**.................... | **૯૧** |
| ૨૧ | દુશ્મનો તરફથી લગાતાર અત્યાચાર ...................... | ૯૨ |
| ૨૨ | હબ્શા તરફ હિજરત ................................... | ૯૭ |

| ક્રમ | વિગત | પેજ |
|---|---|---|
| ૨૩ | ત્રણ વર્ષ સુધી સંપૂર્ણ બાયકોટ ........................... | ૧૦૦ |
| ૨૪ | તાઈફનો પ્રવાસ અને અત્યંત પિડાજનક વર્તાવ ............ | ૧૦૨ |
| ૨૫ | હિજરતનું કારણ ........................................ | ૧૦૫ |
| ૨૬ | શાંતિ માટે ઘર, કુટુંબ, દૌલત ત્યાગી હિજરત.............. | ૧૦૭ |
| ૨૭ | વિવિધ કબીલાઓ વચ્ચે સુલેહ-શાંતિ સ્થાપી ............... | ૧૦૭ |
| ૨૮ | વિવિધ ધર્મો અને કૌમોનો સંયુક્ત કરાર ..................... | ૧૦૮ |
| ૨૯ | કરારની ન્યાય અને શાંતિવાળી શર્તો ..................... | ૧૦૯ |
| ૩૦ | મદીના કરાર બાબતે વિદ્વાનોના અભિપ્રાય................. | ૧૧૩ |
| ૩૧ | યુદ્ધ કેદીઓ સાથે વ્યવહાર ................................ | ૧૧૪ |
| ૩૨ | યહૂદીઓ તરફથી મદીના કરારનો ભંગ ..................... | ૧૧૫ |
| ૩૩ | યહૂદીઓ (બનુ કુરયઝહ) સાથેનો વર્તાવ .................. | ૧૧૭ |
| ૩૪ | **યહૂદીઓ સાથે થયેલ વર્તાવ બાબતે<br>યુરોપિય લેખકોના અભિપ્રાયો** ........................ | ૧૨૦ |
| ૩૫ | મક્કાના શત્રુઓ સાથે શાંતિ સંધી.......................... | ૧૨૪ |
| ૩૬ | શાંતિ સંધીનું મુસ્લિમો તરફથી ચુસ્ત પાલન ................ | ૧૨૯ |
| ૩૭ | ખયબરના યહૂદીઓનો વાયદાભંગ ......................... | ૧૩૩ |
| ૩૮ | શાંતિ સંધીનું મક્કાવાસીઓ તરફથી ખુલ્લુ ઉલ્લંઘન ........ | ૧૩૭ |
| ૩૯ | ઉલ્લંઘન છતાં મુસ્લિમો તરફથી શાંતિના પ્રયાસો........... | ૧૩૮ |
| ૪૦ | મક્કાવાસીઓને સાર્વજનિક માફી ......................... | ૧૪૦ |
| ૪૧ | ન તિરસ્કાર, ન દુશ્મનાવટ ફક્ત ઉદારતા,<br>સહનશિલતા અને શાંતિ ............................. | ૧૪૪ |
| ૪૨ | હવાઝીન કબીલા તરફથી હુમલો ........................ | ૧૪૬ |
| ૪૩ | હવાઝીન કબીલાના ૬ હજાર કેદીઓને સાર્વજનિક માફી .... | ૧૪૭ |
| ૪૪ | મક્કાના નવમુસ્લિમ આગેવાનો ઉપર<br>દિલ ખોલીને ઈનામોની વર્ષા ........................... | ૧૪૮ |
| ૪૫ | છેલ્લી હજ્જનું વિદાઈ પ્રવચન.......................... | ૧૪૯ |
| ૪૬ | નબી (સલ.) અને સામ્રાજ્યવાદીઓ વચ્ચે ફર્ક............ | ૧૫૩ |

| ક્રમ | વિગત | પેજ |
|---|---|---|
| ૪૭ | બે વિરોધાભાસ દશ્યોનો વિરોધાભાસ અંજામ ............. | ૧૫૫ |
| ૪૮ | અખ્લાકી તઅલીમના પ્રકારો ......................... | ૧૫૬ |
| ૪૯ | હક્કો, સંસ્કારો અને આચારસંહિતાનું વર્ણન................ | ૧૫૭ |
| ૫૦ | સ્ત્રીઓનું માન-સન્માન.................................. | ૧૫૮ |
| ૫૧ | પશુ-પક્ષીઓ પ્રત્યે દયા ............................ | ૧૬૧ |
| ૫૨ | પશુ-પક્ષીઓના હક્કો ............................. | ૧૬૩ |
| ૫૩ | બાળકો પ્રત્યે નરમી તથા રહેમનો આદેશ ................ | ૧૬૪ |
| ૫૪ | અન્ય ધર્મીઓ પ્રત્યે દયા ........................... | ૧૬૬ |
| ૫૫ | દુશ્મનો સાથે આપ (સલ.)નો વર્તાવ ..................... | ૧૬૮ |
| ૫૬ | જાની દુશ્મનોને માફ કરવા .......................... | ૧૬૯ |
| ૫૭ | **કુર્આન શરીફના વિષયોની ટૂંકી માહિતી** ............. | ૧૭૩ |
| ૫૮ | **૨૪ આયતોના જવાબો** ........................... | ૧૮૦ |
| ૫૯ | કાફિરોને અલ્લાહપાકનો અઝાબ-શિક્ષા ................. | ૧૯૨ |
| ૬૦ | વેદોના અમુક કથનો ............................... | ૧૯૫ |
| ૬૧ | કાફિરો સાથે સબંધ, ઈસ્લામની ઉદારતા અને મર્યાદાઓ .... | ૨૦૦ |
| ૬૨ | મહાભારતનો એક પ્રસંગ ........................... | ૨૧૩ |
| ૬૩ | લડાઈ હિન્દુ ધર્મગ્રંથોમાં ......................... | ૨૧૩ |
| ૬૪ | **મી.અરૂણ શૌરીએ ઈન્ડિયન એક્ષપ્રેસમાં દસ અલગ આયતો ઉપર આક્ષેપ કર્યા છે, તેનું પણ ટૂંકમાં વર્ણન** ... | ૨૩૧ |
| ૬૫ | ફીત્નાના અર્થ કુર્આનની આયતોના સંદર્ભમાં ............ | ૨૪૧ |
| ૬૬ | **આપ (સલ.)ને દુશ્મનો સાથે સંઘર્ષની જરૂરત કેમ પડી ?** ........................ | ૨૪૪ |
| ૬૭ | જિહાદ : વિશાળ ભાવાર્થદર્શક શબ્દ .................... | ૨૪૭ |
| ૬૮ | કુર્આન શરીફ-હદીષ શરીફની રોશનીમાં જિહાદનો દષ્ટિકોણ............................ | ૨૪૮ |
| ૬૯ | જિહાદના મૂળભૂત હેતુઓ ......................... | ૨૪૯ |
| ૭૦ | અન્ય ધાર્મિક પુસ્તકોમાં લડાઈનું વર્ણન.................. | ૨૫૦ |

| ક્રમ | વિગત | પેજ |
|---|---|---|
| ૭૧ | વિશ્વયુદ્ધોના કારણો અને હેતુઓ ........................ | ૨૫૧ |
| ૭૨ | ઈસ્લામમાં માનવજીવનના રક્ષણની મહત્વતા ............. | ૨૫૨ |
| ૭૩ | જિહાદના નિયમો અને શરતો ........................ | ૨૫૩ |
| ૭૪ | બે વિરોધાભાસ વિચારધારાઓ : લવ-જિહાદ ............. | ૨૫૫ |
| ૭૫ | ધર્મ પરિવર્તન-બળજબરી ........................ | ૨૬૯ |
| ૭૬ | જિહાદ બાબતે આક્ષેપોનું ખંડન ........................ | ૨૭૪ |
| ૭૭ | ઈસ્લામ પોતાની સાચી આકર્ષક શિક્ષાથી ફેલાયો છે ........ | ૨૭૭ |
| ૭૮ | ઈસ્લામના તિવ્ર ઝડપથી પ્રસારનું કારણ .................. | ૨૭૮ |
| ૭૯ | સંપૂર્ણપણે નૈતિકતા ........................ | ૨૭૯ |
| ૮૦ | સમાનતાના પ્રચારક ........................ | ૨૮૦ |
| ૮૧ | ઈસ્લામ પહેલાંની સ્થિતિ ........................ | ૨૮૧ |
| ૮૨ | સમસ્ત માનવજાતિના માર્ગદર્શક ........................ | ૨૮૨ |
| ૮૩ | વિશ્વ બંધુત્વ અને માનવ સમાનતાના સંસ્થાપક ............ | ૨૮૪ |
| ૮૪ | મારી આંખો ખૂલી ગઈ ........................ | ૨૮૫ |
| ૮૫ | અત્યંત સુગમ-સરળ ધર્મ ........................ | ૨૮૬ |
| ૮૬ | સંતુલિત જીવનવ્યવસ્થા ........................ | ૨૮૭ |
| ૮૭ | એક વ્યક્તિ કેવી રીતે તલવાર ઉપાડે ? .................. | ૨૮૮ |
| ૮૮ | આપ (સલ.)એ તલવારનો યોગ્ય ઉપયોગ શિખવાડ્યો ..... | ૨૮૯ |
| ૮૯ | **માનવશાંતિ બાબતે આપ (સલ.)નો દૃષ્ટિકોણ** | |
| | **ઈસ્લામ અને શાંતિ** ........................ | ૨૯૧ |
| ૯૦ | શાંતિ પ્રાપ્તિના હકારાત્મક સાધનો પ્રાપ્ત કરવા.............. | ૨૯૩ |
| ૯૧ | નકારાત્મક સાધનોથી દૂર રહેવું ........................ | ૨૯૩ |
| ૯૨ | ધર્મના આધારે માનવ અધિકારો પ્રભાવિત થતા નથી ....... | ૨૯૬ |
| ૯૩ | મુસ્લિમોની સહિષ્ણુતાના ઐતિહાસિક દાખલાઓ .......... | ૨૯૮ |
| ૯૪ | ગેરમુસ્લિમ પ્રજાઓ (લઘુમતીઓ)ના હક્કો ................ | ૩૦૧ |
| ૯૫ | ગેરમુસ્લિમોને આપેલ છૂટછાટો-સંધીઓ .................. | ૩૧૧ |
| ૯૬ | કરારો અને તેની પાબંદી ........................ | ૩૨૮ |



# સંપાદકીય

૨૯મી માર્ચ ૧૯૮૫ ના ભારતિય સંવિધાનની ૨૨૬મી કલમના અનુસંધાનમાં ઍડવોકેટ ચાંદમલ ચોપરા અને શિતલસિંહે કુર્આન શરીફ વિરૂદ્ધ એક અરજી કલકત્તા હાઈકોર્ટમાં દાખલ કરી હતી અને હાઈકોર્ટે તેને રદ કરી હતી.

એ જ પ્રમાણે ૧૯૮૫માં ઈન્દ્રસેન શર્મા અને રાજકુમાર આર્યએ એક પેમ્પલેટ-પોસ્ટર છાપ્યું હતું. જેમની વિરૂદ્ધ દિલ્હી મેટ્રોપોલિટન મેજીસ્ટ્રેટની અદાલતમાં આ પત્રિકા છાપવાના આરોપમાં કેસ દાખલ કરવામાં આવ્યો હતો. ત્યાર બાદ મિસ્ટર અરૂણ શૌરીએ ઈન્ડિયન એક્ષપ્રેસમાં કુર્આન શરીફની અમૂક આયતો ઉપર આક્ષેપો કરતો લેખ છાપ્યો હતો.

એપ્રિલ ૧૯૮૫માં હું આલિમની ડિગ્રી મેળવી મૂફતી ક્લાસનો કોર્ષ કરતો હતો. તે દરમ્યાન ગુજરાતી, હિન્દી, ઈંગ્લીશ મેગેઝીનોમાં કુર્આન શરીફની આયતો વિશે ભ્રામક પ્રચાર જોરશોરથી ચાલતો હતો. ૧૯૮૬માં હું દારૂલ ઉલૂમ માટલીવાલામાં મુદર્રિસ (શિક્ષક) તરીકે જોઈન્ટ થયો. તે દરમ્યાન મેં આ આક્ષેપોના જવાબો વિવિધ ઈસ્લામી તફસીરો અને આ વિષયની કિતાબોમાંથી શોધી લખ્યા હતા. દારૂલ ઉલૂમ માટલીવાલાની વિશાળ લાયબ્રેરીમાં મને વધુ જાણકારીવાળા પુસ્તકો મળ્યા અને તે વિષય ઉપર એક પુસ્તક તૈયાર કર્યું. પરંતુ તે પુસ્તક છપાવવાનો મોકો મળ્યો નહીં. ત્યાર બાદ આ પુસ્તકના અમૂક વિષયો બીજી ગુજરાતી કિતાબોમાં શામેલ કર્યા. પરંતુ કુર્આન શરીફની આયતો ઉપર થતા આક્ષેપોના વિગતવાર જવાબો આજ સુધી કોઈ પુસ્તકમાં મેં શામિલ કર્યા ન હતા.

હાલમાં જ્યારે વસીમ રિઝવીએ કુર્આન શરીફ વિરૂદ્ધ અરજી દાખલ કરી તો ફરીથી તે પુસ્તકની કોપી તલાશ કરી અને તે મળ્યા બાદ ''જિહાદની વાસ્તવિક્તા'' અને કુર્આન શરીફની આયતો વિશે વધુ જાણકારી પ્રાપ્ત કરી. અને આ વિષયમાં લખાયેલ બીજા અરબી, ઉર્દૂ, હિન્દી અને ગુજરાતી પુસ્તકોનું પણ વાંચન કર્યું. ખાસ કરીને મૌ. ખાલિદ સયફુલ્લાહ સા; મૌ. ફરીદ સા. કાવી તથા સ્વામી લક્ષ્મી શંકરાચાર્યના પુસ્તકોથી જે બાબતો મહત્વની જરૂરી લાગી તેને પુસ્તકમાં નકલ પણ કરી.

વસીમ રિઝવી સિવાયના લેખકો તથા કલમકારોએ સીધો કુર્આન શરીફ અર્થાત્ અલ્લાહ તઆલા ઉપર આક્ષેપ કર્યો. જ્યારે વસીમ રિઝવીએ બીજી શરારત કરી કે, તેણે આ ૨૪ આયતોનો કુર્આન શરીફ હોવાનો ઈન્કાર કર્યો અને ઈસ્લામના માનવંત ત્રણ ખલીફા હઝ. અબૂબક્ર સિદ્દીક (રદી.), હઝ. ઉમર ફારૂક અને હઝ. ઉસ્માનગની (રદી.) ઉપર આક્ષેપ કર્યો કે, તેમણે પોતાની ખિલાફતના સમયે (નઉઝુબિલ્લાહ) આ આયતો પોતાના તરફથી ઘડીને કુર્આન શરીફમાં શામેલ કરી. આ પ્રમાણેનો આક્ષેપ આજ સુધી કોઈએ કર્યો નથી. જ્યારે કે કુર્આન શરીફ વિશે યુરોપિયન લેખકોએ ઘણા વાંધા-વચકા કર્યા, પરંતુ આવો આક્ષેપ નથી કર્યો. વસીમ રિઝવી જેવા સહાબાએ કિરામથી દિલી દુશ્મની રાખનારા ઘણા લોકો છે, પરંતુ તેમણે અને તેમના સિવાય ચૌદસો વર્ષના ઈતિહાસમાં કોઈએ પણ આ પ્રમાણેની હિંમત કરી નથી. આ ફક્ત એક પ્રકારની બદમાશી સિવાય કાંઈ નથી. આગળ એના પણ વિગતવાર જવાબો આપીશ, ઈન્શાઅલ્લાહ.

સ્વામી લક્ષ્મી શંકરાચાર્ય પોતે આ આયતો વિશે ભ્રમિત થઈ ગયા હતા, પરંતુ તેમણે તટસ્થતાથી કુર્આન શરીફનું વાંચન કર્યું. ઈસ્લામી વિદ્વાનો (ઉલમાએ કિરામ)થી તેનો ભાવાનુવાદ સાંભળ્યો, તો આપ સત્ય સુધી પહોંચ્યા. અને ત્યાર બાદ સ્વામીજીએ મુસ્લિમ સમુદાયથી પોતાનાથી થયેલ ભૂલની માફી માંગી. પોતે તેના સચોટ અને સહીહ જવાબો આપ્યા. અને પોતે જ ઈસ્લામના વકીલ બની ગેરમુસ્લિમ ભાઈઓ તથા બહેનોને સહીહ વાતોથી વાકેફ કર્યા.

**સ્વામી લક્ષ્મીશંકરાચાર્યજી** (કાનપુર)એ એક પુસ્તક લખ્યું છે : ‘‘ઈસ્લામ આતંક અથવા આદર્શ’’ જેમાં કુરૂઆન શરીફની ૨૪ આયતો (જેમાં જિહાદનું વર્ણન છે) ઉપર થતા આક્ષેપોના જવાબ આપ્યા છે. પુસ્તક લખવાનું કારણ જણાવતાં સ્વામીજી લખે છે કે, અમુક વર્ષો પહેલાં દૈનિક જાગરણમાં શ્રી બલરાજ બોધક (અથવા મધોક)નો લેખ ‘‘દંગે ક્યૂં હોતે હૈ ?’’ વાંચ્યો. તે લેખમાં હિંદુ-મુસ્લિમ દંગા થવાનું કારણ એ દર્શાવ્યું કે, કુરૂઆન મજીદમાં કાફિરોથી લડવા માટે અલ્લાહપાકનું આહ્‌વાન અને ફરમાન છે. એટલા માટે મુસ્લિમો લડે છે અને તે ૨૪ આયતો પણ લખવામાં આવી હતી.

ત્યાર બાદ દિલ્હીથી પ્રકાશિત એક પેમ્પલેટ (પરચો) ‘‘કુરૂઆનકી ચોબીસ આયતેં જો અન્ય ધર્માવલંબિયોંસે ઝઘડા કરનેકા આદેશ દેતી હૈ’’ કોઈએ મને વાંચવા આપી. તે વાંચ્યા પછી મારા મનમાં જિજ્ઞાસા થઈ કે હું પોતે કુરૂઆન શરીફ વાંચું. તો ઈસ્લામી પુસ્તકોની દુકાનેથી મને હિંદી અનુવાદ મળી ગયો. કુરૂઆન શરીફની હિંદી અનુવાદમાં આ બધી જ આયતો મળી ગઈ, જે પેમ્પલેટમાં લખી હતી. તેનાથી મારા મનમાં આ ગલત ધારણા પાકી થઈ ગઈ કે, ઈતિહાસમાં હિંદુ રાજાઓ અને મુસ્લિમ બાદશાહો વચ્ચે થયેલ ઝઘડાઓ અને આજના દંગા તથા આતંકવાદનું કારણ ઈસ્લામ જ છે. મારૂં દિમાગ ભ્રમિત થઈ ગયું હતું, જેથી દરેક આતંકવાદી ઘટના મને ઈસ્લામથી જોડતી દેખાવા લાગી.

ઈસ્લામ, ઈતિહાસ અને વર્તમાન ઘટનાઓને સાંકળતા મેં એક પુસ્તક લખ્યું : ‘‘ઈસ્લામિક આતંકવાદકા ઈતિહાસ’’ જેનો અંગ્રેજી અનુવાદ “The History fo Islamic Terroism”ના નામથી સુદર્શન પ્રકાશન મુંબઈથી પ્રકાશિત થયો.

ત્યાર બાદ મેં ઈસ્લામી વિદ્વાનો (ઉલમાએ કિરામ)ના બયાનોમાં વાંચ્યું -સાંભળ્યું કે ઈસ્લામનો આતંકવાદથી કોઈ સબંધ નથી. ઈસ્લામ તો પ્રેમ, સદ્‌ભાવના અને ભાઈચારાનો ધર્મ છે. કોઈ નિર્દોષને મારવું ઈસ્લામ વિરૂદ્ધ

કૃત્ય છે અને આતંકવાદ વિરૂદ્ધ ફત્વા પણ જારી થયા.

તો મેં કુર્આન મજીદની જિહાદ વિશેની આયતો જાણવા બાબતે મુસ્લિમ વિદ્વાનોથી સંપર્ક કર્યો. તેમણે મને બતાવ્યું કે, કુર્આન મજીદની આયતો અલગ-અલગ અને ભિન્ન-ભિન્ન પરિસ્થિતિઓમાં અવતરિત (ઉતરી) થઈ. એટલા માટે ફક્ત આટલી આયતોના જાહેરી અનુવાદ જોવાની સાથે એ પણ જાણવું જરૂરી છે કે, આ આયતો કઈ પરિસ્થિતિમાં, કોના વિશે, ક્યા કારણોસર ઉતરી, જેથી તેનો સાચો-સહીહ હેતુ માલૂમ પડે.

સાથે આ વાત તરફ પણ ધ્યાન આપવું જરૂરી છે કે, કુર્આન શરીફ હઝ. મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ ઉપર અલ્લાહપાક તરફથી ઉતર્યું છે, તો કુર્આન શરીફનો સહીહ-સચોટ ભાવાર્થ જાણવા માટે હઝ. મુહમ્મદ (સલ.)નું જીવનચરિત્ર અને લોકો સાથે આપના વહેવારથી પરિચિત થવું પણ જરૂરી છે. મુસ્લિમ વિદ્વાનોએ મને એ પણ કહ્યું કે, આ આયતો દરેક ગેરમુસ્લિમ માટે નથી, બલ્કે જે અત્યાચારી લોકોએ હઝ. મુહમ્મદ (સલ.) તથા આપના અનુયાયીઓને સતાવ્યા, તેમનાથી લડાઈ તથા ફસાદ (આતંક) મચાવ્યો હતો, અને સત્ય ધર્મની રાહમાં રૂકાવટો નાંખી હતી, એમના વિશે ઉતરી છે. માટે તમો જો આ આયતોની સાથે હઝ. મુહમ્મદ (સલ.)ની જીવની (સીરત) પણ વાંચતે તો તમને ભ્રમ પેદા ન થતે.

**મુસ્લિમ વિદ્વાનોના આ મશ્વેરા-રાય અને સુજાવ અનુસાર મેં પ્રથમ હઝ. મુહમ્મદ (સલ.)ની જીવની પઢી. ત્યાર બાદ મનની શુદ્ધિ સાથે કુર્આન શરીફ શરૂથી અંત સુધી પઢ્યું તો મને કુર્આન શરીફનો સહીહ મતલબ સમજમાં આવી ગયો.**

સત્ય સામે આવ્યા બાદ મને પોતાની ભૂલનો અહેસાસ થયો કે, હું અજાણતામાં ભ્રમિત થઈ ગયો હતો અને એટલા માટે જ મેં મારા પુસ્તક ''ઈસ્લામિક આતંકવાદકા ઈતિહાસ''માં આતંકવાદને ઈસ્લામ સાથે જોડી દીધો, જેનો મને દિલથી ખેદ છે.

હું અલ્લાહ તઆલા, હઝરત મુહમ્મદ (સલ.) અને તમામ મુસ્લિમ

ભાઈઓથી સાર્વજનિક રીતે માફી માંગું છું. તથા અજ્ઞાનતામાં લખેલા-બોલેલા શબ્દો પાછા લઉં છું. બધા જ લોકોથી અપીલ છે કે, ''ઈસ્લામિક આતંકવાદકા ઈતિહાસ''માં જે લખ્યું છે, એને શૂન્ય સમજે.

**લિ.સ્વામી લક્ષ્મી શંકરાચાર્ય**
એ-૧૬૦૧, આવાસ વિકાસ કોલોની,
હંસપુરમ, નોબસ્તા, કાનપુર

સ્વામી શ્રી શંકરાચાર્ય આગળ લખે છે કે, જગતમાં જ્યાં પણ કોઈ વિસ્ફોટ અથવા હત્યા થાય અને તેમાં સંજોગવસાત્ કોઈ મુસલમાન શામેલ હોય તો તેને ઈસ્લામિક આતંકવાદ કહેવામાં આવ્યો. ત્યાર બાદ મિડિયા સહિત અમૂક લોકોએ પોતાના અંગત સ્વાર્થ માટે પણ ઈસ્લામિક આતંક-વાદની પરિભાષામાં એને બદલી નાંખ્યો. આવા વાતાવરણમાં જગતભરમાં અલગ-અલગ ભાષાઓમાં સેંકડો પુસ્તકો લખી-લખીને પ્રચાર કરવામાં આવ્યો કે, દુનિયામાં આતંકવાદની જડ ઈસ્લામ છે. આ પ્રમાણેના દુષ-પ્રચારોમાં આ પ્રમાણિત કરવામાં આવ્યું કે, કુર્આન શરીફની આ પ્રકારની આયતો અન્યધર્મીઓ સાથે લડાઈ અને બેરહમીથી તેમની હત્યાઓ કરવા માટે પ્રેરિત કરે છે. તેમના પૂજાસ્થળોને નષ્ટ કરવાથી જન્નત મળશે. આ પ્રમાણે યોજનાબદ્ધ રીતે ઈસ્લામને બદનામ કરવા માટે જિહાદનો મતલબ આતંકવાદ બતાવવામાં આવ્યો છે.

સચ્ચાઈ શું છે ? આ જાણવા માટે હમે તે જ રીતો અપનાવીશું, જેનાથી વાસ્તવમાં સચ્ચાઈનું જ્ઞાન થાય છે. મારા દ્વારા શુદ્ધ મનથી કરવામાં આવેલ આ પ્રયાસમાં અજાણતાથી કોઈ ભૂલ થઈ ગઈ હોય તો વાંચકો મને માફ કરશો.

**ઈસ્લામ વિશે કોઈ પણ વસ્તુ પ્રમાણિત કરવા માટે હું અહિંયા ત્રણ કસોટીઓ લઈશ : (૧) કુર્આન મજીદમાં અલ્લાહ તઆલાનો આદેશ (૨) હઝરત મુહમ્મદ સલ.નું જીવનચરિત્ર (૩) હઝરત મુહમ્મદ સલ.ના કથનો અર્થાત્ હદીષ શરીફ.**

આ ત્રણ કસોટીઓના આધારે આપણે જોઈએ કે, વાસ્તવમાં ઈસ્લામ નિર્દોષોથી લડવા અને તેમની હત્યા તથા હિંસા ફેલાવવાનો તથા મંદિરો-પૂજાલયો તોડવાનો આદેશ આપે છે ? શું ઈસ્લામ બળજબરીથી મુસલમાન બનાવવાનો આદેશ આપે છે ? શું વાસ્તવમાં નિર્દોષોની હત્યા કરવી ઈસ્લામમાં જિહાદ છે ?

હઝરત મુહમ્મદ (સલ.)ના ૪૦ વર્ષે રસૂલ (અંતિમ દૂત) થવા બાદ ૨૩ વર્ષો સુધી કુર્આન શરીફ મારફતે આપને આદેશો મળતા ગયા. અને આપે તે પ્રમાણે જ ઈસ્લામનો પ્રચાર કર્યો. માટે કુર્આન શરીફ તથા ઈસ્લામને જાણવા માટે સૌથી મહત્વપૂર્ણ અને આસાન રીત એ જ છે કે, હઝરત મુહમ્મદ (સલ.)ના જીવનચરિત્રને જોવામાં આવે કે, આપે આ આયતોનો શું ભાવાર્થ સમજ્યો અને શત્રુઓ સાથે કેવો વર્તાવ કર્યો. આપનું જીવનચરિત્ર અને કુર્આન શરીફનો ભાવાર્થ સમજી વાંચક પોતે નિર્ણય કરી શકે છે કે, ઈસ્લામ આતંક છે કે આદર્શ ?

ત્યાર બાદ સ્વામીજીએ આપ (સલ.)ના મક્કા મુકર્રમહના ૧૩ વર્ષ અને મદીના મુનવ્વરહના ૧૦ વર્ષનું ઘણી જ વ્યવસ્થિત અને સુંદર રીતે સંક્ષિપ્તમાં વર્ણન કર્યું છે. અને દર્શાવ્યું કે, હઝ. મુહમ્મદ (સલ.)નું પવિત્ર જીવન વાંચ્યા બાદ મેં મહસૂસ કર્યું કે, એકેશ્વરવાદ (તૌહીદ)ના સત્યને સ્થાપિત કરવા માટે આપે અપાર કષ્ટો વેઠ્યા.

મક્કાના કાફિરો સત્યના રસ્તામાં રોડા નાંખવા માટે આપને તથા આપના અનુયાયીઓને લગાતાર ૧૩ વર્ષ સુધી સતાવતા રહ્યા, અપમાનિત કરતા રહ્યા. આ ઘોર અત્યાચાર પછી પણ આપે ધીરજ, સબ્ર અને ધૈર્યથી કામ લીધું. ત્યાં સુધી કે આપે પોતાનું પ્યારૂ વતન મક્કા મુકર્રમહ છોડીને મદીના મુનવ્વરહ જવું પડ્યું. પરંતુ મક્કાના શત્રુઓએ ત્યાં પણ આપનો પીછો છોડ્યો નહીં. જ્યારે પાણી માથાથી ઉપર વહી ગયું (અર્થાત્ ધીરજનો પણ અંત આવ્યો) તો આપને સત્યની રક્ષા કરવા માટે મજબૂર થઈને લડવું પડ્યું. આ પ્રમાણે લડાઈ મુસલમાનો ઉપર થોપવામાં આવી. તે પરિસ્થિતિ-

ઓમાં સત્યની રક્ષા માટે જિહાદની આયતો ઉતરી. અન્યાયી તથા અત્યાચારી લોકોનો મુકાબલો કરવા તથા તેમને સજા આપવા માટે ઉતરનાર આયતોને આતંકવાદ કહેવો કેવી રીતે યોગ્ય ગણાશે. બલ્કે આ જંગો આક્રમણ અને આતંકવાદથી બચાવ માટે હતી. કારણ કે અત્યાચારીઓ સાથે આવો વહેવાર કરવા સિવાય શાંતિની સ્થાપના થઈ શકતી ન હતી.

સબ્ર, ધીરજ અને ધૈર્યની અંતિમ સીમાથી યુદ્ધની શરૂઆત થાય છે, અને તેને જિહાદ કહેવાય છે. વિશેષરૂપે ધ્યાન દેવા જેવી બાબત છે કે, ૨૦ વર્ષ સુધી અત્યાચાર કરનારા લોકોને મક્કા મુકર્રમહના વિજય વખતે માફ કરવામાં આવ્યા, અને ત્યાર બાદ તેમના સરદારોને સો-સો ઉંટો જેવી મોંઘી વસ્તુઓ બક્ષિશરૂપે આપવામાં આવી.

પયગમ્બર હઝરત મુહમ્મદ (સલ.)ના પાક-પવિત્ર જીવનથી સિદ્ધ થાય છે કે, ઈસ્લામનો અંતિમ ઉદ્દેશ્ય દુનિયામાં સત્ય અને શાંતિની સ્થાપના અને આતંકવાદનો વિરોધ કરવાનો છે. અંતમાં ઈસ્લામને હિંસા તથા આતંકથી જોડવો એ સૌથી મોટું અસત્ય છે.

સ્વામી લક્ષ્મી શંકરાચાર્ય કુરૂઆન શરીફની ન્યાય અને રહેમવાળી આયતો વર્ણન કરી ઈસ્લામની આદર્શતા રજૂ કરતાં લખે છે કે, હવે ઈસ્લામને વિગતવાર જાણવા માટે ઈસ્લામની બુન્યાદ (પાયો) કુરૂઆન તરફ જઈએ છીએ. ઈસ્લામ આતંક છે કે આદર્શ ? એ જાણવા માટે કુરૂઆન મજીદની કેટલીક આયતો (સૂકતો) આપી રહ્યો છું, જેને મેં (લેખકે) મૌલાના ફતેહ મુહમ્મદખાં જાલંધરી (રહ.) દ્વારા હિંદીમાં અનુવાદિત અને મહમૂદ એન્ડ કંપની, મરોલ પાઈપલાઈન, મુંબઈ-૫૯ થી પ્રકાશિત કુરૂઆન મજીદમાંથી લીધી છે. (જેને ગુજરાતીમાં ભાષાંતર કરવામાં આવેલા કુરૂઆનમાંથી લીધી છે.)

એ વાત ધ્યાન આપવા લાયક છે કે, કુરૂઆનનો અનુવાદ કરતી વખતે એ વાતનું ખાસ ધ્યાન રાખવું પડે છે કે, કોઈ પણ આયતનો ભાવાર્થ જરા પણ બદલવા નહીં પામે. કારણ કે તે કોઈ પણ કિંમતે બદલી નહીં શકાય.

એટલે જુદી જુદી ભાષાઓમાં જુદા જુદા અનુવાદકો દ્વારા કુર્આન મજીદના કરવામાં આવેલા અનુવાદનો ભાવ એકસમાન જ રહે છે.

કુર્આનનો પ્રારંભ ''બિસ્મિલ્લાહિર્રહમાનિર્રહીમ''થી થાય છે, જેનો અર્થ થાય છે : ''પરમકૃપાળુ, દયાળુ અલ્લાહના નામથી હું શરૂ કરી રહ્યો છું.'' જુઓ, એવો અલ્લાહ જે પરમકૃપાળુ, દયાળુ છે, તે એવા ફરમાન (આદેશ) કેવી રીતે આપી શકે છે, જે કોઈને તકલીફ પહોંચાડનારૂં હોય અથવા હિંસા કે આતંક ફેલાવનાર હોય ? અલ્લાહપાકની આ કૃપા તથા દયાનો પૂર્ણ પ્રભાવ અલ્લાહપાકના રસૂલ (દૂત) હઝ. મુહમ્મદ (સલ.)ના વ્યવહારિક જીવનમાં જોવા મળે છે. કુર્આનની આયતોથી અને પયગમ્બર હઝ. મુહમ્મદ (સલ.)ના જીવનકવનથી જાણવા મળે છે કે, મુસ્લિમોને તે કાફિરોથી લડવાનો હુકમ આપવામાં આવ્યો, જેઓ આક્રમણકારી હતા, અત્યાચારી હતા. આ લડાઈ પોતાના બચાવ માટે હતી.

## કુર્આન મજીદમાં અલ્લાહપાકના આદેશ :

''અને (હે મુહમ્મદ સલ. !) તે સમયને યાદ કરો, જ્યારે કાફિર લોકો તમારી સાથે ચાલ ચાલી રહ્યા હતા. એટલા માટે કે તમારી ધરપકડ કરે અથવા તમને મારી નાંખે અથવા તમને (વતનથી) કાઢી મૂકે અને તેઓ ચાલ ચાલી રહ્યા હતા અને (તેના તોડ માટે) અલ્લાહપાક પણ ચાલ ચાલી રહ્યો હતો અને અલ્લાહપાક સૌથી સારો ચાલ ચાલનાર છે.''

*(સૂરહ અન્ફાલ : ૩૦)*

''જે લોકોને પોતાના ઘરોથી અકારણે કાઢી નાંખવામાં આવ્યા, માત્ર એટલી (વાત) પર કે તેઓ એમ કહે છે કે, અમારો પાલનહાર અલ્લાહ તઆલા છે. અને જો અલ્લાહપાક હંમેશ લોકોને એકબીજાથી (જિહાદ મારફતે) હટાવતો (ખદેડતો) નહીં રહેતે, તો (પોતપોતાના કાળમાં) યહૂદી-ઓના તેમજ ખ્રિસ્તીઓના પૂજાઘરો અને મુસ્લિમોની મસ્જિદો કે જેમાં પુષ્કળપણે અલ્લાહના નામનું સ્મરણ કરવામાં આવે છે, બધા ધરાશયી થઈ ગયા હોતે. અને અલ્લાહપાક એ માણસની જરૂર મદદ કરશે, જે તેની (અર્થાત્ તેના દીનની) મદદ કરશે. સાચે જ અલ્લાહપાક શક્તિશાળી,

પ્રભુત્વશાળી છે.'' *(સૂરહ અલ હજ્જ : ૪૦)*

''શું તેઓ (ઈન્કારીઓ) એમ કહે છે કે, તેમણે (પયગમ્બરે) તેને (કુર્આનને) ઘડી કાઢ્યું છે ? તમે કહી દો કે, તો તમે તે(કુર્આન)ના જેવા દસ અધ્યાય (તમારા દ્વારા) બનાવેલા લઈ આવો અને (પોતાની મદદ માટે) અલ્લાહ તઆલા સિવાય જેને તમે બોલાવી શકતા હોવ બોલાવી લો, જો તમે સાચા છો.'' *(સૂરહ હૂદ : ૧૩)*

''(હવે) એ મુસ્લિમોને યુદ્ધની પરવાનગી આપી દેવામાં આવી છે, જેઓની સાથે (કાફિરો તરફથી) યુદ્ધ કરવામાં આવી રહ્યું છે. એ કારણે કે તેઓની ઉપર (બહુ) જુલ્મ કરવામાં આવ્યો છે. અને સાચે જ અલ્લાહ તઆલા તેઓની મદદ પર શક્તિ ધરાવનાર છે.'' *(અલ હજ્જ : ૩૯)*

''અને તેઓ (મક્કાના ઈન્કારીઓ)ને જ્યાં જુઓ ત્યાં મારી નાંખો, અને જ્યાંથી તેઓએ તમને કાઢ્યા છે (અર્થાત્ મક્કાથી) ત્યાંથી તમે પણ તેઓને કાઢી મૂકો.'' *(અલ્ બકરહ્ : ૧૯૧)*

''જે લોકો અલ્લાહપાક તથા તેના પયગમ્બર સાથે યુદ્ધ કરે છે અને ધરતીમાં દૂષણ ફેલાવવા માટે દોડધામ કરે છે, તેઓની સજા એ જ છે કે તેઓને મારી નાંખવામાં આવે અથવા શૂળીએ ચઢાવી દેવામાં આવે અથવા તેઓના હાથ અને પગ સામસામી બાજુથી કાપી નાંખવામાં આવે અથવા તેઓને દેશનિકાલ કરવામાં આવે. આ (સજા) દુન્યામાં તેઓના માટે એક અપમાન છે, અને પરલોકમાં તેઓના માટે મહા યાતના છે.''

*(સૂરહ માઈદહ : ૩૩-૩૪)*

**ઇસ્લામ વિશે જુઠ્ઠો પ્રચાર કરવામાં આવે છે કે, કુર્આન શરીફમાં આપવામાં આવેલ અલ્લાહ તઆલાના આદેશોના લીધે જ મુસ્લિમો બિનમુસ્લિમોનું જીવવાનું હરામ કરી દે છે. જો કે ઇસ્લામમાં ક્યાંય પણ નિર્દોષ સાથે લડવાની છૂટ નથી. ભલે પછી તે કાફિર તેમજ શત્રુ જ કેમ ન હોય.**

''જે લોકો તમારી સાથે ધર્મની બાબતમાં લડ્યા નથી અને તમને

તમારા ઘરોમાંથી કાઢ્યા પણ નથી, તેમના વિશે અલ્લાહપાક તમને એ વાતથી રોકતો નથી કે તમે તેઓની સાથે સદ્‌વર્તાવ કરો અને તેઓની સાથે ન્યાયથી વર્તો. ખરેખર તો અલ્લાહપાક ન્યાય કરનારાઓને પસંદ કરે છે.''

*(સૂરહ મુમતહિનહ્‌ : ૮)*

''અલ્લાહપાક તો તમને એ લોકો સાથે મૈત્રી કરવાથી રોકે છે કે, જેઓ તમારી સાથે ધર્મની બાબતમાં લડ્યા અને તમને તમારા ઘરોમાંથી કાઢી મૂક્યા તેમજ તમને કાઢી મૂકવામાં મદદ કરી. અને જે કોઈ આવા લોકોથી મૈત્રી રાખશે, તો એ લોકો જ અત્યાચારીઓ છે.''

*(સૂરહ મુમતહિનહ્‌ : ૯)*

**ઈસ્લામના શત્રુ ઉપર પણ અત્યાચાર કરવાની મનાઈ :**

''અને જે લોકો તમારી સાથે યુદ્ધ કરે છે, તમે પણ અલ્લાહપાકના માર્ગમાં તેમની સાથે યુદ્ધ કરો અને હદ નહીં વટાવો. બેશક ! અલ્લાહ તઆલા હદ વટાવી જનારાઓને પસંદ નથી કરતો.'' *(અલ બકરહ્‌ : ૧૯૦)*

''આ અલ્લાહપાકની (કુર્‌આનની) આયતો છે, જેને અમે તારી સમક્ષ સત્યતાપૂર્વક પઢી સંભળાવીએ છીએ, અને અલ્લાહપાક વિશ્વજનો પર અત્યાચાર કરવા નથી માંગતો.'' *(આલિ ઈમરાન : ૧૦૭)*

ઈસ્લામનો સર્વપ્રથમ ઉદ્દેશ્ય વિશ્વમાં શાંતિની સ્થાપના છે. યુદ્ધ તો અંતિમ વિકલ્પ છે. આ જ તો આદર્શ ધર્મ છે, જે નીચે આપવામાં આવેલ આ આયતમાં દેખાય છે :

''(હે પયગમ્બર સલ. !) આપ (ઈસ્લામના) ઈન્કારીઓને કહી દો કે જો તેઓ (ઉપદ્રવ મચાવવાથી) રોકાય જશે તો (ઈમાન લાવતાં) પહેલાં જે કાંઈ થઈ ચૂક્યું એ તેઓને માફ કરી દેવામાં આવશે. અને જો તેઓ ફરી તે જ હરકત દોહરાવશે, તો (સજાની બાબતમાં) આગલા લોકોની જે (પ્રકોપના ભોગ બનવાની) પ્રણાલી પડી ચૂકી છે, તેના જ મુજબ તેઓની સાથે પણ વર્તન થશે.'' *(અન્ફાલ : ૩૮)*

ઈસ્લામમાં દુશ્મનો સાથે ન્યાય કરવાનો આદેશ, ન્યાયનો સર્વોચ્ચ

આદર્શ રજૂ કરે છે. તેને નિમ્નલિખિત આયતમાં જુઓ :

"હે ઈમાનવાળાઓ ! અલ્લાહપાક ખાતર ન્યાયપૂર્વક સાક્ષી આપવા ઉભા થઈ જાઓ, અને કોઈ કૌમની દુશ્મની તમને અન્યાય કરવા પર હરગિજ નહીં ઉભારે. (બલ્કે) ન્યાય કરો. એ જ સંયમથી વધારે નજીક છે. અને અલ્લાહપાકથી ડરતા રહો. ખરેખર તો તમે જે કાંઈ કરી રહ્યા છો, અલ્લાહપાક તેનાથી સુમેરે વાકેફ છે." *(માઈદહ : ૮)*

**ઈસ્લામમાં કોઈ નિર્દોષની હત્યાની છૂટ નથી. આવું કરનારની એક સજા છે 'ખૂનના બદલે ખૂન.' પરંતુ આ સજા માત્ર હત્યારાને જ મળવી જોઈએ, અને તેમાં અતિરેક (ઝયાદતી)ની મનાઈ છે. આને જ તો કહે છે સાચો ન્યાય !** જુઓ નીચે આપેલ અલ્લાહ તઆલાનો આ આદેશ :

અને જે (માનવ)જીવને મારવું અલ્લાહપાકે હરામ (વર્જ્ય) કર્યું છે, તેની કતલ નહીં કરો, પરંતુ સત્ય અધિકાર સહિત. અને જેને અત્યાચાર-પૂર્વક (નિર્દોષ) મારી નાંખવામાં આવશે, તો અમે તેના વાલી-વારસને (મૃત્યુદંડ લેવાનો) અધિકાર આપ્યો છે, તો (મૃત્યુદંડરૂપે કરવામાં આવતી) હત્યામાં તે હદ નહીં ઓળંગે. સાચે જ તે વિજયી છે. *(બની ઈસ્રાઈલ : ૩૩)*

ઈસ્લામ તરફથી દેશ (ધરતી)માં દૂષણ ફેલાવવાની છૂટ નથી. જુઓ અલ્લાહપાકનો આ આદેશ : "તો લોકોને તેમની વસ્તુઓ ઓછી નહીં આપો. (આમ કરી) ધરતીમાં દૂષણ ફેલાવતા નહીં ફરો." *(શુઅરા : ૧૮૩)*

## અત્યાચારીઓને અલ્લાહપાકની ચેતવણી :

"સાચે જ જે લોકો અલ્લાહપાક(ના શાસ્ત્ર)ની આયતોનો ઈન્કાર કરે છે, અને પયગમ્બરો (ઈશદૂતો)ને કોઈ પણ દોષ વગર મારી નાંખે છે, તેમજ લોકોમાં જેઓ ન્યાયનો આદેશ આપે છે તેઓને પણ મારી નાંખે છે, તો (હે પયગમ્બર સલ. !) તમે એવા લોકોને દર્દનાક યાતનાની ખૂશખબર આપી દો." *(આલિ ઈમરાન : ૨૧)*

**સત્ય ખાતર તકલીફ સહન કરનારાઓ, મરવા-મારવાવાળાઓ ઈશ્વર (અલ્લાહપાક)ની નજરમાં કૃપાપાત્ર હશે, તેના પ્રિય હશે :**

તો તેઓના પાલનહારે તેઓની દુઆ કબૂલ કરી લીધી (અને કહ્યું), હું પણ તમારામાંથી (સારા) કામ કરનારની મહેનતને બેકાર જવા નથી દેતો, પછી તે પુરૂષ હોય કે સ્ત્રી. કારણ કે તમે બધા એકબીજા જેવા છો. (ઈસ્લામમાં લિંગભેદ નથી) તો જે લોકોએ (પોતાનું વતન છોડી) હિજરત કરી અને જેઓને તેમના ઘરોમાંથી કાઢી મૂકવામાં આવ્યા, અને જેઓની મારી રાહમાં (મારા ખાતર) સતામણી કરવામાં આવી અને જે (સત્ય માટે) લડ્યા અને માર્યા ગયા, હું જરૂર તેઓના પાપ તેમનાથી દૂર કરી દઈશ, અને ચોક્કસ જ તેઓને (સ્વર્ગના) એવા બગીચાઓમાં દાખલ કરીશ, જેની નીચેથી નહેરો વહેતી હશે, વળતરરૂપે અલ્લાહપાક તરફથી. અને અલ્લાહની પાસે શ્રેષ્ઠ વળતર (પુણ્ય) છે.

**ઇસ્લામને બદનામ કરવા માટે લખી-લખીને અપપ્રચાર કરવામાં આવ્યો કે, ઇસ્લામ તલવારના જોરે ફેલાયેલો ધર્મ છે. મક્કા સહિત સંપૂર્ણ અરબ તેમજ વિશ્વના અધિકતર મુસ્લિમોને તલવારના જોરે જ મુસલમાન બનાવવામાં આવ્યા હતા. આમ, ઇસ્લામનો ફેલાવો બળ-જબરીથી થયો. જો કે ઇસ્લામમાં કોઈને બળજબરીપૂર્વક મુસલમાન બનાવવાની સખત મનાઈ છે.** જુઓ કુરૂઆનમાં અલ્લાહનો આ આદેશ :

“અને જો તારો પાલનહાર ઈચ્છતે તો ધરતીમાં જેટલા લોકો છે, તે બધા જ શ્રદ્ધા રાખી લેતે. તો શું તું હવે લોકોને મજબૂર કરશે કે તેઓ શ્રદ્ધા રાખનારાઓ (મુસ્લિમો) બની જાય ?” *(સૂરહ યૂનુસ : ૯૯)*

“પરમકૃપાળુ, દયાળુ અલ્લાહના નામથી શરૂ કરૂં છું. (હે પયગમ્બર સલ. !) તમે કહી દો, હે (ઈસ્લામના) ઈન્કારીઓ ! જે(દેવો)ને તમે પૂજો છો, તેની હું પૂજા નથી કરતો. અને ન તમે તે(અલ્લાહપાક)ને પૂજો છો, જેને હું પૂજી રહ્યો છું. અને ન હું તે(દેવો)ને પૂજનાર છું, જેને તમે પૂજો છો. અને તમે તે(અલ્લાહપાક)ને પૂજનારા છો, જેને હું પૂજું છું. તમારા માટે

તમારો ધર્મમાર્ગ, મારા માટે મારો ધર્મમાર્ગ છે.'' *(અલ કાફિરૂન : ૧-૬)*

''(હે પયગમ્બર સલ. !) ત્યાર બાદ જો તે(ઈન્કારી)ઓ તમારી સાથે વાદવિવાદ કરવા લાગે, તો તમે કહી દો (કે તમે માનો કે ન માનો) મેં તો મારૂં શીષ અલ્લાહપાક સમક્ષ નમાવી દીધું છે, તેમજ મારા અનુયાયીઓએ પણ. અને તમે એ લોકોને કહી દો, જેઓને શાસ્ત્ર આપવામાં આવ્યું હતું તેમજ નિરક્ષર આરબોને પણ કે શું તમે ઈસ્લામ અંગીકાર કરો છો ? પછી જો તેઓ ઈસ્લામ અંગીકાર કરી લે તો તેઓ પણ સત્યમાર્ગ મેળવી લેશે. અને જો તેઓ મોઢું ફેરવી લે તો (તમે ચિંતા નહીં કરો), તમારા પર માત્ર (સત્યધર્મ) પહોંચાડવાની જ જવાબદારી છે. (પરાણે લોકોને મનાવવાની નહીં) અને અલ્લાહપાક બંદાઓને સારી રીતે જોઈ રહ્યો છે.''

*(આલિ ઈમરાન : ૨૦)*

''(હે પયગમ્બર સલ. !) તમે કહી દો કે, હે શાસ્ત્રવાળાઓ ! જે વાત અમારી અને તમારી વચ્ચે એકસમાન (ધોરણે સ્વીકૃત) છે, તેની તરફ આઓ, તે એ કે આપણે અલ્લાહ સિવાય કોઈની પૂજા નહીં કરીએ અને આપણે (પૂજા કે પ્રાર્થનામાં) તેની સાથે કોઈ પણ વસ્તુની ભાગીદાર નહીં બનાવીએ, અને આપણાંમાંથી કોઈ પણ એકબીજાને (પોતાના) માલિક (પૂજ્ય) નહીં બનાવે, અલ્લાહપાકને છોડી દઈ. ત્યાર બાદ જો તેઓ મોઢું ફેરવી લે તો તમે કહી દો કે તમે ગવાહ રહો કે સાચે જ અમે તો મુસ્લિમ (ઈશ્વરની આજ્ઞાઓનું પાલન કરનાર) છીએ.'' *(આલિ ઈમરાન : ૬૪)*

**ઇસ્લામમાં બળજબરીપૂર્વક ધર્મપરિવર્તનની મનાઈની સાથોસાથ એનાથી પણ આગળ વધી કોઈ પણ પ્રકારની બળજબરીની છૂટ નથી.** જુઓ અલ્લાહપાકનો આ આદેશ :

''ધર્મના મામલામાં બળજબરી નથી.'' *(બકરહ્ : ૨૫૬)*

''હા, જે માનવી બુરૂ કામ કરતા રહે અને તેના પાપ તેને ચારેકોરથી ઘેરી વળે, તો એવા જ લોકો નર્કવાળા છે, તેઓ તેમાં સદાકાળ રહેશે.''

*(બકરહ્ : ૮૧)*

**નિષ્કર્ષ** : પયગમ્બર હઝ. મુહમ્મદ (સલ.)ના જીવનને તથા કુર્આન મજીદની આયતોને જોયા પછી સ્પષ્ટ થાય છે કે, હઝ. મુહમ્મદ (સલ.)ની કરણી અને કુર્આનની કહેણીમાં ક્યાંય આતંકવાદ નથી. આનાથી સિદ્ધ થાય છે કે, ઈસ્લામ વિશે અધૂરી માહિતી ધરાવનારાઓ જ અજ્ઞાનતાના કારણે ઈસ્લામને આતંકવાદથી જોડે છે. *(સ્વામી લક્ષ્મી શંકરાચાર્ય : "ઈસ્લામ આતંક યા આદર્શ ?" વિવિધ પેજોમાં લીધું છે.)*

આ જ પ્રમાણે વિશ્વ હિન્દુ પરિષદના પ્રમુખ **શ્રી અશોક સિંઘલે** તથા **શિવાગોર, સિંગારેડ્ડી** નામની વ્યક્તિએ **મૌ.વહીદુદ્દીન ખાન સાહેબ**થી ઉપરોક્ત આયતો પૈકી અમુક આયતો રજૂ કરી તેનો જવાબ માંગ્યો, તો મૌ. વહીદુદ્દીન ખાન સાહેબે તેના ટૂંકા પરંતુ મુદ્દાસર જવાબો આપ્યા. જેનો ભાવાર્થ પણ એ જ છે કે, આ આયતોનો સબંધ સામાન્ય ગેરમુસ્લિમો સાથે નથી, બલ્કે અત્યાચારી પાપીઓ વિશે હુકમ છે. આ બધી જ આયતોના આગળ-પાછળના શબ્દો, તેના બેકગ્રાઉન્ડ તથા જે તે બનાવોના સંદર્ભ વિશેના અહેવાલ અને કિસ્સાઓનું વર્ણન દર્શાવે છે કે, ઉપરોક્ત હુકમ આ લોકો બાબતે છે, સામાન્ય પ્રજાજનો વિશે નથી. આયતોનો હુકમ હંગામી અને તત્કાલીન છે. આ તે સમય માટે છે, જેમાં મુસ્લિમો અને બીજી કૌમો વચ્ચે લડાઈ State of War થઈ રહી હોય.

સામાન્ય પ્રજા તથા સામાન્ય વાતાવરણ વિશેનો હુકમ કુર્આન શરીફની બીજી આયતોમાં વિગતવાર વર્ણન કરવામાં આવ્યો છે. જેને હું (સંપાદક) આગળ વર્ણન કરીશ, ઈન્શાઅલ્લાહ.

મૌ. વહીદુદ્દીન ખાન સાહેબ આગળ લખે છે કે, કુર્આન શરીફના શિક્ષણ પ્રમાણે સામાન્ય વ્યક્તિને તકલીફ આપવાની સખ્ત મનાઈ છે. બલ્કે શત્રુ (Enemy) અને લડાઈ કરનાર (Combatant) વચ્ચે પણ ફર્ક બતાવ્યો છે. કુર્આન શરીફનો હુકમ છે કે, તમારા શત્રુ સાથે પણ સદ્વર્તાવ કરવો જોઈએ અને હઝ. મુહમ્મદ (સલ.)નું જીવનચરિત્ર આ પ્રકારના વર્તાવ અને સુલૂકથી ભરપૂર છે.

એક આયતમાં શત્રુ સાથે સદ્‌વર્તાવનો મર્મ અને ભેદ દર્શાવતા ફરમાવ્યું કે, "નેકી અને બુરાઈ બન્નેવ બરાબર નથી હોઈ શકતા." તમે શત્રુ સાથે સારો વર્તાવ કરશો તો તમારા અને શત્રુ વચ્ચે પાક્કી દોસ્તી થઈ જશે.

કુર્‌આન શરીફમાં છે કે, દરેક પયગમ્બરે (ઈશદૂતે) પોતાના યુગ અને સમયના લોકોને "કાફિર" શબ્દથી નથી પોકાર્યા, બલ્કે "યા કવમી" અર્થાત્ હે મારી કૌમ કહ્યું. બલ્કે નબીને તેમના ભાઈથી સંબોધ્યા. જેમકે "અમે કૌમે આદ તરફ તેમના ભાઈ હુદને મોકલ્યા." સમૂદ તરફ તેમના ભાઈ સાલિહને મોકલ્યા અને નબીઓનું ન માનવા છતાં તેમને કૌમે નૂહ, કૌમે હૂદ, કૌમે સાલિહ, લૂત, શુઅયબ વગેરે માનવંત શબ્દોથી પોકાર્યા.

*(અરિરસાલહ, જૂન-જુલાઈ ૨૦૨૧)*

કુર્‌આનમાં ઈન્સાન શબ્દ ૬૫ વખતે આવ્યો છે અને તેનું બહુવચન નાસ ૨૫૦ વખતે આવ્યું છે. તેની તુલનામાં કાફિર શબ્દ ફક્ત પાંચ વખત અને તેનું બહુવચન કાફિરૂન-કુફ્ફાર ૧૫૦ વખતે આવ્યું છે. આનાથી અંદાજો આવી શકે છે કે, આ બાબતે કુર્‌આન શરીફનો દૃષ્ટિકોણ શું છે ? કાફિર શબ્દ બાબતે પણ હું આગળ વિગતવાર ચોખવટ કરીશ, ઈન્શાઅલ્લાહ.

## કુર્‌આનનો સાચો પરિચય : કુર્‌આન સમગ્ર માનવજાત માટે

મૌ. કલીમ સિદ્દીક સાહબ લખે છે કે, એક પ્રોગ્રામમાં દરેક પ્રવચન પછી પ્રશ્નોત્તરીનું સેશન રાખવામાં આવ્યું હતું. સ્વામી અગ્નિવેશનું પ્રવચન પુરૂ થયું તો શ્રોતાઓએ, જેમાં સોનીપત શહેરના તમામ વિખ્યાત ધાર્મિક ખાસ કરીને હિન્દુ સંગઠનો અને રાજકીય નેતાઓને એકત્ર કરવામાં આવ્યા હતા. બહુ આક્રમક શૈલીમાં સ્વામીજીથી પ્રશ્નો કર્યા, સ્વામી અગ્નિવેશ બહુ હાજર જવાબ તેમજ અનુભવી હતા. તેમણે બહુ આક્રમક અંદાજમાં લાજવાબ કરી દેનારા જવાબો આપ્યા. તે દરમિયાન શ્રોતાઓમાંથી શહેરના વિશ્વ હિન્દુ પરિષદના એક મુખ્ય સંચાલક ઉભા થયા અને બોલ્યા : સ્વામીજી ! તમે એમ કહ્યું કે, બધા ધર્મો અને ધર્મગ્રંથો અમન તથા શાંતિનો પયગામ આપે છે, પરંતુ **કુર્‌આનમાં કાફિરો (ઈન્કારીઓ)ને મારી**

**નાખવાનું ઠેર ઠેર કહેવામાં આવ્યું છે. કુર્‌આન ક્યાં શાંતિ તેમજ અમનની વાત કરે છે ?** સ્વામીજીએ પોતાની આક્રમક શૈલી બદલીને ગંભીર થઈને જવાબ આપ્યો કે, વાસ્તવમાં ધાર્મિક ગ્રંથોની એક ભાષા હોય છે. તેની વ્યાખ્યા (ભાષ્ય) તે ધર્મના વિદ્વાનોથી જાણવી જોઈએ. જે તમે સમજી રહ્યા છો, તે અર્થ તે આયતોનો નથી. અને આપના ત્યાં એક મોટો મદ્રસો ઈદગાહમાં છે, ત્યાં જઈને તમે કુર્‌આનના વિદ્વાનોથી તે આયતોનું અર્થઘટન સમજો.

આ નાચીઝ સભાનું સંચાલન કરી રહ્યો હતો. સ્વામીજીની પરવાનગી લઈ મેં પેલા ભાઈથી કહ્યું કે, દિલની વાત મોઢા પર આવી જવી બહુ સારી વાત છે. જો તમે સ્પષ્ટપણે પ્રશ્ન નહીં કરતે, તો કેવી રીતે ખબર પડતે કે તમે શું વિચારી રહ્યા છો ? હકીકત એ છે કે, કુર્‌આનના પરિચયમાં બહુ મોટી ગેરસમજ થઈ છે. અને તે ગેરસમજનું કારણ અમે મુસ્લિમો છીએ. મેં કહ્યું કે, એમ સમજવામાં આવે છે અને એમ સમજીને જ સમગ્ર વિશ્વના લોકો અને સ્વયં મુસ્લિમો પણ કુર્‌આન પઢે છે, કુર્‌આન મુસ્લિમોનું ધાર્મિક ગ્રંથ છે. જો કે કુર્‌આને ખુદ વારંવાર પોતાનો પરિચય કરાવ્યો છે. કુર્‌આનમાં એક શબ્દ પણ એવો નથી, જ્યાં કુર્‌આને અથવા ઈશ્વરના અંતિમ સંદેશ-વાહક જેમની ઉપર કુર્‌આન અવતરિત થયું, એક વખત પણ એમ નહીં બતાવ્યું કે, કુર્‌આન માત્ર મુસ્લિમોનું ધાર્મિક ગ્રંથ છે. કુર્‌આનનો સાચો પરિચય એ છે કે, સમગ્ર બ્રહ્માંડનો સર્જક, માતાની છાતીઓમાં આપણાં જન્મ પહેલાં આપણાં માટે દૂધ ઉત્પન્ન કરનાર અને તમામ માતાઓને મમતા આપનાર માલિક તથા પાલક તરફથી આ જીવન તથા તેના પછીના શાશ્વત જીવનને સફળ બનાવવા માટેની રીત એટલે કુર્‌આન અને શાસકોના શાસક તરફથી નક્કી કરેલો કાનૂન. તેમજ અપ-ટુ-ડેટ આવૃત્તિ એટલે કુર્‌આન. **બલ્કે એમ કહો કે મહાદયાળુ પાલનહાર તરફથી માનવજાત પ્રતિ પ્રેમપત્રનું નામ કુર્‌આન છે. જેનું પઠન કરવું અને તેની પર અમલ કરવું સ્વામીજી માટે, પંડિતજી માટે, કોઈ ફાધર માટે અને ગ્રંથી માટે, બલ્કે સમસ્ત માનવજાત માટે એટલું જ જરૂરી છે, જેટલું**

**આ પ્રોગ્રામના પ્રમુખ અને આપણાં બધાના વડીલ સૈયદ મુહમ્મદ રાબિઅ્ હસની નદવી (દા.બ.) માટે જરૂરી છે.** એ વાતમાં શંકાને કોઈ સ્થાન નથી કે, ન્યાય તોળવાના દિવસે આ સિલસિલામાં મુસ્લિમ ફસાય જશે અને તેમનાથી પૂછવામાં આવશે કે તેમના જીમ્મે માલિકે (અલ્લાહપાકે) કુર્આનનો સાચો પરિચય કરાવીને સમગ્ર માનવજાત સુધી તેમની ભાષાઓમાં કુર્આન પહોંચાડવાની જવાબદારી આપી હતી અને તેમણે તે જવાબદારી અદા નહીં કરી. પરંતુ આના કારણે તમે કે સ્વામીજી બચી નહીં શકશો કે અમને કુર્આનનો સાચો ગ્રંથ મળ્યો ન હતો. કારણ કે કાનૂનના બધા ગ્રંથોના મથાળે આ વાક્ય લખવામાં આવે છે કે, કાનૂનનું નહીં જાણવું સૌથી મોટો કાનૂની અપરાધ છે. તમે કોઈ જજને અદાલતમાં અથવા કોઈ પોલિસવાળાને એમ કહી ગુનાની સજાથી બચી નથી શકતા કે, અમને તો ખબર ન હતી કે આપણાં દેશમાં ચરસ, ગાંજો કે હેરોઈનનો કારોબાર ગેરકાનૂની છે. આ સ્થિતિમાં તમારા પર બે કલમો લાગશે. એક કાનૂનને નહીં જાણવાની અને બીજી કાનૂનભંગની.

આ નાચીઝે કહ્યું કે, મહાશય ! મારી દરખ્વાસ્ત આપથી એ છે કે, આપ એક વખત કુર્આનને સાચા પરિચય સાથે પઢો કે હું મારા દયાળુ માલિક તરફથી મારા માટે મોકલવામાં આવેલ પ્રેમપત્ર વાંચી રહ્યો છું. મને આશા જ નહીં, વિશ્વાસ છે કે, જ્યારે આવી રીતે તમે કુર્આન વાંચશો તો તમને ખુદ ગર્વ થશે કે, મારા માલિકે મને કેટલો સારો ગ્રંથ આપ્યો અને પઢાવ્યો છે.

અને જો તમને એ છતાં આ કુર્આનમાં કોઈ વાત વાંધાજનક લાગે તો એ તમારો અને તમારા માલિકનો મામલો છે. તમારો પ્રત્યેક ક્ષણે તમારા માલિક સાથે વાદસંવાદ થઈ શકે છે. તમે પોતે માલિકથી ફરિયાદ કરો કે માલિક તમે તમારા પ્રેમપત્રમાં આ શું લખ્યું છે ? કોઈ પણ ટપાલીથી કે સરકારી નોટીસ બજાવનારથી ઝઘડો નથી કરતો કે આવો પત્ર અને નોટીસ અમને કેમ આપી રહ્યા છો ? સરકારી સમન્સ અથવા નોટીસ આવી છે. એટલે તમે સીધા સરકારથી સંપર્ક સાધશો.

ત્યાર બાદ હઝરતનું પ્રમુખીય પ્રવચન થયું. પ્રોગ્રામ પછી મારે પણ હઝરત મૌલાના સાથે દિલ્હી પાછા આવવાનું હતું. પ્રોગ્રામમાં શામેલ બધા લોકો માટે ખાવાની વ્યવસ્થા કરવામાં આવી હતી. તે ભાઈ જેમણે ઉપરોક્ત પ્રશ્ન કર્યો હતો, આવીને આ નાચીઝના ગળે લાગી ગયા અને મોડે સુધી લાગેલા રહ્યા અને કહેવા લાગ્યા : તમે મારા જીવનની પૂરી કાળાશ ધોઈ નાંખી. જ્યારે તેઓને ખબર પડી કે અમે ખાવામાં સાથે નહીં રહીશું, તો બહુ નિરાશ થયા. વારંવાર હઝરત મૌલાનાથી વિનંતી કરીને મને ખાતી વખતે થોડીક વાર સાથે બેસવા માટે રોકી લીધો. હઝરત મૌલાનાએ પણ મને રોકાય જવાનો હુકમ આપ્યો. વારંવાર અત્યંત ભાવનાશીલ શૈલીમાં એ વાત દોહરાવતા રહ્યા કે, સાચે જ તમે શું વાત કહી, અમે હંમેશ કુર્આનને મુસ્લિમોનો અર્થાત્ આતંકવાદી કૌમનો ધાર્મિક ગ્રંથ સમજતા હતા.

ત્યાર બાદ કેટલાક મહિનાઓમાં કુર્આનને પોતાના માલિક તરફથી પોતાના માટે મોકલવામાં આવેલ પ્રેમપત્ર સમજી પઢવાના પરિણામે, મુહમ્મદ (સલ.) પર અવતરિત આ જીવંત ચમત્કાર કુર્આને તેમના દિલ-દિમાગ પર કબ્જો જમાવી લીધો. અને ઈસ્લામ વિરૂદ્ધ આક્રમક હુમલાઓ કરનાર ઈસ્લામનું નેતૃત્વ કરવા માટે તે બંદાને અલ્લાહપાકે હિદાયત અતા ફરમાવી. હવે તેમણે ઈસ્લામ વિરોધથી તૌબા કરી લીધી. એટલું જ નહીં બલ્કે તે ઈસ્લામના એક સારા પ્રચારક છે.

એટલે માત્ર આપણી જ નહીં, બલ્કે માનવજાતની સૌથી મોટી જરૂરત એ છે કે, કુર્આનના આ ખોટા પરિચયને નિર્મૂળ કરવામાં આવે કે તે માત્ર મુસ્લિમોનો ધાર્મિક ગ્રંથ છે. તેના બદલે તેનો સાચો પરિચય આપવામાં આવે કે, આપણાં બધાના પરમકૃપાળુ, દયાળુ માલિકનો સંપૂર્ણ તથા અંતિમ સંદેશ છે. તેમજ આ કુર્આનને સમગ્ર માનવજાત સુધી તેમના માનસિક સ્તરનું ધ્યાન રાખી તેમની ભાષાઓમાં પહોંચતું કરવામાં આવે. જે ખયરે ઉમ્મત હોવાના નાતે આપણી જવાબદારી છે.

આવો ! આપણે આપણી આ જવાબદારી અદા કરીએ અને લોક-પરલોકમાં સફળતા મેળવીએ.

# સંપૂર્ણ કુર્આને કરીમ અલ્લાહ તઆલાનો ગ્રંથ હોવાની દલીલ

## વસીમ રિઝવીની બકવાસનો જવાબ :

રસૂલુલ્લાહ (સલ.)એ જ્યારે એ દાવો કર્યો કે, કુર્આને કરીમ આકાશી ગ્રંથ છે. જે અલ્લાહ તઆલા તરફથી માનવોની હિદાયત માટે ઉતારવામાં આવ્યો છે. તો ઘણા લોકોએ તેનો ઈન્કાર કર્યો. તેમણે કહ્યું કે, એ એક માનવીય સંપાદન છે. તેના જવાબમાં કુર્આને કરીમે કહ્યું કે, ''જો તેઓ (પોતાના દાવામાં) સાચા છે, તો તેઓને જોઈએ કે, એના જેવો જ કોઈ ગ્રંથ (બનાવી) રજૂ કરે.'' *(સૂ.તૂર : ૩૪)*

એવી રીતે કુર્આને કરીમે એ એલાન કર્યું કે, ''જો બધા માનવી અને જિન્નાત આ વાત પર એકત્ર થઈ જાય કે આ કુર્આનના જેવું બનાવી લાવે તો પણ એના જેવું નહીં લાવી શકે. ભલેને તેઓ એકબીજાના મદદગાર પણ બની જાય. *(બની ઈસ્રાઈલ : ૮૮)* બલ્કે તેના જેવી એક જ સૂરત બનાવી આપો.''

''અને જો તમને આ કિતાબ વિશે કંઈ શંકા હોય, જેને અમે અમારા ખાસ બંદા ઉપર ઉતારી છે, તો તમે એના જેવી એક જ સૂરત બનાવી લાવો. અને અલ્લાહ તઆલાના સિવાય તમારા મદદગારોને પણ બોલાવી લો, જો તમે સાચા છો.'' *(સૂ.બકરહ : ૨૩)*

આ આશ્ચર્યજનક દાવો છે, જે માનવ ઈતિહાસમાં કોઈ પણ લેખકે કર્યો નથી. અને ન કોઈ બુદ્ધિશાળી લેખક તેનો દાવો કરી શકે છે. દરેક વ્યક્તિના સંપાદનના જવાબમાં તેના જેવું બીજું સંપાદન તૈયાર કરી શકાય છે. કુર્આને કરીમનું કહેવું છે કે, તે એક એવું કલામ છે કે તેના જેવું કલામ માનવીના મગજમાં પણ ન આવી શકે. અને લગભગ દોઢ હજાર વર્ષ સુધી કોઈ માનવી તેની ઉપર અંકુશ ન મેળવી શકયો. તો એ સાબિત કરે છે કે આ માનવીનું કલામ નથી, બલ્કે ખુદાઈ શબ્દો છે. અને જે ખુદાઈ શબ્દો હોય તેનો જવાબ કોણ આપી શકે છે ?

ઈતિહાસમાં કેટલાક ઉદાહરણો મળે છે. જ્યારે કે આ ચેલેન્જને

પડકારવામાં આવ્યો. સૌપ્રથમ ઘટના લબીદ બિન રબિઅહની છે, જે અરબોમાં પોતાની વાણી અને હોંશયારી ક્ષેત્રે પ્રખ્યાત હતો. તેણે જવાબમાં એક કાવ્ય લખ્યું, જે કા'બાના દરવાજા પર લટકાવવામાં આવ્યું અને આ એવું ગૌરવ હતું, જે વિશિષ્ટ વ્યક્તિને મળતુ હતું. આ ઘટના પછી તરત જ કોઈ મુસલમાને કુર્આને કરીમની એક સૂરત લખીને તેની નજીક લટકાવી દીધી. લબીદ (જે તે સમય સુધી મુસલમાન ન થયા હતા) જ્યારે બીજા દિવસે કા'બાના દરવાજા પર આવ્યા અને સૂરતને પઢી તો શરૂઆતની આયતોથી જ પ્રભાવિત થઈ ગયા અને એલાન કર્યું કે બેશક, આ કોઈ માનવીનું કથન નથી અને તેની ઉપર હું ઈમાન લાવું છું. *(Mohammad the Holy Prophet, by H. G. Sarwar, P.448)* અહીંયાં સુધી કે અરબના પ્રખ્યાત શાયરો કુર્આને કરીમના સાહિત્યથી એટલા પ્રભાવિત થયા કે તેમણે શાયરી કહેવાનું છોડી દીધું. એક મુદ્દત પછી હઝરત ઉમર (રદી.)એ તેમનાથી શાયરી પઢવાની વિનંતી કરી તો તેમણે જવાબ આપ્યો : "જ્યારે અલ્લાહ તઆલાએ મને સૂરએ બકરહ અને સૂરએ આલિ ઈમરાન જેવું કલામ આપ્યું છે, તો હવે મારા માટે શઅર (કવિતા) કહેવા યોગ્ય નથી."

બીજો બનાવ તેનાથી વધારે આશ્ચર્યજનક છે, જે ઈબ્ને અલમુકફ્ફઅ્ (ઈરાની)નો છે. ઈસ્લામ ધર્મ વિરોધીઓએ એ જોઈને કે કુર્આન લોકોને ખૂબ જ પ્રભાવિત કરી રહ્યું છે, એ નક્કી કર્યું કે તેના પડકારરૂપે એક ગ્રંથ તૈયાર કરવામાં આવે. તે હેતુ માટે તેઓ ઈબ્ને અલ મુકફ્ફઅ (ઈ.સ.૭૨૭)ને મળ્યા. જે તે યુગના અરબી ભાષાના ખૂબ જ મહાન અને અજોડ સાહિત્યકાર અને બુદ્ધિશાળી હતા. ઈબ્ને મુકફ્ફઅ્ને પોતાની ઉપર શ્રદ્ધા હતી એટલે તે તૈયાર થઈ ગયો. તેણે કહ્યું કે, હું એક વર્ષમાં આ કામ કરી દઈશ. અલબત્ત તેણે એક શરત મૂકી કે એ સમય દરમિયાન તેની બધી જરૂરતોનો બંદોબસ્ત થવો જોઈએ, જેથી તે એકાગ્રતાથી એ કામમાં વ્યસ્ત રહે.

અડધી મુદ્દત પછી સાથીઓને થયું કે કામ કેટલું થયું છે, તે જાણવું જોઈએ. તેઓ તેની પાસે ગયા તો તેને એ સ્થિતિમાં જોયો કે તે બેઠો છે, કલમ તેના હાથમાં છે, ખૂબ જ ધ્યાનમાં મગ્ન છે, તે પ્રખ્યાત ઈરાની

સાહિત્યકાર સામે એક સાદો કાગળ પડેલો છે, તેની જગ્યા પાસે લખીને ફાડેલા કાગળોનો ઢગલો પડેલો છે. એ બુદ્ધિશાળી વ્યક્તિએ પોતાની શક્તિ વેડફીને કુર્આને કરીમનો જવાબ આપવાની કોશિશ કરી, પરંતુ તે નિષ્ફળ રહ્યો. તેણે પરેશાન થઈને એકરાર કર્યો કે, માત્ર એક ફકરો લખવાની કોશિશમાં તેના ૬ મહિના વિતી ગયા, પરંતુ તે ન લખી શક્યો. તેથી હતાશ અને શરમિંદા થઈને તેણે આ કામ માંડી વાળ્યું.

એ જ રીતે કુર્આને કરીમનું ચેલેન્જ આજ સુધી બાકી છે અને સદીઓ વિતી ગઈ, પરંતુ કોઈ તેનો જવાબ ન આપી શક્યો. કુર્આને કરીમની એ ખુસૂસિયત છે, જે એ સાબિત કરે છે કે આ અલૌકિક હસ્તીનું કલામ છે. જો માનવીની અંદર વિચારવાની શક્તિ હોય તો આ ઘટના ઈમાન લાવવા માટે પૂરતી છે.

કુર્આને કરીમના આ મોઅજિઝા (આધ્યાત્મિક ચમત્કાર)નું પરિણામ હતું કે, અરબના લોકો જે છટાદાર વાણીમાં અગ્રેસર હતા અને તેઓ બિનઅરબોને ગુંગા (અજમી) કહેતા હતા, તેઓ કુર્આને કરીમના સામે ઝૂકવા પર મજબૂર થઈ ગયા. ઝિમાહ અઝદી નામનો એક અરબ વ્યક્તિ આપ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) પાસે આવ્યો. તે હજુ ઈસ્લામ લાવ્યો ન હતો. આપ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)એ તેને કુર્આને કરીમની કેટલીક આયતો પઢીને સંભળાવી. તે સાંભળીને આશ્ચર્યમાં મૂકાય ગયો. તેના મુખેથી નીકળી ગયું "ખુદાપાકના સોગંદ ! મેં જોશીઓની બોલી, જાદુગરીના મંત્ર અને શાયરોની શાયરી સાંભળી છે, પરંતુ તમારૂં કલામ તો કંઈ બીજુ જ છે, એ સમુદ્ર સુધીમાં અસર કરશે." *(મુસ્લિમ શરીફ)*

કુર્આને કરીમ એક અમર ગ્રંથ છે એટલે તે હંમેશાનું ચેલેન્જ છે. કિયામત સુધીના બધા લોકો માટે છે.

હવે પ્રશ્ન એ છે કે, કુર્આન શરીફની એ કઈ ખૂબી છે, જે માનવો માટે અનુકરણને પાત્ર છે. તેના વિભિન્ન કારણો છે. અહીંયાં આપણે તેમાંથી માત્ર એક કારણનું વર્ણન કરીએ છીએ, જે કુર્આને કરીમે બયાન કર્યું છે.

''ત્યારે શું તેઓ કુર્આનમાં વિચારતા નથી ? (કે એનું ખુદાઈ કલામ હોવું જણાઈ આવે) અને જો એ (કુર્આન) અલ્લાહપાકના સિવાય અન્ય કોઈના તરફથી હોત તો તેઓને તેમાં અવશ્ય ઘણો તફાવત (વિરોધાભાસ) મળી આવત.'' *(સૂ.નિસાઅ્ : ૮૨)*

## કુર્આન શરીફની સઘળી કૃતિઓમાં એક શબ્દ બલ્કે કાના-માતરનો ફર્ક ન હોવો :

કુર્આન શરીફના ફક્ત શબ્દોની જ સુરક્ષા કરવામાં નથી આવી, બલ્કે તેના ઉચ્ચારો, ઉદ્ગારો વગેરે પણ તે જ પ્રમાણે સુરક્ષિત છે, જે પ્રમાણે અલ્લાહપાકના રસૂલ (સલ.)ના યુગમાં પ્રચલિત હતા.

કુર્આન શરીફ બાબતે અલ્લાહ તઆલાએ પોતે એ'લાન ફરમાવ્યું કે, ''બેશક ! આ એક જબરદસ્ત શક્તિશાળી કિતાબ છે. બાતિલ (તાકાતો) એના મુકાબલા માટે ન તો તેની સામેથી આવી શકે છે, ન તો તેની પાછળથી હુમ્લો કરી શકે છે.'' આ એક હિકમતવાળા અને વખાણપાત્ર અલ્લાહપાક તરફથી ઉતારવામાં આવી છે.

આ ભવિષ્યવાણીને બાહ્ય જગતમાં વાસ્તવિક હકીકત થવા માટે જરૂરી હતું કે, એક શક્તિશાળી માનવસમાજ લગાતાર સ્પેશિયલ તેની સુરક્ષા માટે કટિબદ્ધ રહે. અરબી ભાષાનો કોઈ નિષ્ણાંત કે બુધ્ધિજીવી તેનો જવાબ ન આપી શકતો હોય, નુબૂવ્વતનો કોઈ જૂઠો દાવેદાર પોતાના દાવામાં સફળ ન થાય, માનવજ્ઞાનની પ્રગતિ તેની કોઈ વાતને ગલત સાબિત ન કરી શકે, ઈતિહાસની ચડતી-પડતીની તેના ઉપર કોઈ અસર ન પડે, કુર્આન શરીફની ભાષા (અરબી) હંમેશા એક જીવંત ભાષાની હેસિયતથી બાકી રહે. ચૌદસો વર્ષનો ઈતિહાસ સાક્ષી આપે છે કે, આ સઘળા કારણો ચમત્કારિક રીતે ફક્ત કુર્આન શરીફની સુરક્ષા માટે જ ભેગા થઈ ગયા. બીજી કોઈ પણ આસ્માની કિતાબ માટે આ સઘળા પરિબળો એકી સાથે ભેગા થયા નથી.

શ્રી બોસ્વાર્થ સ્મિથ લખે છે કે, આપણી પાસે એક કિતાબ (કુર્આન)

છે. જે પોતાના અસલી તથા સુરક્ષિત હોવામાં બિલ્કુલ અનોખી છે. તેના સાચા હોવામાં કોઈ અકલમંદ માણસ શંકા કરી શકતો નથી. *(Bosworth op. cilp.22)* આ જ પ્રમાણે પ્રો. આર્નલ્ડે પોતાના પુસ્તક *"Islami Faith" (P.9)*માં અને પ્રો. ફિલિપ હિટ્ટીએ *"History of the Arabs" (P.123)*માં કુર્આન શરીફ વિશે વિચારો વ્યક્ત કર્યા છે.

કુર્આન શરીફમાં અલ્લાહપાકે ઈસ્લામના દુશ્મનોને ચેલેન્જ કરતાં સૌપ્રથમ ફરમાવ્યું છે કે, "તમો કુર્આન શરીફને અલ્લાહપાકનું કલામ નથી માનતા, તો પછી તમો પણ તેના જેવું કલામ પેશ કરી બતાવો." કુર્આન શરીફના આ ચેલેન્જે કુર્આન શરીફના વિરોધીઓનું મોઢું બંધ કરી આપ્યું અને ચારેવ બાજુ સન્નાટો છવાઈ ગયો. તો કુર્આન શરીફમાં ચેલેન્જને થોડું હળવું કરી ફક્ત દસ સૂરતો ઉપર મર્યાદિત કરી દીધું અને લાંબા ગાળા સુધી તેનો પણ કોઈ જવાબ ન મળતાં વધુ હળવું કરી ફક્ત એક સૂરત લાવવાનું ચેલેન્જ કર્યું. જ્યારે આનો પણ કોઈ જવાબ ન બની શક્યો, તો છેલ્લા ફેંસલા અને ચેલેન્જમાં ફરમાવ્યું : "હે મુહમ્મદ સલ. ! આપ ચેલેન્જ કરી કહી દો કે, અગર સઘળા માનવી અને જિન્નાત આ વાત ઉપર એકત્ર થઈ જાય કે આ કુર્આન શરીફ જેવું બીજું કલામ બનાવી લાવે, તો એના જેવું હરગીઝ નહીં બનાવી શકે. ભલેને તેઓ એકબીજાના મદદગાર પણ બની જાય.

કુર્આન શરીફના વિરોધીઓ ગમે તેવા ષડયંત્રો રચે, કુર્આન શરીફને તેનાથી કોઈ આંચ આવી શકવાની નથી. ચૌદસો વર્ષના ઈતિહાસમાં કુર્આન શરીફની ઘણી તૌહીનો થઈ, ઘણા કાવત્રા થયા, નુબૂવ્વતના જૂઠા દાવેદારોએ કુર્આન શરીફની નકલો કરી.

અરબના પ્રખ્યાત શાયર અને મહાન સાહિત્યકાર ઈબ્ને મુકફ્ફઅ ૬ મહિનાની લગાતાર કોશિષ પછી હિંમત હારી ગયો કે, ખુદાની કસમ ! હું આ પવિત્ર કુર્આન શરીફ જેવું એક વાક્ય પણ હરગીઝ નથી બનાવી શકતો.

કુર્આન શરીફે આજે પણ યુરોપ અને અમેરિકાના લોકોના દિલ

જીતી લીધા છે. તેના વાંચક વર્ગની સંખ્યા દિવસે દિવસે વધી રહી છે. લોકો ઈસ્લામમાં દાખલ થઈ રહ્યા છે, કુર્આન શરીફ લોહચુંબકીય રીતે તેમને પોતાના તરફ આકર્ષી રહ્યું છે અને ખુદાઈ ચેલેન્જ આજે પણ બાકી છે. "બેશક ! અમે જ આ કુર્આન ઉતાર્યું છે, અને અમે જ તેના રક્ષક છીએ."

## હઝ. મુહમ્મદ (સલ.)ને પણ કુર્આન શરીફમાં ફેરફાર કરવાનો અધિકાર નથી :

અને જ્યારે તેઓને અમારી સ્પષ્ટ આયતો પઢી સંભળાવવામાં આવે છે ત્યારે જે લોકોને અમારી મુલાકાતની આશા નથી તેઓ કહે છે કે (હે મુહમ્મદ સલ. !) તમે એના સિવાય બીજું કુર્આન (બનાવી) લઈ આવો અથવા એ(ના અમુક) ભાગને બદલી નાખો. (હે નબી સલ. !) આપ ફરમાવી દો કે એ મારાથી બની શકે તેમ નથી કે હું પોતાના તરફથી તેને બદલી નાખું. હું માત્ર તે હુકમની તાબેદારી કરું છું જે મારી પાસે વહી દ્વારા આવે છે. જો હું પરવરદિગારની નાફરમાની કરું તો ખચીત્ હું એક મહાન દિવસના અઝાબથી ડરું છું. (૧૫) (વળી) આપ ફરમાવી દો કે જો અલ્લાહ તઆલાને મંજુર હોત તો એ (કુર્આન)ને હું તમારી સામે પઢત નહિ અને ન તો તે તમને એની ખબર આપત, કેમ કે હું એથી પહેલાં પણ જિંદગી પર્યંત તમારામાં જ રહ્યો છું; શું ફરી પણ તમે એટલું પણ સમજતા નથી ? (૧૬) પછી તે માણસ કરતાં વધુ ઝુલ્મી કોણ હશે જે (જૂઠી વાત કહી) અલ્લાહ પર તોહમત મૂકે અથવા તેની આયતોને જૂઠાડે ? બેશક, એવા પાપીઓ છૂટનાર નથી.(૧૭) *(સૂરએ યૂનુસ)*

કાફિરો જો કે આ કુર્આનના બોધવચનો અને શિખામણોને તો પસંદ કરતા, પણ મૂર્તિપૂજા વગેરેના ખંડનને માનતા નહિ અને અઝાબની આયતોને નાપસંદ કરી આપને કહેતા કે બસ, આટલું બદલી નાખો તો પછી અમે બધા એને કબૂલ કરી લઈએ. એથી જણાયું કે તેઓ કુર્આનને હુઝૂર (સલ.)નું બનાવેલું સમજતા હતા અને એ જ કારણથી બદલવાની માંગણી કરતા. વળી, એથી તેઓનો હેતુ એ હતો કે, હુઝૂર (સલ.) તેમની મનેચ્છાની

તાબેદારી કરે તો તેઓને કુર્આનના જૂઠાડવાની સ્પષ્ટ દલીલ મળી આવે.

એટલે કોઈ ફરિશ્તા કે નબીને ખુદાઈ કલામમાં પોતાના તરફથી કંઈ પણ વધઘટ કે ફેરફાર કરવાનો જરાયે અધિકાર નથી. તેમાં સહેજ ફેરફાર કરવું પણ મહા પાપ છે. તો પછી સૌથી વધુ અલ્લાહપાકનો ડર રાખનાર મા'સૂમ નબી એવી સખત નાફરમાનીનો વિચાર પણ કેવી રીતે કરી શકે ! એમાં જાણે પેલા અયોગ્ય માંગણી કરનારાઓ માટે ચેતવણી છે કે આવી સખત નાફરમાની કરતાં તમારે મહાન દિવસના અઝાબથી ડરવું જોઈએ.

અલ્લાહ તઆલા જે ચાહે છે તે વહી દ્વારા મારી પાસે મોકલે છે અને તે જ હું તમારી સમક્ષ પઢી સંભળાવું છું અને તે ચાહે છે તેટલી જ બાબતોની મારી મારફતે તમને ખબર આપે છે. જો તે એથી વિરુદ્ધ ચાહતો હોત તો હું પોતાનાં તરફથી કોઈ પણ વાત બનાવી તેને અલ્લાહપાકના તરફનું જાહેર કરવા તદ્દન શક્તિમાન જ ન થઈ શકત. જુઓ, તમારી સામે જ મારી વય ચાલીસ વર્ષની થઈ. તે દરમિયાન મારા ચારિત્ર્ય સંબંધી તમને સંપૂર્ણ અનુભવ થઈ ચૂક્યો છે. મારી પવિત્રતા, સત્યતા અને પ્રામાણિકતા અજોડ સાબિત થઈ ચૂકી છે. મેં કોઈથી લખતાં–વાંચતાં શીખ્યું નથી. અત્યાર સુધી કોઈ પણ કસીદો કે શે'ર બનાવ્યા નથી તેમજ બનાવવા પ્રયત્ન પણ કર્યો નથી તો પછી હવે એકદમ આવું ઉચ્ચ કક્ષાનું સઘળા મનુષ્યો અને જિન્નોને મુકાબલાથી લાચાર કરી દેનાર બનાવી કાઢું એ વાત કોના સમજમાં આવી શકે ? તમારે એ પણ વિચારવું જોઈએ કે જે માણસ જિંદગીપર્યંત કોઈ માણસ પ્રત્યે કદી અસત્ય ન બોલ્યો હોય તે અલ્લાહ પ્રત્યે જૂઠું બોલવા કેવી રીતે હિમ્મત કરી શકે ?

મતલબ કે ઉપલી આયતથી જણાયું કે હું કુર્આનને પોતાના તરફથી ઘડતો નથી કે તેમાં ફેરફાર કરી શકતો નથી. જો તેમ કરું તો મારા જેવો જુલ્મી કોઈ નથી પણ હું તો સાચો છું, પરંતુ તમે હઠધર્મીથી કુર્આનને જૂઠાડો છો તો હવે તમારાથી વધુ જાલિમ કોઈ થઈ શકતો નથી.

ખચીત્ આ (કુર્આન અલ્લાહનું) કલામ છે, જે એક માનવંત ફરિશ્તાનું

લાવેલું છે. (૪૦) અને એ કોઈ કવિની વાણી નથી, (પણ) તમે બહુ થોડું યકીન કરો છો. (૪૧) અને ન આ કોઈ કાહિનનું કલામ છે, (પણ) તમે બહુ થોડું લક્ષ આપો છો, (૪૨) (બલકે આ તો) આખા જગતના પરવર-દિગાર તરફથી મોકલવામાં આવેલું (કલામ) છે. (૪૩) અને જો એ (નબી) અમારા વિશે કોઈ વાત ઘડી કાઢત (૪૪) તો અમે એમનો જમણો હાથ પકડી લેત, (૪૫) પછી અમે એના હૃદયની ધોરી નસ કાપી નાખત (૪૬) ત્યારે તમારામાંથી કોઈ પણ એને તે (શિક્ષા)થી બચાવનાર ન નીકળત. (૪૭) અને એમાં શક નથી કે આ (કુર્આન) ડરાવનારાઓ માટે બોધ છે (૪૮) અને અમે જાણીએ છીએ કે, તમારામાંથી કેટલાક (એમને) જૂઠાડ-નારા પણ છે (૪૯) અને (તેથી શિક્ષા થવાના કારણે) આ કુર્આન તે કાફિરો માટે પસ્તાવો જ છે. (૫૦) અને બેશક આ (કુર્આન) યકીન કરવા લાયક જ છે. (૫૧) માટે (હે નબી સલ. !) આપ આપના મહાન પરવરદિગારના નામની તસ્બીહ પઢો. (૫૨) *(સૂરએ હાક્કહ)*

કુર્આનના ખુદાઈ કલામ હોવા સંબંધી કદી-કદાચ કંઈક યકીન તમારા દિલોમાં આવી જાય છે, પરંતુ તે યકીન બહુ જ ઓછા પ્રમાણમાં હોવાથી નજાત માટે ઉપયોગી નથી. આખરે એને શાઈરી વગેરે કહી ઉડાવી દો છો. શું ન્યાયથી કહી શકો છો કે એ શેઅર છે ? નહિ જ.

સંપૂર્ણ લક્ષ આપો તો ખાતરી થશે કે એ કાહિનની વાતો પણ નથી. કાહિન અરબમાં તેને કહેતા હતા જે ભૂત-પ્રેત, જિન્નાત, વગેરેથી સંબંધ રાખતા હતા. તેઓ તેને અમુક ભવિષ્યની વાતો છટાદાર શૈલીમાં બતાવી આપતા હતા. તેઓની વાણીમાં કેટલાક જૂઠાણાં, વાકયોમાં કેટલાક વધારાના શબ્દો હોવા ઉપરાંત બીજી વ્યક્તિ તેના મુકાબલામાં રચના કરી શકતો હતો, પરંતુ આખું જગત મળીને પણ કુર્આન શરીફની એક આયતનો પણ મુકાબલો કરવા કોઈ સમર્થ નથી.

એ જ કારણથી આખા જગતની સુધારણાના સર્વોત્તમ અને ઘણા જ પુખ્ત સિદ્ધાંતોનું એમાં શિક્ષણ છે.

મતલબ કે અગર નુબુવ્વતનો જૂઠો દાવો કરી કલ્પિત વાતને અમારું

કલામ જાહેર કરત, તો પ્રથમ અમે જ તેના શત્રુ થઈ શિક્ષા આપત. અત્રે જમણો હાથ પકડવાનું ગરદન મારવાના રિવાજ પ્રમાણે ફરમાવ્યું છે, કેમ કે જલ્લાદ તેનો જમણો હાથ પોતાના ડાબા હાથે પકડી રાખે છે કે જેથી તલવાર ચલાવતી વખતે તે ખસી જવા પામે નહિ. સારાંશ કે અલ્લાહપાક પોતે જ હલાક કરી નાખત, પરંતુ તેમ ન થતાં અલ્લાહ તઆલાના તરફથી તો મદદ મળે છે. એ જ સત્યતાની દલીલ છે.

અલ્લાહપાકથી ડરનારા આ કલામથી બોધ ગ્રહણ કરશે અને નીડર લોકો જૂઠાડશે, પરંતુ આખરે આ કુર્આન શરીફ તેઓ માટે ખેદનું કારણ બનશે, તો કહેશે : અફસોસ ! અમે આ સત્ય વાતને કેમ જૂઠાડી કે આજે આ વિપત્તિમાં સપડાયા !

આ કિતાબ એવી વસ્તુ છે કે તેના ઉપર વધુથી વધુ યકીન રાખવામાં આવે છે, કારણ કે એમાં વર્ણન થયેલી બાબતો તદન સત્ય અને શંકાથી અતિ દૂર છે. માટે માનવી માટે જરૂરી છે કે તેના ઉપર ઈમાન લાવી પોતાના પરવરદિગારની તસ્બીહ અને તહમીદમાં લાગેલો રહે.

"બેશક, અમે જ આ કુર્આન ઉતાર્યું છે અને અમે જ તેના રક્ષક છીએ." *(સૂરએ હિજ્ર : ૯)*

મતલબ કે કાફિરો કુર્આન સબંધી ગમે તે કહે, પરંતુ અમે જ તેને ઉતાર્યું અને અમે જ તેની રક્ષા કરીશું. જેવી શાનથી ઉતર્યું છે, તેવી જ શાનથી તે જરા પણ ફેરફાર વગર આખા જગતમાં ફેલાઈને જ રહેશે. કિયામત સુધી શબ્દ તેમજ અર્થ સબંધી દરેક પ્રકારના ફેરફારથી સચવાયલું રહેશે. કૌમો અને સત્તાઓ એને નાબૂદ કરવા કોશિશ કરશે, પરંતુ એક શબ્દ પણ નાબૂદ કરી શકશે નહિ. કુર્આન સબંધી આ ખુદાઈ વાયદો એવી રીતે પૂરો થયો કે, તે જોઈ કટ્ટર હઠધર્મીઓ, ગર્વિષ્ઠ વિરોધીઓને પણ નાછૂટકે કબૂલ કરવું પડયું. સર વિલિયમ મ્યોર કહે છે કે, "અમારી જાણ મુજબ દુનિયામાં એકે એવું પુસ્તક નથી, જે કુર્આનની માફક બાર સદીઓ સુધી દરેક પ્રકારના ફેરફારથી સચવાયલું હોય." જગજાહેર છે કે, દરેક સમયમાં અસંખ્ય આલિમો, કારીઓ, હાફિઝો થતા આવ્યા છે, તેથી અત્યાર

સુધી એક ઝબર–ઝેરનો પણ ફેરફાર થયો નથી. એના રુકૂઅ, એની આયતો, એના અક્ષરોની ગણતરી ઉપરાંત એના ઝબર–ઝેર વગેરે તથા નુક્તાઓની પણ ગણતરી થઈ ચૂકી છે, તો એ જ પ્રમાણે કિયામત સુધી એમાં જરા પણ ફેરફાર થનાર નથી. એ પણ એના ખુદાઈ કલામ અને સત્ય હોવાની એક સ્પષ્ટ મહાન દલીલ છે.

તૌરાત અને બાઈબલ બન્નેવ હઝરત મૂસા (અલયહિસ્સલામ) અને હઝરત ઈસા (અલયહિસ્સલામ)ના સમય બાદ એક લાંબી મુદ્દતે ફક્ત યાદશકિતને આધારે સંપાદિત કરવામાં આવી. અને સેંકડો વર્ષો સુધી યહૂદી અને ખ્રિસ્તી ધાર્મિક વિદ્વાનો તરફથી ફેરફાર અને રદ્દોબદલ થતી રહી. જ્યારે કુર્આન શરીફ આપ (સલ.)ના યુગમાં જ સંપૂર્ણ રીતે સુરક્ષિત શકલમાં લખવામાં આવ્યું. અને એના લખનાર સહાબાએ કિરામ તેને સંપૂર્ણ રીતે મોઢે પણ યાદ કરી ચૂકયા હતા. આ પ્રમાણે બે પ્રકારથી (લેખિત તથા મૌખિક) કુર્આન શરીફની હિફાઝતનો આસ્માની બંદોબસ્ત કરવામાં આવ્યો. જેને એક યુરાપીય વિદ્વાને ડબલ ચેકીંગની વ્યવસ્થા તરીકે સંબોધ્યું છે. આ વ્યવસ્થા ઘણી જ ચીવટ અને મહેનત સાથે લગાતાર જારી રહી. સમગ્ર મુસ્લિમ જગતમાં એક પેઢીથી બીજી પેઢીના લાખો માણસો દરરોજ સવાર-સાંજ કુર્આન શરીફને મૌખિક તથા લેખિત રીતે યાદ કરવામાં મશ્ગુલ રહ્યા. આ અમલ લગાતાર જારી હતો કે (ઓગણીસમી સદીમાં) પ્રેસનો યુગ આવી ગયો, પરંતુ કુર્આનને મોઢે યાદ કરવાનો સિલસિલો પ્રેસને લઈને બંધ નથી થયો, બલ્કે પાછલી સદીઓના પ્રમાણમાં હાફિઝોની સંખ્યામાં ઘણો મોટો વધારો થઈ રહ્યો છે.

કુર્આન શરીફે આજે પણ યુરોપ અને અમેરિકાના લોકોના દિલ જીતી લીધા છે. તેના વાંચકવર્ગની સંખ્યા દિવસે દિવસે વધી રહી છે. લોકો ઈસ્લામમાં દાખલ થઈ રહ્યા છે. કુર્આન શરીફે લોહચુંબકીય રીતે તેમને પોતાના તરફ આકર્ષી રહ્યું છે. અને ખુદાઈ ચેલેન્જ આજે પણ બાકી છે. ''બેશક, અમે જ આ કુર્આન ઉતાર્યું છે, અને અમે જ તેના રક્ષક છીએ.''

ડો. મોરીસ લખે છે કે બદકિસ્મતીથી બાઈબલોના લેખકોના તે

બયાનોના જે તેમણે બાઈબલોમાં લખ્યા, તેઓ તેના પોતે સાક્ષી ન હતા. તે ફકત ભાષાંતરકર્તા હતા. તેમણે યહુદી, ખ્રિસ્તી સપ્રંદાયોના અલગ અલગ કબીલાઓ અને જ્ઞાતિઓથી સાંભળેલ જાણકારી લોકો સમક્ષ રજુ કરી, જેથી તે વિરોધાભાસ, અશકયતાઓ અને અતિશયોકિતઓથી ભરપુર છે. જયારે કુર્આન શરીફનો ઈતિહાસ સૈધ્ધાંતિકરૂપે આ બન્નેવ કરારોથી વિભિન્ન છે. તેનો ફેલાવો લગભગ વીસ વર્ષની મુદતમાં થયો. હઝરત જિબ્રઈલ (અલૈ.) દ્વારા હઝરત મુહમ્મદ (સલ.) પાસે તે જ્યારે પણ પહોંચતું કે તરત મુસલમાન તેને મોઢે કરી લેતા. આ પ્રમાણે હઝરત મુહમ્મદ (સલ.)ની હયાતીમાં જ તે લખાય ચુકયુ હતુ. ત્યારબાદ લગાતાર પાબંદીથી સંપૂર્ણ અમાનતદારી સાથે સુરક્ષિત કરવામાં આવ્યુ. તેની ભરોસાપાત્રતામાં લેશમાત્ર શંકા નથી, જેથી તે પોતાના બયાનોમાં વિરોધીભાસોથી સંર્પૂણ પાક છે. જ્યારે બાઈબલોમાં માનવિય સુધારા વધારાના નમુના મૌજુદ છે. જે લોકો વૈજ્ઞાનિક પધ્ધતિથી કુર્આન શરીફની સમીક્ષા કરે છે, તેમના માટે આ ઘણી ખૂબીની વાત છે કે, કુર્આન શરીફ વૈજ્ઞાનિક જાણકારી અને શોધ-ખોળોથી સંપૂર્ણ અને સર્વથા સમાનતા ધરાવે છે. આવા સંજોગોમાં આ વાત તદ્દન અશકય અને સત્યથી વેગળી છે કે, કુર્આન શરીફને હઝરત મુહમ્મદ (સલ.)ના યુગની કોઈ વ્યકિત લખી શકે. કુર્આન શરીફની વિજ્ઞાનથી આટલી બધી સમાનતા એ વાતનું સ્પષ્ટ પ્રમાણ છે કે, તે સંપૂર્ણપણે માનવરચિત પુસ્તક માનવાની જગ્યાએ ફકત ખુદાઈ સંદેશ (વહી) જ સમજવામાં આવે, સાથે જ સચ્ચાઈના પ્રમાણપત્ર અને વૈજ્ઞાનિક વકતવ્યોને લઈ કુર્આન શરીફનું વાંચન આજના યુગમાં પણ માનવસમાજ માટે એક ચેલેન્જ છે. આ વિશિષ્ટતા ફકત કુર્આન શરીફને જ પ્રાપ્ત છે.

આપ (સલ.)ના સમયમાં જ્યારે વહી ઉતરતી તો આપ (સલ.) અમૂક સહાબાને જે કુર્આન શરીફને લખવાવાળા હતા, તેમને બોલાવી કહેતા કે આ આયત ફલાણી સૂરતમાં રાખો. આ પ્રમાણે સૂરતો વ્યવસ્થિત થઈ ગઈ હતી. પછી હઝ. ઉમર (રદી.)ના મશ્વેરાથી હઝ. અબૂબક્ર સિદ્દીકે (રદી.) સૂરતોની ગોઠવણી કરાવી.

હઝ. અબૂબક્ર સિદ્દીક (રદી.) તથા હઝ. ઉમર (રદી.) અને હઝ. ઉસ્માન (રદી.) તો કુરૂઆન શરીફની રક્ષા અને હિફાઝત માટે કોશિશ કરતા હતા. તેમને આ વાતનું યકીન હતું કે, કુરૂઆન શરીફમાં કોઈ પણ પ્રકારનો ફેરફાર કરવો અલ્લાહપાકથી બગાવત અને કુફ્ર છે.

અને આ આયતોનું ઉચ્ચ સાહિત્ય તથા બનાવોનું વર્ણન દર્શાવે છે કે, આ બનાવો આપ (સલ.)ની હયાતીમાં બન્યા છે અને તેના વિશે આપ (સલ.)ને સંબોધી અહકામ તથા આદેશો આપવામાં આવી રહ્યા છે. ખુદ આપ (સલ.) તેમાં કોઈ ફેરફાર કરી શકતા ન હતા. જેમકે 'કુલહુ વલ્લાહુ અહદ'નો અર્થ થાય છે કે, આપ કહી દો કે અલ્લાહપાક એક છે. એમાં 'કુલ' શબ્દ પણ કુરૂઆન શરીફમાં બાકી રાખવામાં આવ્યો. જ્યારે કે આપ (સલ.) 'હુવલ્લાહુ'થી સૂરત શરૂ કરી શકતા હતા, છતાં આપે કુલથી શરૂ કર્યું અને બતાવ્યું કે, વહીમાં કોઈ ફેરફાર થઈ શકતો નથી.

નઉઝુબિલ્લાહ આ ત્રણ સહાબા પોતાના તરફથી કોઈ ફેરફાર કરે અને હઝ. અલી (રદી.) જેવા હઝારો સહાબાએ કિરામ ચૂપચાપ રહે એ હઝ. અલી (રદી.) જેવા હિંમતવાન, બેબાક સહાબાએ કિરામની તૌહીન છે.

માટે વસીમ રિઝવી જેવા લોકો જે પોતાના કાળા કરતૂતો છૂપાવવા માટે ઈસ્લામનો સોદો કરી લે છે. તેમની વાત સાંભળવાની કોઈ જરૂરત નથી. અને એના તરફથી ૨૪ આયતો કાઢીને નવુ એડીશન છપાવવાથી પણ કુરૂઆન શરીફ ઉપર કોઈ આંચ આવશે નહીં. થોડા વર્ષો પહેલાં ''ફુરકા-નુલ્હક્ક'' જેવા લોભામણા નામથી ફેરફાર કરવામાં આવ્યો હતો. પરંતુ ઉમ્મતે મુસ્લિમા બલ્કે યુરોપ-અમેરિકાના બુધ્ધિજીવીઓએ પણ તેને પવિત્ર કુરૂઆન શરીફ ગણ્યું નથી. અને પોતાની ઈસ્લામી સ્ટડી તથા લેખનવૃત્તિમાં કદી તેનો હવાલો આપ્યો નથી. અને અલ્લાહપાકે આ કુરૂઆન શરીફની સુરક્ષાની જવાબદારી આપણાં હવાલે નથી કરી. પોતે જ તેની સુરક્ષાની જવાબદારી લીધી છે. માટે એનો મુકાબલો કરવાની હિંમત કરનારા પોતે જ નિષ્ફળ જશે (જેમકે અત્યાર સુધીનો ઈતિહાસ એનો ગવાહ છે) ઈન્શા

અલ્લાહુલ્અઝીઝ.

આ આક્ષેપોના જવાબ માટે અમૂક બાબતો જાણવી જરૂરી છે.

- ઈસ્લામ એક સંપૂર્ણ (મુકમ્મલ) દીન છે, જેમાં માનવજીવનને લગતા જન્મથી લઈ મૃત્યુ સુધી બલ્કે હશ્રના મેદાન અને જન્નત-જહન્નમ સુધીના બધા જ પ્રશ્નોના હલ મૌજુદ છે.
- ઈસ્લામ સ્વિકારવા માટે કોઈ બળજબરી નથી. કારણ કે ઈસ્લામનો સબંધ દિલથી છે. એટલા જ માટે મદીના મુનવ્વરહના મુનાફિકો કે જેમણે જાહેરમાં ઈસ્લામ કબૂલ કર્યો હતો અને નમાઝ પણ પઢતા હતા છતાં દિલથી ઈમાન સ્વિકાર ન કરવાને લઈ તેમને મુસલમાન નહીં સમજવામાં આવ્યા.
- ઈસ્લામ કોઈ પણ ધર્મ અને જાતિ-જ્ઞાતિ માટે અપમાનજનક શબ્દોનો ઉપયોગ કરવાથી રોકે છે. *(સૂ.અન્આમ : આયત-૧૦૮-૧૦૯)*
- એટલા જ માટે મુસ્લિમ વિદ્વાનોએ રામાયણનું ઉર્દૂ-ફારસીમાં ભાષાંતર કર્યું તો સીતા માટે શરીફ-પવિત્ર મહિલાનો શબ્દપ્રયોગ કર્યો. જ્યારે કે ભારતના જ બીજા ધર્મોના લોકોએ રામ અને સીતા માટે ગાળો અને ગંદા શબ્દોનો પ્રયોગ કર્યો છે. અન્ય ધર્મોના મહાનુભાવો, ધર્મગુરૂઓ અને સન્યાસીઓ ઉપર હાથ ઉઠાવવાની ઈસ્લામમાં લડાઈ દરમ્યાન પણ મનાઈ કરવામાં આવી છે.
- કુર્આન શરીફ કુલ ૨૩ વર્ષની મુદતમાં ઉતર્યું, જેમાં મક્કા મુકર્રમહના ૧૩ વર્ષ ફક્ત સબ્ર, ધીરજ અને દરેક તકલીફ વેઠવાનો હુકમ હતો. એક પણ આયતમાં જિહાદ અને સંઘર્ષનો હુકમ નથી આવ્યો. મદીના મુનવ્વરહ હિજરત કર્યા બાદ પણ સતામણી ચાલુ રહી. મુસલમાનોને નેસ્ત નાબુદ કરવા વેપારી કાફલા રવાના કરવામાં આવ્યા કે તેની આવક અને નફાની રકમથી હથિયારો ખરીદી મુસલમાનોના વિરોધમાં વાપરવામાં આવે. જ્યારે હદથી વધારે ઝુલ્મ અને અત્યાચારો વધી ગયા ત્યારે મુકાબલો કરવાની (જિહાદ) પરવાનગી આપવામાં આવી.

- હઝરત મુહમ્મદ (સલ.)ના યુગથી લઈ આજ સુધી મુસ્લિમ દેશોમાં (જેની સંખ્યા ૫૦ છે) ગેરમુસ્લિમોની ઘણી મોટી સંખ્યા વસવાટ કરે છે. આરબ દેશોમાં ભારતના ૫૦ લાખથી વધુ ગેરમુસ્લિમ ભાઈઓ નોકરી-ધંધો, કામકાજ વગેરે કરે છે. તેમને બધા જ પ્રકારની છૂટછાટ અને આઝાદી પ્રાપ્ત છે. જો જિહાદની આયતો (જે એક ખાસ પ્રકારના સંજોગોમાં ઉતરી છે)નો ભાવાર્થ તે જ હોત, જેને ઈસ્લામ ઉપર આક્ષેપ કરનારા સમજે છે, તો અત્યાર સુધી તેની ઉપર કેમ ન હઝરત મુહમ્મદ (સલ.)એ અમલ કર્યો અને ન આજ સુધી કોઈ મુસ્લિમ સરકારોએ અમલ કર્યો ? સ્પષ્ટ છે કે, આ આયતોનો તે ભાવાર્થ નથી, જેને અમુક લોકો અજાણતામાં અથવા ઈરાદાપૂર્વક ગલત રીતે રજૂ કરે છે.
- આ માન્યતા ગલત છે કે, કુર્આન શરીફ ફક્ત મુસ્લિમોનું ધાર્મિક પુસ્તક છે. બલ્કે તે સમસ્ત માનવજગતની હિદાયત અને માર્ગદર્શન માટે ઉતર્યું છે. એટલા જ માટે કુર્આન શરીફમાં સમસ્ત માનવજગતને સંબોધીને વધુ હુકમો કરવામાં આવ્યા છે.
- ઈસ્લામમાં કોઈ પણ જાતની છૂટછાટની માન્યતા નથી. ઈસ્લામ રંગ, નસલ, જાતિ વગેરેના ભેદભાવને બિલ્કુલ માન્યતા આપતો નથી.
- ગેરમુસ્લિમ ભાઈઓથી નમ્ર વિનંતી કે, તે અનુક્રમણિકા જોઈને કુર્આન શરીફના વિષયોને ન પઢે, બલ્કે પુરૂ કુર્આન શરીફ પઢવાની કોશિશ કરે. અમૂક લોકો ઈન્ડેક્ષ (વિષયસૂચી)ની મદદથી ફક્ત જિહાદ-વાળી આયતો શોધીને તેને જ વાંચે છે. તેની આગળ-પાછળ તથા ઐતિહાસિક તથ્યો-બનાવોને જોયા વગર વાંચીને ઈસ્લામ ઉપર આક્ષેપ કરે છે અથવા આક્ષેપ કરનારને સાચો સમજે છે. પરંતુ હઝરત મુહમ્મદ (સલ.) તથા સહાબા (આપના પ્રથમ અનુયાયીઓ)ને જાની દુશ્મનો તરફથી કેવા અત્યાચારો વેઠવા પડતા હતા તેની માહિતી તેની પાસે નથી હોતી.
- ઈસ્લામ નફરત અને ધિક્કારને કોઈ પણ પ્રકારે પસંદ કરતો નથી. કોઈને તુચ્છ પણ સમજતો નથી, બલ્કે નબીઓ પોતાના દુશ્મનોને પણ

"મારી કૌમ" કહીને સંબોધિત કરે છે. કુરઆન શ.માં "હે માનવીઓ" શબ્દ ૩૧૫ જગ્યાએ વપરાયેલ છે. ઈસ્લામી શિક્ષણ અનુસાર ખુલ્લા દુશ્મનથી પણ નફરત અને વૈમનસ્ય કરવું જાઈઝ નથી. વહેપાર, વહેવાર, હદીયા (ગિફટ) વગેરેની આપ-લે દરેક સાથે જાઈઝ છે. એકબીજાની ખબર-અંતર અને પરસ્પર સારા સબંધો જાળવી રાખવાને ઈસ્લામ પ્રાધાન્ય અને મહત્વ આપે છે.

- કાફિર શબ્દ અલ્લાહપાક તરફથી છે, મુસલમાનો તરફથી નથી. પરંતુ હઝ. મુહમ્મદ (સલ.) અને આપના અનુયાયીઓ તરફથી ગેરમુસ્લિમોને કાફિર તરીકે સંબોધ્યા નથી. બલ્કે તેમના પોતાના માટે પસંદ કરેલ શબ્દોથી જ સંબોધ્યા છે. જેમકે સિરિયાના ખ્રિસ્તીઓને "નસારા" (હઝ. ઈસા (અલૈ.)ની મદદ કરનાર) અને યહૂદીઓને "યહૂદી" એટલે પોતાના ગુનાહોથી તૌબા (પશ્ચાતાપ) કરનાર, ઈજીપ્તવાસીઓને કિબ્તી, ભારતવાસીઓને હિંદુ અને ઈરાનવાસીઓને મજુસીથી સંબોધન કરતા હતા. આજે પણ કાફિર શબ્દ જો ગેરમુસ્લિમો પસંદ ન કરતા હોય તો તેમને તેનાથી સંબોધન કરવું જાઈઝ નથી.
- હિંદુ-મુસ્લિમ કૌમી દંગાઓ અંગ્રેજોના યુગ પહેલાં ન હતા. બધા જ હળીમળીને રહેતા હતા. અંગ્રેજોએ "લડાવો અને હુકૂમત કરો"ના નારા સાથે બન્નેવ કૌમોમાં ઝહેર ભેળવ્યું અને ત્યાર બાદ ભારતના વિભાજન અને બેરાષ્ટ્રીય રાજનીતિના કારણે તેમાં ઓર વધારો થયો.

## આભાર :

આ મુબારક અવસરે કિતાબના અતિ મહત્વ અને બોજદાયક કામ પ્રૂફ રીડીંગ માટે હંમેશની જેમ પરિશ્રમ કરનાર અઝીઝમ મવલાના રશીદઅહમદ મનુબરી સાહબનો અંતઃકરણથી આભાર વ્યક્ત કરૂં છું. અને દુઆ ગુઝારૂં છું કે, અલ્લાહપાક એમની દીની-દુન્યવી બધી જ જરૂરતો પૂર્ણ ફરમાવે, આમીન. બિહુરમતિ સય્યિદિલ મુરસલીન સલ્લલ્લાહુ તઆલા અલયહિ વસલ્લમ.



# પ્રસ્તાવના

## ઈશદૂત (અલ્લાહપાકના પયગમ્બર) :

મનુષ્યની નબળાઈ એ છે કે, તેની આંખ એક ખાસ મર્યાદા સુધી જ જોઈ શકે છે, તેના કાન એક મર્યાદિત અંતર સુધી સાંભળી શકે છે, તેની સુંઘવાની, ચાખવાની અને સ્પર્શવાની શક્તિ પણ મર્યાદિત છે. આ પાંચ ઈન્દ્રિયોથી તેની બુદ્ધિને ખબર (જાણ) જાય છે, એવી જ રીતે બુદ્ધિના કાર્યની પણ એક હદ છે.

તે માલિક કેવા પ્રકારનું જીવન પસંદ કરે છે ? તેની પૂજા કેવી રીતે કરવી જોઈએ ? મૃત્યુ પછી શું થશે ? સ્વર્ગ અને નર્કમાં લઈ જવાવાળા કાર્યો ક્યા છે ? આ બધું માનવીની બુદ્ધિ અને ખુદ માનવી પણ જાણી શકતો નથી.

માનવીની આ નબળાઈ પર કૃપા કરીને તેના માલિકે એ મહાપુરૂષો પર જેમને તેણે આ પદવીને પાત્ર જાણ્યા, પોતાના દૂતો (ફરિશ્તાઓ) દ્વારા પોતાના આદેશો મોકલ્યા. જેમણે માનવીને જીવન પસાર કરવાની અને ઉપાસનાની રીતો બતાવી અને જીવનના તે સત્યો જણાવ્યા, જેને તે પોતાની બુદ્ધિના આધારે સમજી શકતો ન હતો. આવા મહાપુરૂષોને નબી, રસૂલ અને પયગમ્બર કહેવામાં આવે છે. તેને અવતાર પણ કહી શકાય, જો અવતારનો અર્થ એ હોય કે જેના ઉપર આદેશો ઉતારવામાં આવે છે. આજકાલ અવતારનો અર્થ એમ માનવામાં આવે છે કે, તે પોતે ઈશ્વર છે અથવા ઈશ્વર એમના સ્વરૂપમાં ઉતર્યો. આ અંધશ્રદ્ધા છે, આ મહાપાપ છે. આ અંધશ્રદ્ધાએ એક માલિકની પૂજામાંથી ખસેડીને માનવીને મૂર્તિપૂજાના સકંજામાં ખૂંપાવી દીધો.

બધા જ માનવીઓના રબ (પાલનહાર) અને બાપ (હઝરત આદમ અલૈ.) પણ એક જ છે, તો તેનો સ્વભાવિક તકાદો છે કે, સઘળા માનવીઓનો અસલ ધર્મ પણ એક જ હોય. આ ધર્મ લઈને સૌથી પહેલા માનવી હઝરત આદમ અલૈહિસ્સલામ આ ધરતી ઉપર ઉતર્યા. ત્યારબાદ માનવીઓના માર્ગદર્શન માટે લગાતાર અલ્લાહ તઆલા તરફથી પોતાના નબીઓ (મહાપુરૂષો)ને મોકલવામાં આવ્યા. આ પ્રમાણે હઝરત મુહમ્મદ મુસ્તફા સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ સુધી એક લાખથી વધુ રસૂલો અને નબીઓનો સિલસિલો ચાલુ રહ્યો. આ બધા જ નબીઓ અને રસૂલોએ એક વાતનું ખાસ શિક્ષણ આપ્યુ કે, એક અલ્લાહપાકને જ સર્વશક્તિમાન માની તેની જ ઈબાદત (ઉપાસના) કરવામાં આવે. આ આવનાર નબીઓએ વારંવાર એલાન કર્યું કે, અમે પણ તમારી જેમ અલ્લાહ તઆલાના બંદા છે, પોતે પૂંજવાના લાયક નથી, ન સ્વયં (પોતે) ઈશ્વર છીએ. અને ન ઈશ્વર અમારા રૂપમાં ઉતર્યા છે. આ એક અંધવિશ્વાસ અને મહા પાપ છે. આ જ અંધવિશ્વાસે સર્વશક્તિમાન અલ્લાહપાકની પૂજાથી હટાવી મનુષ્યને મૂર્તિ પૂજા તરફ ધકેલી દીધો.

એક સર્વશક્તિમાન અલ્લાહપાકને માનનારા અને અનેક ખુદાઓમાં અલ્લાહની ખુદાઈને વહેંચનારાઓ બરાબર નથી થઈ શકતા. કુર્આનમાં અલ્લાહપાકે એક દાખલો આપી સમજાવ્યું કે, હે જગતભરના મનુષ્યો ! એક ઉદાહરણ આપવામાં આવે છે, તેને ધ્યાનથી સાંભળો. જે (મઅબૂદો)ને તમે અલ્લાહપાકને છોડીને પોકારો છે, તે સૌ ભેગા થઈને એક (નાની સરખી) માખી પણ પેદા કરવા ચાહે તો પેદા કરી શકતા નથી. [ચાહે બધા જ મઅબૂદો એકબીજાની મદદ માટે ભેગા થઈ જાય.] અને જો માખી તેમની પાસેથી કોઈ વસ્તુ ઝૂંટવી લઈ જાય, તો તેઓ આ વસ્તુને બચાવી પણ શકતા નથી. માંગનાર પણ નિર્બળ અને જેનાથી (મૂર્તિ) માંગવામાં આવે છે, તેઓ પણ નિર્બળ, કમજોર અને અશક્ત છે. આ લોકોએ અલ્લાહ પાકની કદર જ ન જાણી, જેવી રીતે જાણવી જોઈએ. હકીકત એ છે કે, શક્તિશાળી અને ઈઝઝતવાળો તો અલ્લાહપાક જ છે. *(સૂ. હજ્જ : ૭૩-૭૪)*

આ નબીઓ અને રસૂલો અલ્લાહપાક તરફથી દરેક દેશ, ક્ષેત્ર અને કૌમોમાં અલગ અલગ યુગમાં આવતા રહ્યા. આ બધા જ તથા તેમના ઉપર ઉતરનાર કિતાબો સર્વે સાચા હતા. અને આ બધાએ જ ફક્ત એક અલ્લાહ તઆલાને માનવા તથા ફક્ત તેની જ ઈબાદત તથા તેની મરજી પ્રમાણે જ જીવન ગુઝારવાનો આદેશ આપ્યો. તેમના સાચા હોવાનો પુરાવો જ એ છે કે, તેમણે કદી પોતાની ઈબાદત કરવાનો કોઈને આદેશ નથી આપ્યો. બલ્કે તેમણે જણાવ્યું કે, સૌથી મોટું પાપ એ જ છે કે, માનવી અલ્લાહપાક સિવાય બીજાને પૂજે.

ઉપરોક્ત ઈસ્લામી દ્રષ્ટિકોણ પ્રમાણે સઘળા નબીઓનો એક જ ધર્મ (ઈસ્લામ) છે. માનવીઓએ પોતાની રીતે અલગ નામો, અલગ શ્રધ્ધાઓ, ગલત માન્યતાઓ તથા પોતાની મનેચ્છાઓના આધારે તેના સ્વરૂપો બદલી નાંખ્યા. અને આ ઈસ્લામી દ્રષ્ટિકોણના આધારે જ કુર્આન શરીફ પણ ફક્ત મુસ્લિમોનું ધર્મપુસ્તક નથી, બલ્કે સઘળા ઈન્સાનોનું પુસ્તક છે. એટલા જ માટે કુર્આન શરીફમાં ફક્ત મુસ્લિમોને સંબોધન નથી કર્યું, બલ્કે વારંવાર **'યા અય્યુહન્નાસ'** અર્થાત્ હે માનવીઓ ! તથા **'યા ઈબાદી'** હે મારા બંદાઓ ! ના સામાન્ય શબ્દો વાપર્યા છે. માટે કોઈને પણ એ અધિકાર નથી કે, તે કુર્આન શરીફને તથા ઈસ્લામને પોતાનો પ્રાયવેટ ધર્મ સમજે. બલ્કે ઈસ્લામ સઘળા માનવીઓની સંયુક્ત પૂંજી છે. દરેકને અધિકાર છે કે, અલ્લાહપાકની સાચી ઓળખ પામવા કુર્આન શ. તથા ઈસ્લામી તઅલીમને સમજવાની યથાશક્તિ પ્રમાણે કોશિશ કરે. અને જે વ્યક્તિ પહેલાથી જન્મજાત ઈસ્લામ ઉપર કાયમ હોય, તેનો ફર્જ બને છે કે, તે આ સંયુક્ત પૂંજીને અલ્લાહપાકના બીજા બંદાઓ સુધી પહોંચાડે.

અને હવે જ્યારે બધા ધાર્મિક પુસ્તકોમાં માનવી તરફથી શાબ્દિક અને ભાવાર્થિય ફેરફારો થઈ ગયા છે, જેનો સ્વીકાર દરેક ધર્મના સાચા ઈતિહાસકારો તથા ધાર્મિક વિદ્વાનોએ કર્યો છે. તથા તે નબીઓ અને રસૂલોની સાચી તઅલીમ પણ સુરક્ષિત નથી, તેનો ખ્રિસ્તી તથા યહૂદી વિદ્વાનો પણ સ્વીકાર કરી ચૂકયા છે. ત્યારે કુર્આન શરીફ અને હઝ. મુહમ્મદ સલ્લલ્લાહુ

અલયહિ વસલ્લમ ઈતિહાસ તથા વિજ્ઞાનની કસોટીએ સંપૂર્ણ પાર ઉતર્યા છે. કુર્આન સૌથી વધુ સુરક્ષિત અને હઝરત મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમનું શિક્ષણ પણ ગવાહીઓના પ્રમાણભૂત આધારોથી સંપૂર્ણ સુરક્ષિત રીતે આપણા સમક્ષ મૌજૂદ છે.

જ્યારે અલ્લાહપાકની અપાર રહમત અને શફકતને લઈ એક જ કિતાબ અને એક જ રસૂલ મોકલવા કાફી લાગ્યા, તો તેણે માનવ વસ્તીના બિલ્કુલ વચમાં (અરબસ્તાન) પોતાના છેલ્લા રસૂલ હઝરત મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમને છેલ્લી કિતાબ લઈ મોકલ્યા. અને બધા જ આગલા નબીઓએ પોતાના અનુયાયીઓને તેની ખબર પણ આપી દીધી હતી. જેમકે બાઈબલમાં ફારકલિત તથા વેદ અને પુરાણોમાં તેનું વર્ણન મહામદ, અંતિમ અવતાર, જગત્પતિ, કલ્કિ અવતાર, વગેરે શબ્દોથી છે.

## મૂર્તિ પૂજાનો આરંભ :

આવા બધા પયગમ્બર અને તેમના અનુયાયીઓ મનુષ્યો હતા. તેમને મૃત્યુ આવવાનું હતુ (જેને મૃત્યુ નથી તે માત્ર ખુદા છે). નબી અથવા રસૂલના મૃત્યુ પછી તેમના અનુયાયીઓને તેમની યાદ આવી અને તેઓ તેમના દુઃખમાં બહુ રડતા હતા. શયતાનને મોકો (અવસર) મળી ગયો. તે મનુષ્યનો દુશ્મન છે. અલ્લાહપાકે મનુષ્યની પરીક્ષા માટે તેમને ભટકાવવા અને ખોટી વાતો તેમના હૃદયમાં નાખવાની શયતાનને શક્તિ આપી છે. જેથી ખબર પડે કે, કોણ તે જન્મ આપવાવાળા માલિકને સ્વીકારે છે અને કોણ શયતાનને સ્વીકારે છે.

શયતાન લોકોની પાસે આવ્યો અને કહ્યું કે, તમને પોતાના નબીથી બહુ પ્રેમ છે. મૃત્યુ પછી તે તમારાથી ગાયબ (અદૃશ્ય) થઈ ગયા છે. એટલે હું તમને તેમની મૂર્તિ બનાવી આપું છું. તેને જોઈને તમે સંતુષ્ટ થઈ શકો છો. શયતાને મૂર્તિ બનાવી. જ્યારે તેમની ઈચ્છા થતી, ત્યારે તે તેને જોતા રહેતા હતા. ધીરે ધીરે આ મૂર્તિનો પ્રેમ તેમના હૃદયમાં ઉતરી ગયો, તો શયતાને કહ્યું કે, જો તમે આ મૂર્તિ આગળ માથુ નમાવશો, તો આ મૂર્તિમાં

અલ્લાહ તઆલાને મેળવશો. મનુષ્યના હૃદયમાં મૂર્તિ માટે માન પહેલાંથી જ ઘર કરી ચૂક્યુ હતું. એટલા માટે તેમણે મૂર્તિની આગળ માથુ નમાવવાની અને પૂજા કરવાની શરૂઆત કરી દીધી અને આ મનુષ્ય જેના પૂજવા યોગ્ય માત્ર એક અલ્લાહ તઆલા જ હતા, તે મૂર્તિઓને પૂજવા લાગ્યો અને શિર્કમાં ફસાઈ ગયો. (શિર્ક એટલે અલ્લાહપાકની જાતમાં કોઈને શરીક (શામેલ) કરવું)

આ સમસ્ત સંસારનો સરદાર (મનુષ્ય) જ્યારે પથ્થર કે માટીની આગળ નમવા લાગ્યો, તો તે બેઈઝઝત થયો અને માલિકની દૃષ્ટિ (નજર)માંથી પડી ગયો અને હંમેશ માટે નર્ક (જહન્નમ)નું બળતણ બની ગયો. તે પછી અલ્લાહપાકે પાછા પોતાના પયગમ્બર મોકલ્યા. જેઓએ લોકોને મૂર્તિપૂજા અને અલ્લાહપાક સિવાય બીજાની પૂજાથી રોક્યા. કેટલાક લોકો તેમની વાત માનતા રહ્યા તથા કેટલાક લોકોએ તેમની અવગણના કરી. જે લોકોએ માન્યુ હતું, અલ્લાહ તઆલા તેમનાથી પ્રસન્ન થયા. અને જે લોકો તેમના ઉપદેશોની અવગણના કરતા, તેમના માટે આસ્માનથી વિનાસના ચૂકાદા કરવામાં આવતા.

## રસૂલોનું શિક્ષણ :

એક પછી એક નબી અને રસૂલ આવતા રહ્યા. તેમના ધર્મનો આધાર-સ્તંભ એક રહેતો. તેઓ એક ધર્મની તરફ બોલાવતા કે એકને સ્વીકારો, કોઈને પણ તેના વ્યક્તિત્વ અને ગુણોમાં ભાગીદાર ન બનાવો, તેની પૂજામાં કોઈને ભાગીદાર ન કરો, તેના બધા રસૂલોને સાચા જાણો, તેના ફરિશ્તાઓ (દૂતો)ને જે તેની પવિત્ર મખ્લૂક છે, ન ખાય છે, ન પીએ છે, દરેક કાર્યમાં માલિકની આજ્ઞાપાલન કરે છે, સાચા જાણો. તેણે પોતાના ફરિશ્તાના માધ્યમથી જે વાણી મોકલી અથવા ગ્રંથ ઉતાર્યા છે, તે બધાને સાચા માનો. મૃત્યુ પછી બીજીવાર જીવન મેળવીને પોતાના સારા-નરસા કાર્યોનો બદલો મેળવવાનો છે તેના પર શ્રધ્ધા રાખો. અને આ પણ માનો કે, ભાગ્ય સારૂ છે કે બુરૂ, તે માલિક તરફથી છે અને હું આ સમયે જે શરીઅત (ધાર્મિક કાનૂન) અને જીવન ગુજારવાનો તરીકો લઈને આવ્યો છું, એનું પાલન કરો.

અલ્લાહપાકના જેટલા નબી અને રસૂલ આવ્યા, બધા સાચા હતા. અને તેમના પર જે ધાર્મિક ગ્રંથ ઉતર્યા તે બધા સાચા હતા. તે બધા પર આપણું ઈમાન (શ્રધ્ધા) છે. અને આપણે તેનામાં અંતર નથી કરતા. સત્યતાનું ત્રાજવું આ છે કે, જેમણે એકને માનવાની તરફ આમંત્રિત કર્યા હોય, અને જેમના શિક્ષણમાં એક માલિકને ત્યજીને બીજાની પૂજા કરવાની અથવા પોતે તેમની પૂજા કરવાની વાત ન હોય, જે મહાપુરૂષોને ત્યાં મૂર્તિપૂજા અથવા અનેકેશ્વરવાદનું શિક્ષણ હોય, તે રસૂલ નથી અથવા તેમના શિક્ષણમાં અદલ-બદલ થઈ ગયુ છે. હઝરત મુહમ્મદ (સલ.) પૂર્વેના તમામ (બધા) રસૂલોના શિક્ષણમાં ફેરબદલી કરી નાંખવામાં આવી છે. અને અમુક ગ્રંથોને પણ બદલી નાંખવામાં આવ્યા છે.

## અંતિમ પયગમ્બર હઝરત મુહમ્મદ (સલ.) :

આ એક મોંઘેરૂ સત્ય છે કે, દરેક આવવાવાળા રસૂલ અને નબી દ્વારા અને તેમના ગ્રંથો દ્વારા એક છેલ્લા નબીની ભવિષ્યવાણી અપાઈ છે. અને આ કહેવામાં આવ્યુ છે કે, તેમના આવ્યા પછી અને તેમને જાણી લીધા પછી બધા પ્રાચીન કાનૂનો ત્યજીને તેમની વાત માનવી જોઈએ અને તેમના દ્વારા લાવવામાં આવેલા ગ્રંથ અને ધર્મ પર ચાલવું જોઈએ. આ પણ ઈસ્લામની સત્યતાનું પ્રમાણ છે કે, ગ્રંથોમાં અત્યંત ફેરબદલીના પછી પણ તે માલિકે છેલ્લા રસૂલ આવવાની ખબરને બદલવા ન દીધી. જેથી કોઈ આ નહીં કહી શકે કે અમને ખબર ન હતી. વેદોમાં તેનું નામ નરાશંસ, પ્રાચીન ગ્રંથોમાં કલ્કિ અવતાર, બાઈબલમાં ફારક્લીટ અને બૌદ્ધ ગ્રંથોમાં છેલ્લે બુધ્ધ વગેરે લખવામાં આવ્યુ છે.

આ ધાર્મિક ગ્રંથોમાં હઝ. મુહમ્મદ (સલ.)નું જન્મ સ્થાન, જન્મ તિથિ, સમય અને ઘણા વાસ્તવિક લક્ષણ પહેલાથી બતાવવામાં આવ્યા હતા.

## હઝરત મુહમ્મદ (સલ.)નો જીવન પરિચય :

આજથી લગભગ સાડા ચૌદસો વર્ષ પહેલાં અંતિમ નબી હઝરત મુહમ્મદ (સલ.)એ સાઉદી અરબિય્યહના મક્કા શરીફમાં જન્મ લીધો.

તેમના કેટલાક માસ પહેલા તેમના પિતાનું અવસાન થયુ હતું. માતા પણ બહુ વધારે જીવિત ન રહ્યા. પહેલા દાદાએ અને તેમના અવસાન પછી કાકાએ તેમની પરવરિશ કરી. સંસારમાં સૌથી જુદા આ મનુષ્ય આખા મક્કા નગરની આંખોનો તારો બની ગયા. જેમ જેમ તેઓ મોટા થતા ગયા તેમની સાથે લોકોનો પ્રેમ વધતો ગયો. આપને સાચા અને ઈમાનદાર કહેવા લાગ્યા. લોકો પોતાની કિંમતી વસ્તુઓ આપની પાસે રાખતા. પોતાના પરસ્પરના ઝઘડાઓનો ચૂકાદો કરાવતા. કઅબા, જે મક્કા શરીફમાં અલ્લાહપાકનું પવિત્ર ઘર છે, તેને બીજીવાર બનાવવામાં આવી રહ્યુ હતું, તેની એક દીવાલના ખૂણામાં એક પવિત્ર પથ્થર છે, જ્યારે તેના સ્થાન પર સ્થાપિત કરવામાં આવ્યો તો તેની પવિત્રતાને કારણે મક્કાના બધા જ વંશજો અને સરદારોની ઈચ્છા હતી કે, આ પવિત્ર પથ્થર સ્થાપિત કરવાનો અધિકાર તેમને જ મળે. એના માટે તલવારો નીકળી આવી. ત્યારે જ એક બુધ્ધિવાન મનુષ્યે નિર્ણય કર્યો કે, જે સૌથી પહેલો મનુષ્ય અહીં કઅબામાં આવશે, તે જ તેનો ચૂકાદો લાવશે. બધા જ તૈયાર થઈ ગયા. તે દિવસે સૌથી પહેલા આવવાવાળા હઝરત મુહમ્મદ (સલ.) હતા. બધા જ એકી અવાજે બોલ્યા : વાહ, વાહ ! અમારી વચ્ચે સાચો અને ઈમાનદાર આદમી આવી ગયો છે, અમે બધા ખુશ છીએ.

હઝરત મુહમ્મદ (સલ.)એ એક ચાદર બિછાવી અને તેમાં તે પથ્થર મૂકીને કહ્યું કે, દરેક કુટુંબનો સરદાર ચાદરનો એક કિનારો (છેડો) પકડીને ઉઠાવે. જ્યારે પથ્થર દીવાલ સુધી પહોંચી ગયો તો પોતે પોતાના હાથોથી તેના સ્થાન ઉપર મૂકી દીધો. અને આ મોટી લડાઈ સમાપ્ત કરાવી દીધી.

આવી જ રીતે લોકો આપને દરેક કાર્યમાં આગળ રાખતા હતા. તેઓ યાત્રા પર જવા નીકળતા, તો લોકો વ્યાકુળ થઈ જતા અને જ્યારે તેઓ પાછા ફરતા, તો આપને મળીને જોર જોરથી રડવા લાગતા.

તે દિવસોમાં ત્યાં અલ્લાહપાકના ઘર કઅબામાં ૩૬૦ દેવી-દેવતાઓની મૂર્તિઓ રાખેલી હતી. આખા અરબ દેશમાં ઉંચ-નીચ, છૂત-અછૂત, સ્ત્રી

પર અત્યાચાર, શરાબ, જુગાર, વ્યાજ, લડાઈ, બળાત્કાર જેવી ન જાણે કેટલી ખરાબીઓ વિસ્તરેલી હતી.

જ્યારે હઝરત મુહમ્મદ (સલ.) ૪૦ વર્ષના થયા, તો અલ્લાહપાકે પોતાના ફરિશ્તાઓના માધ્યમથી આપની ઉપર કુર્આન શરીફ ઉતારવાનો આરંભ કર્યો. અને આપને રસૂલ બનાવવાનો મુબારક સંદેશો અને લોકોને એક અલ્લાહ (એકેશ્વરવાદ) તરફ બોલાવવાની જવાબદારી સોંપી.

## સત્યનો અવાજ :

હઝરત મુહમ્મદ (સલ.)એ એક પહાડના શિખર ઉપર ચઢીને એક અવાજ આપ્યો. લોકો આ અવાજ પર તૂટી પડ્યા. એટલા માટે કે આ એક સાચા ઈમાનદાર માણસનો અવાજ હતો. આપે પ્રશ્ન કર્યો : જો હું તમને એમ કહું કે, આ પહાડની પાછળથી એક વિશાળ લશ્કર આવી રહ્યુ છે, અને તમારા ઉપર હુમલો કરવાનો છે, તો શું તમે વિશ્વાસ કરશો ? બધાએ એકી અવાજે કહ્યું કે, તમારી વાત પર કોણ વિશ્વાસ નહીં કરશે. તમે કદી જૂઠુ બોલતા નથી અને પહાડની ચોટી પરથી બીજી તરફ જોઈ પણ રહ્યા છો. એ પછી તેમણે લોકોને ઈસ્લામની તરફ બોલાવ્યા, મૂર્તિ પૂજાથી રોક્યા અને મૃત્યુ પછીની નર્કની આગથી ડરાવ્યા.

## મનુષ્યની એક કમજોરી (દુર્બળતા) :

મનુષ્યની આ એક કમજોરી છે કે, તે પોતાના પૂર્વજોની ખોટી વાતોને પણ અંધશ્રધ્ધામાં સ્વીકારતો ચાલ્યો જાય છે. મનુષ્યની બુધ્ધિ અને દલીલો ઈન્કાર છતાં પણ મનુષ્ય પૂર્વજોની વાતો પર જામેલો રહે છે. અને તેની વિરૂદ્ધ કરવું તો શું, સાંભળવા પણ ઈચ્છતો નથી.

## અડચણો અને કસોટીઓ :

આ જ કારણ હતુ કે, ૪૦ વર્ષની આયુ સુધી આપનો આદર કરવા, સાચા જાણવા અને સ્વીકારવા છતાં મક્કાના લોકો આપની શિખામણોના શત્રુ થઈ ગયા. આપ જેટલા વધારે લોકોને સત્યતા તરફ બોલાવતા, લોકો એટલી જ વધારે દુશ્મની (શત્રુતા) કરતા. જ્યારે કેટલાક લોકો ઈમાન-

વાળાઓને પરેશાન કરતા, મારતા અને અગ્નિ પર સુવાડી દેતા, ગળામાં રસ્સો નાખીને ઘસીટતા અને તેમના પર પથ્થરમારો કરતા, પરંતુ આપ બધા માટે અલ્લાહપાકથી પ્રાર્થના કરતા. કોઈથી બદલો ન લેતા. આખી આખી રાત એમના માટે માલિકથી હિદાયતની પ્રાર્થના કરતા. એક વખતે મક્કાના લોકોથી નિરાશ થઈને તાઈફ નગર તરફ ગયા. ત્યાંના લોકોએ મહાપુરૂષનો અનાદર કર્યો અને એમની પાછળ છોકરાઓ લગાવી દીધા, જેથી લોહી વહેવા લાગ્યુ. તકલીફના લીધે આપ ક્યાંક બેસી જતા, તો તે છોકરાઓ એમને પાછા ઉભા કરી દેતા અને ફરી મારતા. આ હાલતમાં તે નગરથી બહાર નીકળ્યા અને એક સ્થાન ઉપર જઈને બેસી ગયા. આપે એમને શ્રાપ નહીં આપ્યો, પરંતુ પોતાના માલિકથી પ્રાર્થના કરી કે, અય માલિક ! એમને સમજણ આપ, તેઓ જાણતા નથી. તેમણે આ પવિત્ર સંદેશ અને ઈશ વાણી પહોંચાડવા માટે પોતાનુ પવિત્ર નગર મક્કા શરીફ છોડવું પડ્યું. પછી તેઓ પોતાના નગરથી મદીનામાં ચાલ્યા ગયા. ત્યાં પણ મક્કાવાળાઓ વિરોધી ટુકડીઓ બનાવીને વારંવાર તેમનાથી લડતા ગયા.

## સત્યનો વિજય :

સત્યનો હંમેશ વિજય થાય છે, તે અહીં પણ થયો. વર્ષોના સખત પરિશ્રમ પછી આપ બધા પર વિજયી થયા. અને સત્ય માર્ગ તરફ આપના નિઃસ્વાર્થ નિમંત્રણે આખા અરબ દેશને ઈસ્લામની શીતળ છાયામાં ઉભો કરી દીધો. અને પુરી દુનિયામાં એક ક્રાંતિ આવી ગઈ. મૂર્તિપૂજા બંધ થઈ, ઉંચ-નીચ પૂરી થઈ ગઈ અને બધા લોકો એક અલ્લાહપાકને માનવાવાળા અને એક અલ્લાહપાકની ઈબાદત (પૂજા) કરવાવાળા થઈ ગયા.

## આખરી (છેલ્લી) વસીય્યત (ઈચ્છા) :

પોતાના મૃત્યુના કેટલાક માસ પહેલા આપે લગભગ સવા લાખ લોકોની સાથે હજ્જ કરી અને બધા લોકોને છેલ્લી વસીય્યત કરી. જેમાં આપે આ પણ કહ્યું કે, લોકો ! તમારાથી મૃત્યુ પછી જ્યારે કાર્યોની પૂછપરછ થશે ત્યારે મારા વિશે પણ પૂછવામાં આવશે કે, શું મેં અલ્લાહપાકનો ધર્મ અને

તે સત્યતા લોકો સુધી પહોંચાડી ? બધાએ કહ્યું : નિઃસંકોચ, તમે પહોંચાડી ચૂક્યા છો. આપે આકાશની તરફ આંગળી ઉઠાવી અને ત્રણવાર કહ્યું : અય અલ્લાહપાક ! તમે ગવાહ (સાક્ષી) રહેજો, અય અલ્લાહપાક ! તમે ગવાહ રહેજો, અય અલ્લાહપાક ! તમે ગવાહ રહેજો. એ પછી આપે લોકોથી કહ્યું કે, આ સાચો ધર્મ જેમના સુધી પહોંચી ચૂક્યો છે, તે એમની પાસે પહોંચાડે, જેમની પાસે નથી પહોંચ્યો.

આપે આ પણ જાણ કરી કે, હું છેલ્લો રસૂલ છું. હવે મારા પછી કોઈ રસૂલ નહીં આવશે. હું જ એ અંતિમ (આખરી) ઋષિ, નરાશંસ અને કલ્કિ અવતાર છું, જેની તમે પ્રતિક્ષા કરતા હતા. અને જેના વિશે તમે બધુ જાણો છો.

કુર્આને કરીમમાં છે : "જે લોકોને અમે કિતાબ (પુસ્તક) આપી છે, તે આ (પયગમ્બર હઝરત મુહમ્મદ સલ.)ને જાણે છે, જેવા પોતાના દીકરાઓને જાણે છે. હા, નિઃસંકોચ તેમનામાં એક ટુકડી હકને છુપાવે છે." *(સૂરએ અલ બકરહ : ૧૪૭)*

## દરેક મનુષ્યનું કર્તવ્ય :

હવે કયામત સુધી આવવાવાળા દરેક મનુષ્યનું કર્તવ્ય છે અને તેની ધાર્મિક અને ઈન્સાની જવાબદારી છે કે, તે એકમાત્ર માલિકની પૂજા કરે, તેની સાથે કોઈને ભાગીદાર ન બનાવે અને ન સ્વીકારે. અને તેના છેલ્લા રસૂલ હઝરત મુહમ્મદ (સલ.)ને સાચા જાણે. અને તેમના દ્વારા લાવવામાં આવેલા ધર્મને અને તેમના જીવન ગુજારવાના તરીકાનું પાલન કરે. ઈસ્લામમાં આને ઈમાન કહેવામાં આવ્યુ છે. આના વગર મરવા પછી હંમેશને માટે નર્કમાં બળવું પડશે.

## આપ (સલ.)ના અમલી જીવન દર્પણમાં જિહાદની વાસ્તવિક્તા :

પ્યારા અને પવિત્ર રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમને જે કપળા અને અસહનિય સંજોગોમાં જિહાદની પરવાનગી મળી, તેમના જીવનચરિત્ર ઉપર નજર (દષ્ટિ) ફેરવવાથી જિહાદની વાસ્તવિક્તા સંપૂર્ણ રીતે સમજમાં

આવી જશે કે, આપ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)એ પોતે જિહાદની આયતોનો શું ભાવાર્થ સમજ્યો અને તેને અનુલક્ષીને પોતાના શત્રુઓ સાથે ક્યા પ્રકારનો વ્યવહાર કર્યો ? કારણ કે આપ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)નું પાક જીવનચરિત્ર પ્રત્યેક મુસ્લિમ માટે આદર્શ નમૂનો છે.

સાથે આ હકીકતનો પણ ખ્યાલ રાખવો પડશે કે, કુર્આન શરીફની કુલ **૬૨૩૬** આયતોમાંથી ફક્ત વીસથી પચ્ચીસ આયતોમાં જ જિહાદ વિશે ચર્ચા કરવામાં આવી છે. અને તેમાં પણ દરેક આયતમાં જિહાદની પરવાનગીના કારણો, તેની સીમાઓ, મર્યાદાઓ તથા શત્રુ સાથે વ્યવહાર કરતી વખતે નિય્યત અને ઈરાદાની શુધ્ધિનો ખ્યાલ રાખવાની ખાસ તાકીદ કરવામાં આવી છે. નિય્યતની જરા પણ ગરબડ તેની પવિત્રતાને ખંડિત કરી નાંખશે. સાથે આ સવાલ પણ ઉપસ્થિત થાય છે કે, વીસથી પચ્ચીસ આયતો સિવાય બીજી લગભગ **૬૨૦૦** આયતોમાં શું વર્ણન કરવામાં આવ્યું છે ? આનો જવાબ કુર્આન શરીફના વિષયોના સંદર્ભમાં આપ જોઈ શકશો કે, સંપૂર્ણ કુર્આન નૈતિક મૂલ્યો, ઉચ્ચ સંસ્કારો, સદાચાર, શિષ્ટાચાર તથા ઈરાદા, અમલ અને આત્મશુદ્ધિ જેવા માનવઘડતર અને બ્રહ્માચારી જીવન-લક્ષી મુખ્ય મહત્વના વિષયોથી ભરપૂર છે.

આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે ચાલીસ વર્ષની ઉંમરે અલ્લાહ તઆલાના આદેશથી ખુદાઈ હુકમો લોકો સમક્ષ રજૂ કર્યા. તે પહેલાં આપ મક્કાના સૌથી વધુ લોકપ્રિય અને પ્રશંશાપાત્ર વ્યક્તિ હતા. સમગ્ર મક્કા શરીફમાં આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમથી વધુ કોઈના ઉપર ભરોસો અને વિશ્વાસ ન હતો. સઘળા મક્કાવાસીઓ પોતાની કિંમતી વસ્તુઓ આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ પાસે અમાનતરૂપે રાખતા હતા, બલ્કે જ્યારે મક્કા શરીફમાં આપનું રહેવાનું તંગ થઈ ગયું, શત્રુઓએ દુશ્મની અને ત્રાસ આપવામાં કોઈ કચાસ બાકી ન રાખી, તો ખુદાઈ આદેશથી આપે પોતાનું પ્યારૂ વતન, જ્યાં ૫૩ વર્ષનો લાંબો ગાળો ગુજાર્યો હતો, ઘણા જ રંજ અને ગમના વાતાવરણમાં છોડ્યું. દુશ્મનોને તેની જાણ હતી તેથી જ તો સૌએ આપના ઘરનો ચારે તરફથી ઘેરો ઘાલ્યો હતો, પરંતુ તે કપળા

સમયે પણ મક્કાવાસીઓની કિંમતી અમાનતો આપની પાસે જ હતી. જો કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે પણ મૃત્યુ સામે હોવા છતાં શત્રુઓની અમાનત એના માલિકો સુધી પહોંચાડવાની વ્યવસ્થા પહેલેથી કરી રાખી હતી.

આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમનું ઉપનામ જ સાદિક (સાચા) અને અમીન (વિશ્વાસપાત્ર) હતું. કઅબા શરીફના પથ્થર (હજરે અસ્વદ)ને પોતાની જગ્યાએ રાખવા માટે લોકોની લડાઈએ ઉગ્ર સ્વરૂપ ધારણ કર્યું. અને હથિયારોથી સજ્જ થઈ માંહોમાંહે ખૂનની નદીઓ વહેવાની તૈયારી હતી. અંતે એ નક્કી થયું કે, આવતી કાલે સવારે જે વ્યક્તિ કઅબા શરીફમાં પ્રથમ કદમ મૂકે અને તે જે ફેંસલો કરે તે સૌને મંજૂર રહેશે.

સંજોગવસાત આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ સૌથી પ્રથમ દાખલ થયા. ચારે તરફથી ખૂશી સાથે સૌ ઉછળી પડ્યા અને એકી અવાજે બોલી પડ્યા : "ઓહો ! આ તો અમીન આવી ગયા." હમો સર્વાનુમતે તેમના ફેંસલાથી રાજી છીએ.

## આપ (અલૈ.)ના પવિત્ર જીવનનો સંઘર્ષ અને સહનશિલતા :

અલ્લાહપાક પાસેથી વહીનો હુકમ મેળવ્યા પછી (નબી બનાવ્યા બાદ) હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે એક પબ્લિક મિટીંગ બોલાવી, અને જે આદેશ અલ્લાહપાક તરફથી તેમને મળ્યો હતો, જનસમૂદાયને તેનાથી વાકેફ કર્યા. અને તેઓને એવી વિનંતી કરી કે, તેઓ મૂર્તિઓને પૂંજવાનું છોડી દે અને એકમાત્ર અલ્લાહપાક પર ઈમાન લાવે. એમની પ્રથમ શાંત તથા તર્કસંગત અપીલના પ્રત્યુત્તરમાં એમને ચાળા, હાંસી અને મજાક જ મળ્યા, અને એમનો સામનો કરવામાં આવ્યો. એમણે પોતાની કૌમ સામે અલ્લાહપાકનો ધન્ય સંદેશ રજૂ કરવાનો સતત પ્રયાસ કર્યો, છતાં એમને ઘણી જૂજ સફળતા મળી. એમને ખુલ્લી રીતે જાહેરમાં ઈસ્લામનો પ્રચાર કરવાની છૂટ ન હતી, તેથી પોતાના ગણ્યાગાંઠ્યા અનુયાયીઓના જીવ જાળવવા અને તેમની સતામણી ઓછી કરવા માટે પયગમ્બર સાહેબને

પોતાનું પ્રચારકાર્ય થોડા વર્ષો સુધી ખાનગી રીતે જ કરતા રહેવું પડ્યું હતું. પછી જ્યારે અલ્લાહપાકે એમને ઉઘાડે છોગ પ્રચાર કરવાનો હુકમ કર્યો ત્યારે મુસ્લિમો પરના અત્યાચારો ઘણા વધી ગયા. અને તેઓની બર્બરતા-પૂર્વક સતામણી થવા લાગી. પરંતુ જેમ જેમ જુલમો-સિતમ વધતા ગયા, તેમ-તેમ મુસ્લિમોની સંખ્યા પણ વધતી જ ગઈ. અલ્લાહપાકની પુકારને ખામોશ કરી નાખવા માટે કાફિરોએ તમામ પ્રકારના બધા પ્રયોગ તથા લાલચો અજમાવી જોયા. પરંતુ તેમણે જેટલી વધુ કોશિષ કરી, હુઝૂરે પાક (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) અને મુસ્લિમો તેટલા જ વધુ અડગ બનતા ગયા. મશ્કરી, ધાક-ધમકી, દબાણ, માલ-મિલ્કતની જપ્તિ વગેરેથી પણ કાફિરો મુસ્લિમોનું ઈમાન નબળુ પાડવામાં સફળ ન થયા, એટલે પછી તેમણે મુસ્લિમો સામે એક અત્યંત ક્રૂર અને અમાનુષી સામાજિક બહિષ્કાર આદર્યો. પરિણામે થોડાક વર્ષો સુધી મુસ્લિમો એક અત્યંત સીમિત વર્તુળમાં ગોંધાઈ રહેવાને મજબૂર થયા. જે દરમ્યાન તેઓ ન તો પ્રચારકાર્ય કરી શકતા હતા કે ન કંઈ ખરીદી કે વેચી શકતા હતા. એટલું જ નહિ, બલ્કે તેઓ પોતાના જ શહેર મક્કાના નિવાસીઓ સાથે લગ્નનો કે બીજા કોઈ પ્રકારનો વ્યવહાર પણ કરી શકતા ન હતા. એનાથી પણ મુસ્લિમોનું ઈમાન હચમચી ન શક્યું. બાયકોટ ચાલતો જ રહ્યો. તે એટલે સુધી કે છેવટે કાફિરો પોતે તેની પાબંદીઓથી થાકીને કંટાળી ગયા અને પછી તેમણે પોતે જ એ બહિષ્કાર પાછો ખેંચ્યો.

મક્કાના કાફિરોએ બહિષ્કાર પાછો ખેંચ્યો તે તેઓના તરફથી શાંતિની કે સુલેહની નિશાની ન હતી, બલ્કે એથી ઉલટું સતામણી વધુ સખ્તી સહિત ચાલુ જ રહી. પરંતુ મુસલમાનોને લાગતું-વળગતું હતું ત્યાં સુધી બધુ નિરર્થક જ રહ્યું. છેવટે કાફિરોએ બંધારણની એક ઉચ્ચ સ્તરની મિટીંગ એ વાતનો નિર્ણય કરવા માટે બોલાવી કે, ઈસ્લામનો નાશ કરવા અને હઝરત મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)થી સદાને માટે પીછો છોડાવવા માટે તેમણે શું કરવું જોઈએ ? પછી તેમાં સર્વાનુમતે એવું ઠરાવવામાં આવ્યું કે, બધા કબીલાઓમાંથી એક-એક કદાવર માણસ લેવામાં આવે અને તેઓ બધા

એકી સાથે હુમલો કરીને હઝરત મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)નું તેમની પથારીમાં જ ખૂન કરી નાંખે. પરંતુ હુઝૂરે અકરમ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)નું મિશન તેટલા જ સ્તર પર ખતમ થઈ જાય એ કુદરતને મંજૂર ન હતું, તેથી અલ્લાહ તઆલાએ તેમને એવો આદેશ આપ્યો કે, તે પોતાના વ્હાલા વતન મક્કાને છોડી જાય અને મદીના હિજરત કરી જઈને ત્યાંના સ્થાનિક મુસ્લિમો તથા મક્કાથી અગાઉ હિજરત કરી આવેલા મુહાજિરો સાથે સંગઠિત થઈ જાય. *(૮:૩૦, ૯:૪૦)*

આ હિજરતનો તે મહાન પ્રસંગ છે કે, જ્યારથી ઈસ્લામનો ઈતિહાસ શરૂ થાય છે અને જે મુજબ ઈસ્લામી કેલેન્ડર ચાલે છે.

મક્કાથી હિજરત કરી જતી વેળા વિવિધ કારણોસર મુસ્લિમો લગભગ પોતાની બધી જ મિલ્કત, માલ-અસ્બાબ અને કુટુંબીજનો પણ પાછળ પડતાં મૂકી જવાને મજબૂર થયા હતા. મદીનામાં ઠરીઠામ થતાંની સાથે જ હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે ઈસ્લામનો મનોહર પ્રચાર ફરીથી શરૂ કર્યો. અલ્લાહપાકના એ નિમંત્રણ પર કાન ધરીને અમુક સ્થાનિક લોકો મુસ્લિમ સમાજના સંપૂર્ણ સભ્યો બની ગયા. બીજાઓ ઈસ્લામ ન સ્વિકારતાં પોતાની પારંપરિક માન્યતાઓને વળગી રહ્યા. અને હઝરત મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) ગૌરવપૂર્ણ શાંતિ તથા સુધારકાર્યને વરેલા હતા, તેથી બિનમુસ્લિમો સાથે તેમને શાંતિ-સલામતીની બાંહેધરી આપતા સુલેહ કરારો કર્યા. અને એ રીતે ઈતિહાસમાં પહેલી જ વાર તેઓના મનમાં કુટુંબની સંકુચિત વફાદારીઓને બદલે સમાજ-મિલ્લતી ભાન જન્મ્યું.

જ્યારે હઝરત મુહમ્મદ (સલ.) આ સુધારકાર્યમાં લાગીને મુસ્લિમ મિલ્લતને સુસંગઠિત કરવાના એવા સ્થિર તથા શાંત સમાજના પાયા નાંખવાના પ્રયત્નો કરી રહ્યા હતા કે જેમાં મુસ્લિમો અને બિનમુસ્લિમો બન્ને એકી સાથે રહી શકે, ત્યારે મક્કા ખાતેના દુશ્મનો બેચેન હતા. મુસ્લિમો પ્રત્યેનો તેમનો તિરસ્કાર તેમના અંતરને બાળી રહ્યો હતો અને ઈસ્લામને ખત્મ કરી નાંખવાનો તેમનો ઈરાદો દિન-પ્રતિદિન વધુને વધુ જોરદાર બનતો

જઈ રહ્યો હતો. તેમણે નવી વ્યૂહરચનાઓ તૈયાર કરવા માંડી અને નવી યોજનાઓ તૈયાર થઈ જતાં તેમના પર અમલ કરવા લાગ્યા. તેમણે એવું નક્કી કર્યું કે, મુસ્લિમો સામે અંદર અને બહાર બન્ને તરફથી મુશ્કેલીઓ ઉપસ્થિત કરવામાં આવે. મદીના પર હુમલાઓ કરીને જે કંઈ લૂંટી શકાય તે લૂંટીને તેઓ મક્કા લઈ જવા માટેની કોશિશો કરવા લાગ્યા. મદીના ખાતે બિનમુસ્લિમો ત્યાં ઈસ્લામની વધતી જતી લોકપ્રિયતા અને મુસ્લિમોના અંદર જન્મી રહેલા બંધુત્વની તે અનેરી ભાવના જોઈને અદેખાઈ કરવા લાગ્યા, જે તેમણે કદી જોઈ ન હતી અને શાયદ જોવા માંગતા પણ ન હતા. તેથી મક્કા ખાતેના દુશ્મનો સત્વરે એ પરિસ્થિતિનો ગેરલાભ લઈ મદીનામાં અંદરખાનેથી મુસ્લિમો વિરૂદ્ધ આગ ભડકાવવા લાગ્યા. મદીનાના અદેખા દુશ્મનોએ એ શરારતમાં સત્વરે સાથ આપ્યો અને તરત જ મદીનામાં ગંભીર મુશ્કેલીઓ ઉપસ્થિત થવા લાગી.

હવે મુસ્લિમો સામે સતત બે આફતો રહેતી હતી : મદીના અંદરના વેરીઓની અને મક્કાવાસીઓ તરફથી યોજાઈ રહેલા આક્રમણોની. પછી એ સતામણી તેઓની સહનશક્તિથી વધી ગઈ. તેઓને પોતાના કુટુંબી-જનોથી બળજબરીએ વિખુટા કરવામાં આવ્યા હતા. તેમની મિલ્કતો ઝૂંટવી લેવાઈ હતી, તેઓનું લોહી વહાવવામાં આવ્યું હતું, તેઓને વારંવાર પોતાનું વતન છોડી જઈ હિજરત કરવાને મજબૂર કરવામાં આવ્યા હતા. બે વાર એબીસીનિયા ખાતે અને એક વખત મદીના ખાતે. આ બધા પારાવાર દુઃખો તેમણે ૧૩ વર્ષ સુધી સહન કર્યા હતા. મક્કા ખાતેના દુશ્મનોના છેલ્લા પ્રપંચો પછી મુસ્લિમો માટે એ સિવાય બીજો કોઈ માર્ગ જ રહ્યો ન હતો કે, કાં તો બેવડા આક્રમણો વચ્ચે પોતાના અંતિમ નિકંદનની રાહ જોતા રહે કે પછી જુલમ અને દબાણ સામે પોતાનું રક્ષણ કરે.

ઈસ્લામ તે લોકોને ગૌરવ, શક્તિ અને સલામતીની બાંહેધરી આપવા અને તેઓને સહાયતા, તાકાત, સલામતી અને ભલાઈના સર્વોચ્ચ સ્રોત અલ્લાહપાકની સાથે જોડાવા માટે આવ્યો હતો, છતાં અત્રે તેઓ મદદહીન, ચિંતાગ્રસ્ત, ધમકાવાયેલા અને ગભરાવાયેલા હતા. ઈસ્લામે તેમને એ મિશન

સોંપ્યું હતું કે, શાંતિ સ્થાપે, ખરાની આજ્ઞા આપે, ખોટાને અટકાવે, સંતાપાયેલાઓ અને કચડવામાં આવેલાઓની વ્હારે આવે. અને એવું પુરવાર કરે કે, અલ્લાહપાક પોતાના બંદાઓનો કેટલો વિશ્વાસપાત્ર મદદગાર છે. પરંતુ જો તેઓ પોતે જ સંતાપાયેલા, કચડાયેલા અને સહાયવિહોણી સ્થિતિમાં હોય તો એ શી રીતે શક્ય હતું.

તેમને સૌથી વધુ જે વસ્તુ મૂંઝવી રહી હતી તે એ હતી કે, આ બાબતમાં કુર્આન શરીફ વારંવાર સબ્ર અને ધીરજની તાકીદ કરી રહ્યું હતું. તેઓની વિમાસણ લાંબો સમય ચાલુ ન રહી અને અલ્લાહ તઆલાએ તેમની તથા તેમના જેવી સ્થિતિમાં આવનારા બીજા લોકોની મુસીબતોનો અંત એક ખુદાઈ આદેશ વડે આપી દીધો. આ મુજબ છે અલ્લાહનો એ નિર્ણય :

‘‘બેશક, અલ્લાહપાક ઈમાનવાળાઓનું રક્ષણ કરશે. ખરેખર, અલ્લાહ તઆલા દીનથી બેવફાઈ કરનારને કે નાશુક્રાને પસંદ નથી કરતો. જેમની સામે યુદ્ધ કરવામાં આવે છે, તેમને લડવાની પરવાનગી આપવામાં આવે છે. કેમકે તેમને અન્યાય થયો છે અને નિઃસંદેહ અલ્લાહપાક તેમની મદદ માટે પૂરતો છે. એ તે લોકો છે કે જેમને તેમના ઘરોમાંથી સચ્ચાઈની પરવા કર્યા વગર માત્ર એ કારણસર કાઢી મૂકવામાં આવ્યા કે, તેમનું કહેવું એ છે કે, અમારો પરવરદિગાર એક અલ્લાહપાક છે. અગર અલ્લાહપાકે લોકોના એક સમૂહને બીજા વડે દાબમાં ન રાખ્યો હોત, તો તેમણે ખરેખર વિહારો, ચર્ચો, મંદિરો અને મસ્જિદોને તોડી પાડ્યા હોત કે જેમાં અલ્લાહપાકની ઘણી પ્રશંશા (વખાણ) થઈ રહી છે. અલ્લાહપાક તે લોકોની મદદ જરૂર કરશે કે, જેઓ તેના હેતુને સહાય કરે છે. કારણ કે અલ્લાહ તઆલા સર્વશક્તિમાન છે. અત્યંત બળવાન, પોતાનું ધાર્યુ કરી શકનાર. એ તે લોકો છે કે, જેમને જો અમો પૃથ્વી પર હુકૂમત આપીએ તો નિયમિત રીતે નમાઝ કાયમ કરે છે, કાયદેસર ઝકાત આપે છે, ભલાઈનો હુકમ કરે છે અને બૂરાઈથી રોકે છે. દરેકે દરેક બાબતનો અંત તથા નિર્ણય અલ્લાહપાકના જ હાથમાં છે.’’ *(૨૨:૩૮-૪૧)*

અલ્લાહ તઆલાની આ પરવાનગી પછી મુસલમાનોની વધુ સતામણી

અને રીબામણી ન થઈ શકી. પછી મુસ્લિમોએ પોતાની સલામતી તથા સ્વાતંત્ર્ય પુનઃ પ્રાપ્ત કરવા માટે પ્રતિકાર શરૂ કર્યા. મુસ્લિમોના સ્વાતંત્ર્ય અને સલામતીનો ઉઘાડો અનાદર કરનારા દુશ્મનો સાથે લડાઈઓ થઈ. પરંતુ મુસ્લિમો તરફથી કદી પણ કોઈ આક્રમણ નથી થયું કે, મકાનો, ખેતીઓ, માલસામાન વગેરેનો નાશ નથી કર્યો કે ન યુદ્ધ ન કરતા બાળકો, સ્ત્રીઓ, વૃદ્ધો કે અપંગોને માર્યા છે. મુસ્લિમોએ એ નિયમોનું પાલન કર્યું છે. અને અલ્લાહપાકે બાંધેલી હદોની અંદર જ રહ્યા છે. એ કંઈક એવી વાત હતી કે, જે ન તો અગાઉ કદી જોવામાં આવી હતી કે ન ત્યાર બાદ અનુભવવામાં આવી છે. આ છે તે સંજોગો કે જેમાં મુસ્લિમોને લડવું પડ્યું હતું. અને આ છે અલ્લાહપાકના તે આદેશો અને સૂચનો કે જેમના પાલનથી આખરે તેમણે નિર્ણયાત્મક વિજયો પ્રાપ્ત કર્યા.

નુબૂવ્વત મળ્યા બાદ ઈસ્લામના પ્રચારથી લઈ મક્કા શરીફના તેર (૧૩) વર્ષના રોકાણ દરમ્યાન આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ તથા આપના અનુયાયીઓ માટે દુશ્મનો તરફથી રોજ રોજ તકલીફ, ઝુલ્મ, અત્યાચાર અને સતામણીની કલેજુ કંપાવી દે તેવી નવી નવી તરકીબો અજમાવાતી હતી. તેમાં દિવસે દિવસે વધારો જ થતો હતો. આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમના અનુયાયીઓ આ તકલીફોથી કંટાળી આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ પાસે આવતા, તો આપ ધીરજ અને સબ્રનો આદેશ આપતા. છેવટે મક્કા શરીફ છોડી હિજરત કરવા ઉપર મજબૂર થયા. પોતાનું પ્યારૂ વતન અને જીવનભરની ખૂન-પસીનાની કમાઈ, ઘર, મિલ્કત, સગા-સબંધીઓને ત્યજીને અજાણી જગ્યાએ જવાનું કોને પસંદ હોય ? પરંતુ શત્રુઓની તકલીફો ઉપર સબ્ર અને ધીરજનો અંત આવ્યો હતો. અલ્લાહપાક તરફથી હિજરતના આદેશ ઉપર આપે અને આપના સાથીઓએ હિજરત કરી. દુશ્મનોને ખબર પડી તો આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમને પકડી લાવવા માટે ૧૦૦ લાલ રંગી ઊંટોનું ઈનામ જાહેર કર્યું. પરંતુ અલ્લાહપાકે આપને શત્રુઓની આંખો પર પડદો નાંખી સહી સલામત સ્થળે પહોંચાડી આપ્યા.

મદીના શરીફ પહોંચ્યા બાદ શત્રુઓએ ચેન અને શાંતિથી બેસવા ન દીધા, તો અલ્લાહપાક તરફથી જિહાદની પરવાનગી મળી, જેમાં જિહાદના કારણો પણ દર્શાવ્યા કે, તે લોકોને લડાઈની પરવાનગી અને હુકમ આપવામાં આવે છે, જેમના ઉપર શત્રુઓ તરફથી લડાઈ જબરદસ્તી થોપવામાં આવે છે. પરવાનગી એટલા માટે મળી કે, તેમના ઉપર ઘણો ઝુલ્મ અને અત્યાચાર કરવામાં આવ્યો હતો. જે બિચારાઓને પોતાના ઘરોમાંથી વગર વાંકે કાઢી મૂકવામાં આવ્યા. ફક્ત એટલા જ માટે કે તે એક અલ્લાહપાકને પોતાનો સર્જનહાર અને માલિક માનતા હતા.

વાંચકવર્ગ ! વિચારો કે, તેર વર્ષની સખ્ત તકલીફો બાદ જિહાદની પરવાનગીનું કારણ ઝુલ્મ અને અત્યાચાર દર્શાવી જિહાદની વાસ્તવિક્તા દર્શાવી છે. ન કે ગમે ત્યારે અન્યધર્મીઓ સાથે લડાઈ કરવાનું નામ જિહાદ છે. એટલા જ માટે આને પરવાનગી જેવા કોમળ શબ્દથી કુર્આન શરીફ સંબોધી રહ્યું છે. જ્યારે કે તે પહેલાં સિત્તેર વખતે કુર્આન શરીફમાં અલગ અલગ જગ્યાઓએ ધીરજ અને સહનશિલતાનો પાઠ ભણાવી શત્રુ સામે લડવાની મનાઈ કરવામાં આવી હતી.

આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ ત્યાર બાદ પોતાના ઉચ્ચ આદેશોનું શિક્ષણ આપવામાં લાગેલા રહ્યા, પરંતુ દુશ્મનો તરફથી લગાતાર ત્રણસો માઈલ દૂરનો પ્રવાસ ખેડીને પણ સતામણીનો સિલસિલો જારી રહ્યો. બદર, ઉહુદ અને ખંદક નામી મશ્હૂર લડાઈઓ પોતાના સ્થળો અને જગ્યાઓના નામથી જ દર્શાવે છે કે, આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ અને આપના અનુયાયીઓ તો મદીના શરીફમાં જ હતા, દુશ્મનો આ જગ્યાઓ સુધી આવ્યા, જેમાંથી બે તો મદીના શરીફમાં જ છે. બદર ફક્ત ૧૪૯ કિલોમીટર દૂર છે. ત્યાર બાદ સુલેહ-સમાધાનની ફોર્મ્યુલા નક્કી થાય છે. પરંતુ શત્રુ તરફથી તેનું પાલન ન કરવાને લઈ તે કરાર ભંગ થાય છે અને મક્કા શરીફ ઉપર મુસલમાનોનો વિજય થાય છે. પરંતુ માનવ ઈતિહાસમાં આવું કોઈ જ ઉદાહરણ આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ અને આપના અનુયાયીઓ (જેમાં પાંચમી સદી હિજરીની લડાઈઓમાં ખ્રિસ્તીઓના અમાનુષિ

અત્યાચારો છતાં સુલ્તાન સલાહુદ્દીન ઐયૂબી તરફથી ખ્રિસ્તીઓને સામૂહિક ક્ષમાદાનનું એલાન કરવું શામેલ છે) સિવાય કોઈનું મળ્યુ નથી. લગાતાર એકવીસ વર્ષના જૂની અદાવત અને દ્વેષ રાખતા દુશ્મનો ઉપર જ્યારે સંપૂર્ણ કાબૂ મળે છે, તો શાબ્દિક બદલો પણ લેવાનું પસંદ કરતા નથી અને બધાને એક સાથે માફ કરી દે છે. શત્રુઓએ પણ આપની દરિયાદિલી પારખી આપથી આવા કપળા સંજોગોમાં પણ ક્ષમાની જ અપેક્ષા રાખી હતી, બલ્કે પોતાના તે મકાનો, મિલ્કતો અને જમીનો પણ દુશ્મનો પાસેથી પાછી નથી માંગતા, જેના ઉપર આઠ વર્ષ પહેલાં દુશ્મનોએ જબરદસ્તી કબ્જો કરી લીધો હતો, તે પણ માફ કરી તેમને તેના માલિક તરીકે બાકી રાખવામાં આવે છે. તેનાથી વધુ શું હોય શકે કે, શત્રુના તે ચીફ કમાન્ડર અને સરદાર, જેમણે વર્ષો સુધી દરેક લડાઈની કમાન પોતાના હાથમાં લીધી હતી, આજે તેમના ઘરમાં આસરો લેનારને પણ માફ કરવાનું એલાન થાય છે. અને આટલા વર્ષોની લડાઈઓમાં પણ શત્રુઓ સાથે લડાઈ દરમિયાન જ્યારે પણ સુલેહની દરખાસ્ત થતી, તો તેને મંજૂર કરવામાં આવતી હતી. જેથી લડાઈમાં ખૂનામરકીની માત્રા ઓછામાં ઓછી થાય. દુશ્મન ફક્ત જાન બચાવવા હથિયાર ફેંકી દે અથવા માફી માંગી લે, તો પણ જાની દુશ્મનોને માફ કરવાનો આદેશ આપ્યો. જગતમાં કોણ એવો છે કે, લડાઈ દરમિયાન શત્રુના ફક્ત શબ્દો ઉપર ભરોસો કરી તેને કાબૂમાં આવ્યા બાદ છોડી મૂકે, પરંતુ આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે પોતાના અનુયાયીઓને શત્રુની વાત ઉપર ભરોસો કરવાનો આદેશ આપ્યો. ચાહે કોઈ ષડયંત્ર અને ધોકાબાઝી હેઠળ આ કામો કરતા હતા. કારણ કે લડાઈ હેતુ નથી, બલ્કે ઉચ્ચ હેતુલક્ષી આકસ્મિક માધ્યમ છે.

### બિનમુસ્લિમો સાથેના સબંધો :

ઈસ્લામ વિરોધી પરિબળોએ ઘણો શોર (હંગામો) મચાવ્યો છે કે, ઈસ્લામ નફરતની શીખ આપે છે. આના પુરાવા માટે તેઓ કુર્આને પાકની કેટલીક આયતોનું ખોટું અર્થઘટન કરે છે. ખુદ મુસ્લિમોમાં પણ એવા તત્વો મૌજૂદ છે, જે અતિશયોક્તિમાં સરી જઈ કુર્આન શરીફની અમુક આયતોને

બરાબર સમજી શકયા નથી. એ વાત સાચી છે કે, ઈસ્લામે મુસ્લિમોને બિનમુસ્લિમોથી એક અંતર રાખવાનો આદેશ આપ્યો છે, પરંતુ તેનો અર્થ એ નથી કે તેમની સાથે હમદર્દીપૂર્વક વર્તન કરવામાં ન આવે.

ઈસ્લામની બુનિયાદી તઅલીમ (શીખ) એ છે કે, બધા માનવો, તે કોઈપણ કુળના હોય, એક માતા-પિતાના સંતાન છે. *(હુજુરાત : ૧૩)* કુર્આનના મતે સમગ્ર માનવજાત એક સન્માનનીય સર્જન (મખ્લૂક) છે. *(ઈસ્રા : ૭૦)* એક વખત આપ (સલ.) બેઠા હતા. ત્યાંથી એક જનાઝો પસાર થયો. આપ (સલ.) તેને જોઈને ઉભા થઈ ગયા. આપના માનવંત સાથીઓ પણ ત્યાં મૌજૂદ હતા. તેમણે આપ (સલ.)થી કહ્યું કે, આ એક યહૂદીનો જનાઝો હતો. તો આપ (સલ.)એ ફરમાવ્યું કે, ‘‘શું તે એક માણસ ન હતો ?’’ આપ (સલ.) પછી આપના કેટલાક સહાબાઓ પણ આ વાત પર અમલ કરતા હતા. *(બુખારી શરીફ : પૃ.૧૩૧૩, મુસ્લિમ શરીફ : પૃ.૯૬૧)*

ઈસ્લામે એ ભાવના જગાડી કે બધા જ માનવીઓ એકબીજાના ભાઈ છે. એક રિવાયતમાં છે કે, આપ (સલ.) નમાઝ પછી દુઆ માંગતા, તો હમ્દો ષના (પાલનહારના વખાણ) તથા ખુદની રિસાલતની ગવાહી પછી એ ગવાહી પણ આપતા હતા કે, ‘‘હે અલ્લાહપાક ! હે અમારો તથા દરેક ચીઝનો પાલનહાર ! હું સાક્ષી આપું છું કે, બધા બંદાઓ ભાઈ ભાઈ છે.’’ *(અબૂ દાવૂદ : ૧૫૦૮, મુસ્નદે અહમદ :૧૮૮૦૭)*

અલ્લાહપાકના રસૂલ (સલ.)એ સમગ્ર મખ્લૂક પર રહેમ કરવાની તઅલીમ આપી. આપ (સલ.)એ ફરમાવ્યું : ‘‘રહેમ કરનારાઓ પર અલ્લાહપાક રહેમ કરે છે. તમે જમીનવાળાઓ પર રહેમ કરો, આકાશમાં જે છે, એ તમારા પર રહેમ કરશે. *(તિરમિઝી : ૧૯૨૪, અબૂ દાવૂદ : ૪૯૪૧)*

કુર્આન પાકે કરૂણાની તાલીમ આપતા કહયું છે કે, ‘‘અફસોસ, આટલી બધી નેઅમતો (ખુદાપાકની કૃપાઓ) છતાં તે નિષ્ફળતાની ખીણ પાર કરી સફળતા નથી મેળવતો.’’ આ ઘાટી પાર કરવાની તેમજ સફળતા મેળવ-વાની વિગત કુર્આન દર્શાવે છે : ‘‘ગુલામ આઝાદ કરવા, દુકાળના દિવસોમાં

ખવડાવવું, યતીમ સબંધીને અથવા એવા ગરીબને જે ગરીબીના કારણે ધૂળ -ધાણી થઈ ગયો હોય.'' આ છે સફળતાની સીડી.

ઈસ્લામે માણસ તો માણસ, દરેક પ્રાણી સાથે સદ્‌વર્તાવની શીખ આપી છે. *(બુખારી શરીફ : પૃ.૬૦૦૯)*

ઈસ્લામ ''એક કૌમ તથા વંશના બધા માનવીઓ વચ્ચે ભાઈભાઈનો સબંધ છે'' એ મૂલ્યને સ્વીકારે છે. તેમાં ધર્મભેદ આડે આવતો નથી. કુર્આને હઝરત હૂદ (અલૈ.), હઝરત સાલિહ (અલૈ.) અને હઝ. શુએૈબ (અલૈ.)ને પોતપોતાની બિનમુસ્લિમ કૌમના ભાઈ કહ્યા છે. આમ, મુસ્લિમો તથા બિનમુસ્લિમો વચ્ચે ભ્રાતૃત્વના સબંધને સ્વીકાર્યો છે. આ પયગમ્બરો જ્યારે પોતપોતાની કૌમને સત્ય પહોંચાડવા જતા તો તેમને ''હે મારી કૌમ, હે મારી કૌમ'' કહી સંબોધન કરતા હતા. આજના કાળમાં પણ આ ભાવના મુસ્લિમો અને બિનમુસ્લિમો વચ્ચેના સબંધની એક મહત્વપૂર્ણ બુનિયાદ (પાયો) છે. આના જ આધારે એક દેશ તથા એક સામાજીક એકમમાં વસતા મુસ્લિમો તથા ત્યાંના બિનમુસ્લિમો વચ્ચે સબંધ સ્થપાવવો જોઈએ.

બિનમુસ્લિમો સાથે હમદર્દીપૂર્વક વર્તવાના અનેક આદેશો ઈસ્લામી શિક્ષાઓમાં તથા આપ (સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમ)ના જીવનમાં મળી આવશે. કુર્આનમાં છે : ''હિદાયત તમારા અખત્યારમાં નથી, અલ્લાહપાક જેને ચાહે છે, તેને હિદાયત આપે છે. (એટલે તમે ધર્મભેદ ભૂલી બધા માનવીઓ પર ખર્ચ કરો) તમે જે કાંઈ ખર્ચ કરશો, તો તેનો ફાયદો તમને મળી રહેશે.'' *(સૂ. બકરહ : ૨૭૨)*

આ આયતનો સબંધ દર્શાવે છે કે, કોઈપણ માણસની આર્થિક મદદ કરતી વખતે એ જોવું જરૂરી નથી કે, કોણ ઈમાન કબૂલ કરે છે, કોણ નહીં. દરેક જરૂરતમંદ મદદનો હકદાર છે.

વિદ્વાન સહાબીઓ (રદી.) તથા તાબિઈન (રદી.)એ ઉપરોક્ત આયતનો અર્થ એ બતાવ્યો છે કે, બિનમુસ્લિમને સદકાથી મહરૂમ (વંચિત) રાખવામાં ન આવે. ઈમામ તબરી (રહ.)એ પોતાની તફસીરમાં એનો

વિગતવાર ઉલ્લેખ કર્યો છે.

હઝરત ઉમર (રદી.)એ પોતાના ગવર્નરોને લખ્યું કે, ''બિનમુસ્લિમ પ્રજાજનોમાં જે ગરીબ તથા જરૂરતમંદ હોય તેની જરૂરિયાત મુસ્લિમ લોકોના માલમાંથી પૂરી કરવામાં આવે.'' *(કિતાબુલ ખિરાજ, અબૂ યૂસુફ : ૧૫૭)*

ઈસ્લામમાં લોહીના સબંધોની જાળવણી (સિલારહમી)ની ઘણી જ તાકીદ કરવામાં આવી છે. હદીષમાં એમ કહેવામાં આવ્યું છે કે, જે સ્વજનો સાથે સબંધ નથી રાખતો, અલ્લાહપાક તેની સાથે યુધ્ધની ઘોષણા કરે છે. *(બુખારી : ૫૮૯૭/૫૯૮૯, મુસ્નદે અહમદ : ૧૬૮૪)* સાફ સાફ કહી દેવામાં આવ્યું કે, ''જન્નતમાં સબંધ વિચ્છેદ કરનારનું કોઈ સ્થાન નથી.'' *(મુસ્લિમ : ૨૫૫૬)*

સિલારહમીનો આ આદેશ બધા સ્વજનો માટે છે. મુસ્લિમ હોય કે બિનમુસ્લિમ. ઈસ્લામ સબંધો જોડે છે, તોડતો નથી.

કુર્આન શરીફમાં છે કે, ''જો કોઈના માતા–પિતા બિનમુસ્લિમ હોય અને તે સંતાનને ઈસ્લામ છોડી દેવા માટે મજબૂર કરતા હોય તો તેમની વાત માનવામાં ન આવે. છતાં તેમની સાથે દુર્વ્યવહાર નહીં બલ્કે સદ્-વ્યવહાર જ કરો.''

હઝરત અબૂ હુરૈરહ (રદી.)ની માતા બિનમુસ્લિમ હતી. તે આપ (સલ.)ને આડુંઅવળું કહેતી, તે બીચારા ધીરજ રાખતા. તેમણે રસૂલુલ્લાહ (સલ.)થી ફરિયાદ કરી. તો નફરતના બદલે દુઆ મળી, અને તે દુઆના પ્રતાપે તેમને હિદાયત મળી ગઈ.

હઝરત અસ્મા બિન્તે અબૂબક્ર (રદી.)ની માં બિનમુસ્લિમ હતી. એક પ્રસંગે જ્યારે તેમને કંઈક ભેટ-સોગાદ આપવાની જરૂર ઉભી થઈ, તો હઝરત અસ્મા (રદી.)એ આપ (સલ.)ને પૂછયું કે, ''શું હું તેમની સાથે સિલારહમી કરૂં ? તેમને ભેટસોગાદ આપું ? તો આપ અલયહિસ્સલામે હઝરત અસ્માને આમ કરવાની છૂટ આપતાં કહયું કે, ''તેમની સાથે સબંધ જાળવો અને તેમને ભેટ આપી વિદાય કરો.'' *(બુખારી શરીફ : ૨૬૦૨)*

ઈસ્લામમાં પાડોશીઓ સાથે સદ્વર્તાવનો ઘણો ભારપૂર્વક આદેશ

છે. પછી ભલેને તે બિનમુસ્લિમ હોય. આ બાબતે બેદરકારી દાખવવાથી ઈમાન પણ ખતરામાં આવી જાય છે, એમ એક હદીષમાં કહ્યું છે. આપ (સલ.)એ ત્રણ વખત કસમ ખાઈને કહયું કે, ''જેની હેરાનગતિથી તેનો પાડોશી સુરક્ષિત નથી, તે મુઅમિન (મુસ્લિમ) નથી.'' *(બુખારી શરીફ : ૬૦૧૬)*

હઝરત અબ્દુલ્લાહ બિન અમ્ર (રદી.)ના ઘેર એક બકરી ઝબહ કરવામાં આવી. જ્યારે આપ ઘરમાં આવ્યા, તો સૌથી પહેલાં પૂછયું કે, ''આપણા યહૂદી પાડોશીને ત્યાં કંઈક મોકલ્યું કે નહીં ?'' પછી કહયું કે, મેં અલ્લાહપાકના રસૂલ (સલ.)થી પાડોશી સાથે સદ્‌વર્તાવની ઘણી તાકીદ સાંભળી છે. *(અબૂ દાવૂદ : પૃ.૫૧૫૨)*

એક વખત મક્કા શરીફમાં સખત દુકાળ પડયો. હઝરત અબૂ સુફયાન (રદી.) તે વખતે ઈમાન લાવ્યા ન હતા. તેમણે આપથી દુઆની દરખાસ્ત કરી. આપ (સલ.)એ દુઆ કરી દીધી. જેથી એ મુસીબત ટળી ગઈ. *(બુખારી શરીફ : ૪૮૨૪)* આમ, કોઈ બિનમુસ્લિમ કોઈ દુન્યવી તકલીફમાં હોય, તો તેની તકલીફ દૂર કરવાની દુઆ કરવાની છૂટ છે.

યહૂદીઓ ક્યારેક હુઝૂરે અકરમ (સલ.)ની મજલિસમાં આવતા અને તેમને છીંક આવતી, તો રસૂલુલ્લાહ (સલ.) તેમને દુઆ આપતા કહેતા : ''અલ્લાહ તબારક વ તઆલા તમને સીધો માર્ગ દેખાડે અને તમારી સ્થિતિ સુધારે.'' *(અબૂ દાવૂદ : ૫૦૪૦)*

મુસન્નફે ઈબ્ને અબી શયબા અને મુસન્નફે અબ્દુર્રઝઝાકે (અને બુખારીમાં પણ) બિનમુસ્લિમ માટે દુઆ કરવા સબંધી ઘણી રિવાયતો (હદીષો) રીતસર એક પ્રકરણ હેઠળ લખી છે. બિનમુસ્લિમોની મગફિરત માટે દુઆ જાઈઝ નથી, પરંતુ તેમની કોઈ દુન્યવી તકલીફ દૂર કરવા માટે દુઆ જાઈઝ છે.

સહાનુકંપા (રહેમ) દર્શાવવા આપ (સલ.) બિનમુસ્લિમ બીમારોની ઈયાદત (ખબર-અંતર પૂછવા) માટે પણ જતા હતા. *(બુખારી શરીફ : ૫૬૫૭)*

બિનમુસ્લિમોને ભેટસોગાદ આપવી કે તેઓ આપે તો લેવાનું પણ

આપ (સલ.)થી સાબિત છે. એક બિનમુસ્લિમ શાસકે આપ (સલ.) માટે એક અત્યંત સુંદર ઝભ્ભો મોકલાવ્યો. રસૂલુલ્લાહ (સલ.)એ સાભાર સ્વીકાર કર્યો. *(બુખારી : ૨૬૧૬)* અને હઝરત જઅફર બિન અબી તાલિબને એમ કહી આપી દીધું કે, તેઓ તેને 'પોતાના ભાઈ' નજ્જાશી પાસે મોકલી દે. *(મુસ્નદે અહમદ : ૧૩૨૧૪)* ઈલહ્ના રાજાએ આપ (સલ.)ને કપડાં તથા સવારી મોકલી. જેનો ઉપયોગ પણ કરવામાં આવ્યો. *(બુખારી શરીફ, ૩૧૬૧)* રસૂલુલ્લાહ (સલ.)એ પોતાના અનુગામીઓને પોતાની વફાત વખતે ખાસ ભારપૂર્વક કહયું હતું કે, જે મહેમાનો તથા મંડળો મુલાકાત માટે આવે છે, જેમાં ઘણાંખરા બિનમુસ્લિમો હોય છે, તેમને ભેટસોગાદ આપીને વિદાય આપશો. જેમકે મારો નિત્યક્રમ હતો. *(બુખારી : ૩૦૫૩, મુસ્લિમ : ૧૬૩૭)*

આપ બિનમુસ્લિમોને ખાવા માટે પણ આમંત્રણ આપતા હતા. મક્કા ખાતે શરૂમાં આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે ૧૩૦ માણસોની દઅવત કરી હતી. *(મુસ્નદે અહમદ : ૮૮૫)*

શરીઅતના આ અત્યંત સંક્ષિપ્ત હવાલાઓથી એ સિધ્ધ થાય છે કે, ઈસ્લામની મૂળ સુચના બિનમુસ્લિમો સાથે પ્રેમપૂર્વક સદ્વર્તાવ કરવાની છે. અર્થાત્ જો બિનમુસ્લિમ છે, ઈસ્લામ શત્રુ તથા મુસ્લિમો વિરૂદ્ધ જંગે ચઢેલો કે ષડયંત્રખોર નથી, તો ઈસ્લામ તેને માનવીય બિરાદરીનો એક સભ્ય સમજી તેને સન્માન તથા સહાયનો હકદાર સમજે છે.

## પરંતુ ઈસ્લામી ઓળખ બાકી રહેવી જોઈએ :

પરસ્પર હમદર્દી તથા મદદની આ શિક્ષાનું સૌંદર્ય તે વખતે છતું થાય છે, જ્યારે એ હકીકતને પણ યાદ રાખવામાં આવે કે વિશ્વના સિધ્ધાંત વગરની કૌમોથી વિપરિત ઈસ્લામ મુસ્લિમોને ભારપૂર્વક આદેશ આપે છે કે, તે દુનિયામાં ખાસ વિચારના ધારક તથા પ્રચારક છે. બીજાઓની જેમ માત્ર મોજમજા તેમનો જીવનહેતુ નથી. એટલે પોતાની આ મૂળ હેસિયત તથા નૈતિક ઓળખને બિનમુસ્લિમો સાથે મેળમેળાપ દરમિયાન હરગિજ ગુમાવવી ન જોઈએ. ઈસ્લામ પોતાના અનુયાયીઓને આ મુદ્દે બહુ સંવેદન-

શીલ બનાવવા માંગે છે. એટલે અલ્લાહ તઆલાના રસૂલ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)એ ઘણી વખત એવી સુચનાઓ આપી છે, જેનો સારાંશ એ છે કે, બિનમુસ્લિમો સાથે સન્માન તથા હમદર્દીપૂર્વક વર્તવા છતાં તેમની સાથે સમરૂપતા-મુશાબિહત ધારણ કરવામાં ન આવે. જ્યારે કોઈ મુસ્લિમ અન્યો સાથે સમરૂપતા ધારણ કરે છે, ત્યારે તે અલ્લાહ તઆલાના દીનને તુચ્છ સમજે છે. વાસ્તવમાં તેને એવો વિશ્વાસ નથી હોતો કે, તેની પાસે દુનિયાને આપવા માટે કોઈ પયગામ તથા નિયમ છે. આ આદેશોનો આશય એ છે કે, મુસ્લિમો કોઈપણ સ્થિતિમાં હોય, અન્ય કૌમમાં સંમ્મિલિત ન થઈ જાય. અલ્લાહના રસૂલ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)એ દાઢી વધારવાની તેમજ મૂંછો કાતરવાની જે વાત કરી છે, તેનો આશય એ જ છે કે, મુસ્લિમો અન્ય કૌમોથી જુદા તરી આવે. કેટલીક હદીષોમાં આ આશય સ્પષ્ટપણે વર્ણવવામાં પણ આવ્યો છે કે, "યહૂદીઓ તથા ખ્રિસ્તીઓના વિરોધ માટે આમ નહીં, તેમ કરો." પરંતુ આ વિરોધ, વિરોધ ખાતર ન હતો કે, તેનો આશય કોઈ અકારણ જીદ પણ નથી. તે અને આ વાત પાછલા હવાલાઓથી સાબિત થઈ જાય છે કે, તેમાં બિનમુસ્લિમો સાથે કેટલી હમદર્દીપૂર્વક વર્તવાની તાલીમ છે.

અન્ય કૌમોનો વિરોધ કરવાનો આદેશ પણ મર્યાદિત છે. અર્થાત્ એવી બાબતો અપનાવવી જ મનાઈ છે, જે અન્ય કૌમોની વિશેષતા હોય. જેમાં તેઓ બધાથી જુદી પડતી હોય. જ્યારે આવી તદ્દન જુદી પડતી બાબતો પણ મુસ્લિમો અપનાવશે, તો એ તેમના પ્રભાવિત થવાની નિશાની લેખાશે.

અન્ય કૌમોથી જુદા દેખાવાનો મકસદ નફરત કે ધૃણા ઉત્પન્ન કરવાનો નથી, બલ્કે પોતાની સૈધ્ધાંતિક તથા નૈતિક સુરક્ષા માટે છે. આ વાત ઈબ્ને તયમિય્યહ (રહ.)એ લખી છે. *(અલ ફતાવલ કુબરા : ૯/૨૩૫)*

ઈસ્લામ કોઈ પ્રદેશ કે વંશ આધારિત ધર્મ નથી. તે વૈશ્વિક ધર્મ છે. એટલે તે એમ ઈચ્છે છે કે, પ્રત્યેક મુસલમાન દીનનો દાઈ (પ્રચારક) બને. અને આ કાર્ય ત્યારે જ થઈ શકે, જ્યારે ખુદ દાઈને ઈસ્લામ પર સંપૂર્ણ

વિશ્વાસ હોય. તે અન્ય ધર્મ કે કૌમથી પ્રભાવિત ન હોય. એટલે જ મુસ્લિમોને અન્ય કૌમોની નકલખોરીથી સાવધાન રહેવાની શિક્ષા આપવામાં આવે છે. કારણકે નકલખોર ડરેલો, ગભરાયેલો, પ્રભાવિત હોય છે. અને પ્રભાવિત થઈ જવું એ પોતાના સિધ્ધાંતોની હત્યા સમાન છે. આ શિક્ષા માત્ર એટલા માટે આપવામાં આવી છે કે, અન્ય કૌમોથી જુદા તરી આવીને મુસ્લિમો પોતાના ધર્મ પ્રત્યે અતૂટ વિશ્વાસને પ્રગટ કરે. આમ કરી તેઓ પોતાની દીની વિશેષતાઓને સાચવવાનો આગ્રહ રાખે.

આ શીખ કૌમી અસ્મિતા કે ગર્વને પોષવા માટે નથી. આ તો ખુદ પોતાના સિધ્ધાંતોની સાચવણી માટેનું એક સાધન છે. અને પોતાના સિધ્ધાંતોની સુરક્ષા કરવી કાંઈ ખોટી વાત નથી.

## કાફિર શબ્દની ચોખવટ :

''કાફિર'' એ અરબી ભાષાનો શબ્દ છે. અરબી ભાષાની આધારભૂત ડિક્ષનરીઓમાં તેનો ભાવાર્થ છુપાવવું–સંતાડવુ અને આવરણ નાંખવું થાય છે. એટલા જ માટે રાત માટે પણ કાફિર શબ્દ વપરાય છે. કારણકે તે પણ અંધકારમાં લોકોને છુપાવે છે. ખેડૂત માટે પણ 'કાફિર' શબ્દ પ્રયોજાયો છે. કારણકે તે પણ જમીનની અંદર બીજને સંતાડે છે. સમુદ્ર તથા અંધકારમય વાદળો માટે પણ કાફિર શબ્દ વપરાયો છે. કોઈ વસ્તુ સંતાડવા માટે પણ કાફિર શબ્દ વપરાયો છે. જેમકે અરબ લોકો પોતાના હથિયાર કપડાંમાં સંતાડતા હતા. તેના માટે એક વાક્ય પ્રચલિત હતું : كفردرعه بثوبه

*(મુફરદાતુલ્કુર્આન : પેજ–૫૫૯, ભાગ–૨, અલ્કામૂસુલ્મુહીત : પેજ–૬૦૫)*

એ જ પ્રમાણે ઉપકાર કરનારના ઉપકારને ભૂલી જનાર માટે પણ ' કાફિર' શબ્દ વપરાય છે. કુર્આન શરીફમાં પણ ઉપકાર ભૂલી જનાર માટે કાફિર શબ્દ વપરાયો છે. *(મુફરદાતુલ્કુર્આન : પેજ-૫૫૯, ભાગ-૨, જમ્હરતુલ્લુગત : પેજ-૪૧૦, ભાગ-૨, લિસાનુલ્અરબ : પેજ-૧૪૪, ભાગ-૫)*

વિશ્વની દરેક ભાષાઓમાં એક શબ્દનો એક અસલ અર્થ હોય છે. અને તેનાથી અલગ અલગ પ્રકારના સબંધોને લઈ તેના વિભિન્ન અર્થો

થાય છે. માટે અલ્લાહપાકના અપાર એહસાનો ઉપકારોને માનવી ભૂલી જઈ બીજાને પોતાનો સર્જનહાર–માલિક સમજે અથવા તેની સાથે સર્જનહાર જેવો વર્તાવ કરે, તો તેને માટે પણ અરબીમાં 'કાફિર' શબ્દ વપરાયો છે.

યહૂદી વિદ્વાનોને સંબોધતા કુર્આન શ.માં છે કે, ولا تكونوا أول كافر به *(સૂ.બકરહ–૪૧)* "તમો ઈસ્લામના સૌથી પહેલા ઈન્કાર કરનાર (કાફિર) ન બનો." એ જ પ્રમાણે હજ્જનું ફર્ઝ હોવાનું સાબિત કરતા જે તેને ફર્ઝ ન માને તેને પણ કફરના શબ્દથી યાદ કર્યો : ومن كفر فان الله غنى عن العالمين *(આલે ઈમ્રાન : ૯૭)* એ જ પ્રમાણે મક્કા મુકર્રમહના મૂર્તિપૂંજકો આખિરત (પરલોક)ની સજા અને બદલાનો ઈન્કાર કરતા હતા. તેમના ઈન્કારને કુર્આન શરીફમાં કાફિરના શબ્દથી પ્રયોજ્યો : وهم بالآخرة هم كافرون *(સૂરએ યૂસુફ : ૩૬)*આ બધી જ આયતોમાં કુફ્રનો અર્થ 'ઈન્કાર કરવો અને ન માનવો' થાય છે. એક આયતમાં છે કે, જ્યારે નર્કવાસીઓ (દોઝખીઓ) શયતાન ઉપર ગુસ્સે થશે તો શયતાન તેમના જવાબમાં ચતુરાઈથી કહેશે કે, તમે જે બીજા લોકોને અલ્લાહપાક સાથે ભાગીદાર માન્યા, તેનો હું ઈન્કાર કરૂં છું. انی كفرت بما أشركتمونى من قبل *(સૂ.ઈબ્રાહીમ : ૨૨)*આ આયતમાં શયતાનના ઈન્કાર માટે કુફ્રનો શબ્દ વપરાયો છે.

એ જ પ્રમાણે હઝરત મૂસા (અલયહિસ્સલામ)એ ઈજીપ્તવાસીઓને અલ્લાહ તઆલાનો પયગામ પહોંચાડયો, તેના જવાબમાં ઈજીપ્તવાસીઓએ આપના પયગામને માનવાનો ઈન્કાર કરી તેને જાદુથી સંબોધ્યો. અને કહ્યું કે, હમો તમારા પયગામથી કાફિર (ઈન્કારી) છે. ولما جائهم الحق قالوا هذا سحروانا به كافرون *(સૂ. ઝુખરૂફ–૩૦)*

એ જ રીતે મક્કા મુકર્રમહના કાફિરો જેમને સૌપ્રથમ કુર્આન શરીફમાં સંબોધવામાં આવ્યા. અને કાફિરનો શબ્દ પણ તેમના માટે વાપરવામાં આવ્યો હતો. તે મક્કાવાસીઓ પોતે પણ પોતાના માટે કાફિરનો શબ્દ વાપરતા હતા. જેમકે એક આયતમાં છે : انا بما أرسلتم به كافرون *(સૂ.ઝુખરૂફ–૨૪)* અર્થાત્ હમો તમારી ઈસ્લામની દઅવતના ઈન્કારી છીએ.

આ આયત 'કાફિર' શબ્દ ઉપર વાંધો ઉઠાવનારા લોકોને ચોંકાવનારી છે. આ આયતમાં કુર્આન તેમના માટે કાફિરનો શબ્દ નથી વાપરતું, બલ્કે તે લોકો પોતાના માટે કાફિરનો શબ્દ સ્વજાતે વાપરે છે. જો એ અપમાનજનક ગાળ હોતે તો કોણ બેવકૂફ છે, જે પોતાના માટે અપમાનજનક શબ્દ ઘમંડ સાથે વાપરે. જ્યારે કે મક્કાવાસીઓએ આ જવાબ ઘમંડ અને ફખ્રના મોકાસર વાપર્યો હતો. એ જ પ્રમાણે ઉપરની આયતોમાં ઈજીપ્તવાસીઓ તથા શયતાન પણ પોતાના માટે આ શબ્દ દલીલરૂપી વાક્યમાં વાપરી રહ્યા છે.

અને સૌથી વધુ ગળે ઉતરતી વાત તો એ છે કે, જ્યારે કુર્આન શરીફની આયતો નાઝિલ થઈ રહી હતી, ત્યારે મક્કાવાળાઓ તેના જવાબમાં કોઈ ન કોઈ આક્ષેપ કે ટીપ્પણી કરતા હતા. પરંતુ કદી પણ તેમણે કાફિર શબ્દ વિશે વાંધો ઉઠાવ્યો નથી. ત્રેવીસ વર્ષો સુધી લગાતાર કુર્આન શરીફ ઉતરતુ રહ્યું. અને કુર્આન શ.માં આ કુફ્ર તથા કાફિરનો શબ્દ કુલ ચારસો ચોરાણુ (૪૯૪) વખત વપરાયો છે. છતાં એક વખત પણ તેનો વિરોધ ન કરવો, બલ્કે કુર્આન અને ઈસ્લામનો ઈન્કાર કરી પોતાના માટે કાફિર શબ્દ ઘમંડથી ઉચ્ચારવો એ વાતની દલીલ છે કે, તે પોતે પોતાની માતૃભાષાના શબ્દપ્રયોગોને સારી રીતે જાણતા હતા. અને પોતે મોકાસર તેનો પ્રયોગ પણ કરતા હતા.

ઉપરોક્ત કુર્આનિક હવાલાઓથી માલુમ પડે છે કે, ''કાફિર'' શબ્દ કોઈ પણ રીતે અપમાનજનક શબ્દ નથી, બલ્કે ગુણવાચક શબ્દ છે. છતાં ઉલમાએ કિરામે લખ્યુ છે કે, જો કોઈને 'કાફિર' શબ્દના સંબોધનથી તકલીફ પહોંચતી હોય તો તેને એ પ્રમાણે સંબોધવામાં ન આવે. અને જો તે છતાં સંબોધશે, તો ગુનેહગાર થશે. ولوقال لذمی"یا کافر"یأثم ان شق علیه (الاشباه والنظائر ج/٢،ص/ ٢٥٧)

પરંતુ આ માનવી તરફથી માનવીને સંબોધન બાબત છે. જ્યાં સુધી કુર્આન શરીફમાં તેનો પ્રયોગ થયો છે, તો તે માનવી તરફથી સંબોધન નથી, બલ્કે સર્વશક્તિમાન અને મહા ઉપકારક અલ્લાહપાકના તરફથી પોતાના તે બંદાઓને સંબોધન છે. જેમને તેણે પયદા કર્યા, નિર્જીવથી સજીવ બનાવ્યા.

(સલ.) સાથે કાંઈ સારો વ્યવહાર કર્યો ન હતો, એ જગજાહેર છે.

આપની કરૂણા વ્યાપક હતી. તેમાં દોસ્ત અને દુશ્મન બધા જ આવી જતા હતા. ખુદ આપ (સલ.)એ પોતાના માટે ફરમાવ્યું છે અને બિલ્કુલ સાચુ ફરમાવ્યું છે કે, ''હું અલ્લાહપાક તરફથી ભેટ સ્વરૂપે આપવામાં આવેલી કરૂણા છું.'' *[શુઅબુલ ઈમાન : ૨/૧૬૪]*

## દુશ્મનો સાથે આપ (સલ.)નો વર્તાવ

કુર્આને કરીમ પણ એમ જ કહે છે : ''અમે તમને વિશ્વજનો માટે રહેમત બનાવીને જ મોકલ્યા છે.'' *[અલ અંબિયા : ૧૦૭]*

આપ (સલ.)નું જીવન માત્ર મુસ્લિમો માટે જ આદર્શ નથી, સમગ્ર માનવજગત માટે આદર્શ છે. આપ સર્વગુણ સંપન્ન હતા અને તે બાબતે આપ અજોડ હતા. આપ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)એ જગતને જે ઉદાહરણ પુરૂ પાડયું તે ઈતિહાસના પૃષ્ઠોની શોભા બનવા માટે નહીં, અમલ કરવા માટે છે. માણસાઈને સર્વોચ્ચ કક્ષાએ પહોંચાડવા માટે માત્ર આપના માર્ગે ચાલવું જ પુરતું છે.

આપ (સલ.) સ્વજનો સાથે, મુસ્લિમો સાથે તો પ્રેમપૂર્વક વર્તન કરતા હતા, પરંતુ ગૈર (બિન મુસ્લિમો) પણ આપની રહમત (કરૂણા)થી વંચિત નહીં રહયા. રસૂલુલ્લાહ (સલ.) જ્યારે રાતના છેલ્લા પહોરે તહજ્જુદ માટે ઉઠતા, તો પથારી પરથી હળવેથી ઉઠતા, દરવાજો ખોલતા. આમ એટલા માટે કરતા હતા કે, આપના પૂનિત પત્ની હઝરત આયશા સિદ્દીકા (રદી.)ને ઉંઘમાં ખલેલ નહીં પહોંચે. *[મુસ્લિમ : ૨/૨૩૧]*

હઝરત અનસ (રદી.) દસ વર્ષના લાંબા ગાળાની સેવાના અંતે ફરમાવે છે કે, ''આ વર્ષો દરમિયાન રસૂલુલ્લાહ (સલ.)એ કયારેય મને એમ નહીં કહયું કે, તેં આ કામ કેમ નહીં કર્યુ અને પેલું કામ કેમ કર્યુ ?

*[મિશકાત શરીફ : પૃષ્ઠ–૪૪]*

આ તો સ્વજનો હતા. ગૈરો (પારકા) બલકે શત્રુઓ સાથે પણ આપે

અત્યંત રહેમદિલીપૂર્વક વર્તન કર્યું છે. તેની સાક્ષી ગૈરોએ પણ આપી છે.

ઉહુદનું કુરૂક્ષેત્ર છે. લાત અને મનાતના પૂજારીઓ સાથે યુદ્ધ ચાલી રહયું છે. ખુદાના દુશ્મનો એકેશ્વરવાદના હિમાયતીઓનો સફાયો કરવા માટે એકઠા થયા છે. આપનું અસ્તિત્વ માત્ર તેમને ખૂંચી રહયું છે. ઈમાન તથા કુફ્ર વચ્ચે નિર્ણાયક જંગ ચાલુ છે. એટલામાં એક અભાગીએ આપની ઉપર હુમલો કરી દીધો. આપના ચહેરા પર ઉઝરડા પડયા તથા શિરટોપની ખીલીઓ (આંકડીઓ) ગાલમાં ઉતરી ગઈ અને એટલી ઊંડાણપૂર્વક ઉતરી ગઈ કે તેને દાંતો વડે ખેંચવાના લીધે ખુદ હઝરત અબૂ ઉબૈદહ બિન જર્રાહ (રદી.)ના દાંત પડી ગયા. આ બેચેન સ્થિતિમાં કોઈએ આપને બદદુઆ કરવાની વાત કરી તો આપ (સલ.)એ ફરમાવ્યું કે, ''હું બદદુઆ કરવા માટે તથા ફિટકાર વરસાવવા માટે નથી આવ્યો, બલ્કે લોકોને સદમાર્ગે લઈ જવા માટે આવ્યો છું અને ખુદાએ મને રહેમત (કરૂણા) બનાવી મોકલ્યો છે.'' ત્યાર પછી આપ (સલ.)એ દુઆ ફરમાવી : ''હે મારા માલિક ! મારી કૌમને માફ કરી દેજે અને તેમને સીધા માર્ગની તૌફીક આપજે, કારણકે તે મને જાણતી નથી (કે હું કોણ છું).

## જાની દુશ્મનોને માફ કરવા

ચાર હિજરીસનમાં ઝાતુર્રિકાઅ નામી યુદ્ધ વખતે આપ (સલ.) સહાબાએ કિરામથી થોડાક અંતરે એક ઝાડ નીચે આરામ ફરમાવી રહયા હતા કે, એક શત્રુ ગૌષ બિન હારિષ આવી ચઢયો અને મારી નાંખવાના ઈરાદે તલવાર મ્યાનમાંથી કાઢી લીધી. આપ (સલ.)ની આંખ ખુલી ગઈ. તેણે બદતમીઝીપૂર્વક પ્રશ્ન કર્યો : ''બતાવ, હવે તને મારા હાથથી કોણ બચાવી શકશે ?'' અલ્લાહ તઆલાના રસૂલ (સલ.)એ એકદમ શાંત ચિત્તે જવાબ આપ્યો : ''અલ્લાહ.''

હવે નુબુવ્વતનો રોફ કહો કે ખુદા તઆલાની કુદરત, તલવાર તેના હાથમાંથી પડી ગઈ. ત્યાર પછી અલ્લાહપાકના રસૂલ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)એ પેલી તલવાર ઉપાડી લીધી અને પૂછયું કે, ''હવે તું

બતાવ, તને મારા હાથથી કોણ બચાવી શકશે ?''

તેણે કહયું : ''કોઈ નહીં, અલબત્ત આપ સારો બદલો આપો છો, તથા આપ માફ કરવાવાળા છો.'' આપ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)એ આવા જાની દુશ્મનને પણ માફ કરી દીધો. તે ઘણો પ્રભાવિત થયો. રિવાયતોમાં આવે છે કે, જ્યારે તે પોતાની કૌમ પાસે ગયો તો તેણે લોકોથી કહયું : ''હું જગતના સર્વશ્રેષ્ઠ માનવી પાસેથી આવી રહયો છું.'' આખરે આ જ ઘટના તેના ઈસ્લામ સ્વીકાર માટે નિમિત્ત બની.

આપના સેવક હઝરત અનસ (રદી.) ફરમાવે છે કે, એક પ્રવાસમાં હું આપની સાથે હતો. આપે એક ચાદર ઓઢેલી હતી. જેની કોર બહુ જાડી હતી. એક ગામડીયો આવી ચઢયો અને ચાદર એટલી જોરથી ખેંચી કાઢી કે, કોરના લીધે આપની ગરદન પર તથા ખભા પર નિશાન પડી ગયા. પછી આપથી ગામડીયા શૈલીમાં કહેવા લાગ્યો : ''ખુદા તઆલાએ તને જે માલ આપ્યો છે, તે મારા બન્ને ઉંટો પર મુકાવી દે અને સાંભળ ! જે કાંઈ તું મને આપશે એ તારું કે તારા બાપનું નહીં હશે.''

આવા કડવા વેણ સાંભળીને પણ આપ (સલ.) ખામોશ રહયા. માત્ર એટલું જ કહયું કે, ''બેશક, માલ તો અલ્લાહપાકનો જ છે અને હું તેનો બંદો છું, પરંતુ હે ગામવાસી ! શું તારી સાથે પણ એવો જ વ્યવહાર કરવો જોઈએ કે નહીં, જે તેં મારી સાથે કર્યો છે ?'' તેણે કહયું : ''નહીં.'' આપ (સલ.)એ પૂછયું : ''કેમ નહીં ?'' તેણે નિર્ભયતાપૂર્વક કહયું : ''એટલા માટે કે તમે ખરાબ વર્તાવના બદલારૂપે ખરાબ વર્તાવ નથી કરતા.'' આ સાંભળતાં જ આપ (સલ.)ને હસવું આવી ગયું. ત્યાર પછી આપે આદેશ આપ્યો કે, તેના એક ઉંટ પર જવ તથા બીજા ઉંટ પર ખજૂરો લાદી તેને આપી દેવામાં આવે.

એક વખત આપ (સલ.)એ એક યહૂદી પાસેથી કરજ લીધું. પાછું આપવાની તારીખ પણ નક્કી કરી. તે છતાં પણ ત્રણ દિવસ પહેલાં જ તે ઉઘરાણી કરવા આવી પહોંચ્યો. કહેવા લાગ્યો : ''તમે અબ્દુલ મુત્તલિબના

પુત્રો ઘણાં જ નગુણા તથા વાયદા તોડનારા છો.''

આપ (સલ.) સસ્મિત ચહેરે બધુ સાંભળતા રહયા. હઝરત ઉમર (રદી.) ત્યાં જ હતા. તેમનાથી સહન થયું નહીં, તેમણે તેને ધમકાવ્યો. અલ્લાહ પાકના રસૂલ (સલ.)એ હઝરત ઉમર (રદી.)ને આમ કરતાં રોકયા અને કહયું : ''હે ઉમર ! તમે અમારા બંને સાથે જે વ્યવહાર કરવાનો હતો તે ન કર્યો. તમારે તેને ધમકાવવાને બદલે મને કરજ ભરપાઈ કરી વાયદો પૂરો કરવાની ભલામણ કરવી જોઈતી હતી અને તેને નમ્રતાપૂર્વક ઉઘરાણી કરવાની શીખ આપવી જોઈતી હતી.'' ત્યાર પછી આપ (સલ.)એ હઝરત ઉમર (રદી.)ને કહયું કે, તેનું દેવું ચૂકવી આપો અને તેને ધમકાવ્યો એના બદલામાં વીસ સાઅ્ (ત્રણ મણથી વધારે) આપી દો !

આ ઘટનાથી તે યહૂદી બહુ પ્રભાવિત થયો અને મુસલમાન થઈ ગયો. રિવાયતો મુજબ તે કહયા કરતો હતો કે, અંતિમ નબીમાં બધી નિશાનીઓ મેં જોઈ લીધી હતી. માત્ર બે બાબતો મારે ચકાસવી હતી : (૧) એમ કહેવામાં આવે છે કે, આપની સહનશકિત આપના ગુસ્સાથી વધારે છે. અને (૨) એ આપની સાથે જેટલી સખ્તાઈપૂર્વક વર્તવામાં આવે છે તેટલી નરમાઈથી આપ પ્રત્યુત્તર આપે છે, તો શું એ વાતો બરાબર છે ? (જે મેં ચકાસી લીધી.)

ઝૈનબ બિન્તે હારિષ નામી ખયબરની એક સ્ત્રીએ બકરી રાંધી મોકલી અને તેમાં ઝેર ભેળવી દીધું. આપ (સલ.) તથા આપના સાથીઓ તેને ખાવા લાગ્યા. એટલામાં રસૂલુલ્લાહ (સલ.)એ બધાને રોકી દીધા અને કહયું કે, ''ગોશતમાં ઝેર મેળવેલું છે.'' પછી આપે ઝયનબને બોલાવી પૂછયું તો તેણે એવું બહાનું કર્યુ કે, મેં આપના પયગમ્બરીના દાવાને ચકાસવા માટે આમ કર્યુ. તે આપને જુઠ્ઠા પયગમ્બર સમજતી હતી.

આપ (સલ.)એ આવી સ્ત્રીને પણ પછી માફ કરી દીધી. જો કે તેની આ નાપાક હરકતના કારણે એક સહાબી શહીદ પણ થયા હતા. આપની ઉપર પણ ઝેરની અસર જોવા મળી હતી. તે છતાં પણ આપે તે ઔરતથી કોઈ પૂછપરછ કરી નહીં. *[બુખારી શરીફ : ૧/૪૪૯]*

નુબુવ્વતના દાવા પછી મક્કાવાસીઓએ આપની ઉપર જેવા અત્યાચારો ગુજાર્યા, તેને ઈસ્લામી ઈતિહાસનો સામાન્ય વિદ્યાર્થી પણ જાણે છે. ફત્હે



# કુર્આન શરીફના વિષયોની ટૂંકી માહિતી

કુર્આન શરીફમાં માનવજીવનને લગતા (શારિરીક અને આત્મિય) સઘળા પ્રશ્નોની ચર્ચા સાથે સમગ્ર સૃષ્ટિની પ્રત્યેક બાબતોનું પણ વિસ્તૃત વર્ણન આવ્યુ છે.

પરંતુ કુર્આન શરીફનો બુન્યાદી હેતુ માનવ ઘડતર અને સુધારણા તથા તેનો પોતાના માલિક અને સર્જનહાર એક અલ્લાહપાકની સાથે ઈશ્ક, પ્રેમ અને આધ્યાત્મિક સબંધોને મજબૂત બનાવી તેના દરેક હુકમનું પાલન કરવાનો છે.

કુર્આન શરીફ જે ઉચ્ચ સંસ્કાર, સદ્‌ભાવ, આત્મશુધ્ધિ (તકવા) અને શિષ્ટાચાર શિખવે છે, વારંવાર તેના માટે આખિરતની (પરલોક જીવન) માન્યતાનું પુનરાવર્તન કરી અલ્લાહપાકના ખૌફ અને ડરનું વર્ણન કરી દુર્ગુણો, દુષ્કાર્યો અને ગુનાહિત પ્રવૃત્તિઓથી રોકે છે.

કુર્આન શરીફમાં ચર્ચાયેલ વિષયોની સૂચિ તો ઘણી જ લાંબી છે. જેમાં તૌહીદ (એકેશ્વરવાદ), નબીઓના (સંદેશવાહકો) બોધપાઠ આપતા કિસ્સાઓ, આખિરત (પરલોક), ઈબાદતો, સામાજીક પ્રશ્નો, અર્થતંત્ર, ખેતીવાડી, રાજકારભાર, નાગરિકશાસ્ત્રના નિયમો, કાનૂની અહકામો, ન્યાયિક પ્રક્રિયા, દુશ્મનો પ્રત્યેનો વર્તાવ, સામાજીક જીવનની બારીકીઓ, જ્ઞાનની આવશ્યક્તા, બલ્કે પ્રથમ વહીમાં શિક્ષણનો હુકમ તેની પ્રાથમિકતા અને અનિવાર્યતા દર્શાવે છે.

માલદાર-ગરીબના સબંધો, વ્યક્તિગત અને સામાજીક સબંધો, જીવન વ્યવસ્થાના નિયમો, ધર્મપ્રચારના નિયમો અને આ બાબતે મુખ્ય ધ્યાન

કેન્દ્રિત કરાવવાનું કે, પૃથ્વી, આકાશ, પહાડો, સૂર્ય, ચંદ્ર, ખગોળશાસ્ત્ર, ભૌતિકશાસ્ત્ર, તત્વજ્ઞાન, અંતરિક્ષ વગેરે અલ્લાહપાકના હુકમોને આધિન રહી અલ્લાહપાકની અપાર શક્તિનું જ પ્રદર્શન કરે છે. નફો-નુકસાન ફક્ત અને ફક્ત અલ્લાહપાકના જ ઈખ્તિયાર અને સંપૂર્ણ કબ્ઝા હેઠળ છે.

કુર્આન શરીફની શૈલી કાનૂન અને નિયમોના રૂપમાં છે. અલ્લાહ તઆલા તરફથી બધી બાબતો કાયદાની ભાષામાં સંક્ષિપ્ત રીતે રજૂ કરવામાં આવે છે. હદીષ શરીફ એ કુર્આન શરીફના ભાષાંતર તથા વિવેચન સ્વરૂપે રોજિંદા જીવનમાં તેને અમલી સ્વરૂપ આપવા હઝરત મુહમ્મદ (સલ.) દ્વારા વર્ણન કરેલ વિસ્તૃત આદેશો, કથનો અને અમલોનું નામ છે. જેથી કુર્આન શરીફ તથા હદીષ શરીફના વિષયો આપસમાં ઘણી સમાનતા અને સામ્યતા ધરાવે છે. થોડીક જૂજ બાબતો એવી પણ છે, જેનું કુર્આન શરીફમાં વર્ણન છે અને હદીષ શરીફમાં તેનો ઉલ્લેખ નથી. તો અમૂક થોડી બાબતોમાં તેનાથી ઉલ્ટુ છે. આ હેતુસર બન્નેવ વિષયોનો ઉલ્લેખ એક સાથે કર્યો છે. નીચે કુર્આન શ. અને હદીષ શ.ના તે વિષયો છોડી જેની ચર્ચા ફિકહ અને અકાઈદના વર્ણનમાં કરવામાં આવે છે, ફક્ત કુર્આન શરીફ અને હદીષ શરીફના નૈતિકતા (અખ્લાક)ના વિષયો જેમાં કરવાના કામો, જેની આજ્ઞા અને હુકમો આપવામાં આવ્યા છે. તથા ન કરવાના કામો, જેનાથી સખ્તી સાથે રોકવામાં આવ્યા છે. બન્નેવ વિષયોની સવિસ્તર રજૂઆત કરૂં છું.

**કરવાના કામો :**

કુર્આન શરીફમાં એક મુસ્લિમની ઓળખ આ છે કે, તેની બોલચાલ, ઉઠવુ-બેસવુ વગેરેમાં વિનમ્રતા અને સદ્‌વર્તાવ હોય, બેકાર અને વ્યર્થ વાતોથી દૂર રહેવુ, અમાનતદારી તથા વાયદાનું પાલન કરવું, સબ્ર (ધીરજ) અને શુક્ર (આભાર) વ્યક્ત કરવો, અભણ અને ઉજ્જડ લોકો સાથે નરમીથી વાતચીત કરી તેમનાથી અળગુ રહેવું, મુલાકાતમાં પ્રથમ સલામ કરવી, પોતાના સદ્‌વર્તનનો પરિચય કરાવવો, કંજૂસાઈ તથા ખોટા ખર્ચા બન્નેવ વચ્ચેની ભેદરેખા સમજી ખર્ચ કરવુ, કોઈના ઉપર આક્ષેપો કરવાથી દૂર રહેવુ. ખાસ કરી પાક-પવિત્ર ચારિત્ર્ય ધરાવનાર સ્ત્રીઓ ઉપર વ્યભિચારનો

આક્ષેપ કરવાને લઈ સખ્ત સજાને પાત્ર ઠરશે. પોતે પણ બળાત્કાર, નગ્નતા તથા અશ્લિલતાથી દૂર રહે, પોતાની આંખો તથા શર્મગાહ (ગુપ્તાંગો)ની હિફાઝત કરે, પોતાના હાથ તથા ઝબાનથી કોઈને તકલીફ ન આપે, જૂઠી સાક્ષી ન આપે, પોતાની સ્ત્રી, બાળકો તથા સગા-સબંધી જેમની જવાબદારી આપણા શિરે હોય, તેમના અખ્લાક અને સંસ્કાર ઉપર પણ પૂરતુ ધ્યાન આપવુ જરૂરી છે. ઝાલિમ અને અત્યાચારીથી બદલો લેવામાં પણ ન્યાય રાખે. સફાઈ-સ્વચ્છતાનો ખ્યાલ રાખે, ગંદકી અને અસ્વચ્છતાથી દૂર રહે. સારા કામોમાં આગળ ધપીને હિસ્સો લે, લોકોથી હસતા મુખે મળે, ધીમા અવાજથી વાત કરે. ભૂખ્યા-તરસ્યા મુસાફિર તથા મહેમાનોનો નાત-જાત તથા ધર્મના ભેદભાવ વગર ખૂબ ખ્યાલ રાખે. વૈચારિક સ્વચ્છતા અપનાવ-વાનું આહ્‌વાન અને રૂઢિવાદ, જડતા તથા અભણતાની મનાઈ કરી છે.

કોઈના ઘરમાં પ્રવેશવા બાબતના નિયમો, પબ્લીક અથવા સરકારી જગ્યાએ પ્રવેશવાના નિયમો, બેસવુ, સૂવુ, છીંક, બગાસુ, હસવાની રીત, સારા નામો રાખવા, શેઅર-શાયરીની મર્યાદા, ખાવા-પીવાની વસ્તુઓમાં હલાલ-હરામ વગેરેનો ખ્યાલ રાખવો, હલાલ કમાઈને પ્રોત્સાહન તથા બેકારીને બિલ્કુલ પસંદ ન કરવી. ગ્રાહક સાથે નરમીનો વ્યવહાર કરવો, સલાહ-મશ્વેરાથી કામ કરવું. કોઈ ગરીબ કે જરૂરતમંદની પ્રથમ પોતે જ જરૂરત પૂરી કરવી અથવા બીજા માણસથી સિફારિશ કરવી.

સુલેહ-શાંતિમાં આગળ રહેવુ અને ફિત્ના તથા ઝઘડાથી દૂર રહેવુ, દરેક કાર્યમાં ઈખ્લાસ (નિય્યત અને ઈરાદાની શુધ્ધિ) હોવુ, શૌર્ય અને સહનશિલતા દાખવી માનવસેવામાં કાર્યરિત રહેવુ, મર્યાદામાં રહી કપડાં, ખાવા-પીવા તથા રહેણી-કરણીમાં છૂટછાટ રાખવી. હલાલ રોઝી કમાવાની શ્રેષ્ઠતા, નમાઝ અને સબ્ર દ્વારા દરેક પ્રકારની પરેશાનીનો હલ શોધવો, ધાર્મિક બાબતોમાં ફુઝૂલ વાતોથી બચવુ, નોકરોના હક્કોનું રક્ષણ, યતીમો, બેવાઓ, નિરાધારો, કર્ઝદારો, મંદબુદ્ધિવાળાઓ ખાસ કરીને સ્ત્રીઓ અને છોકરીઓનો ખ્યાલ રાખવો.

શરીરના અંગો છુપાવવા પ્રથમ માનવી હઝરત આદમ (અલૈ.)ના

નેચર (પ્રકૃતિ)માં હતુ. માટે તેનો ખ્યાલ રાખી નગ્નતાથી દૂર રહેવુ. માણસાઈ અને સારા કૃત્યોનું પ્રશિક્ષણ પ્રથમ પોતાના સગા-સબંધીઓથી શરૂ કરવુ. ઈસ્લામે પોતાના સઘળા હુકમોમાં માનવીની સહુલતોનો ખાસ ખ્યાલ રાખ્યો છે. દરેક સજીવને રોઝી આપવાનો વાયદો કર્યો છે.

પરલોક જીવનની સઝાઓ અને શિક્ષાઓથી મુક્તિ અને મોક્ષ તથા સ્વર્ગ પામવા ફક્ત પોતાની જ સુધારણાનો ખ્યાલ રાખવો કાફી નથી, બલ્કે પોતાની યથાશક્તિ પ્રમાણે સમસ્ત માનવજગતને સારા આદેશોનું શિક્ષણ આપવુ જરૂરી છે.

માણસ પોતાના સમાજથી વિખૂટો પડી સન્યાસી જીવન વિતાવે, તેને ઈસ્લામે બિલ્કુલ પ્રોત્સાહન નથી આપ્યુ, બલ્કે માનવસંસારમાં રહી દરેકના સાથે સદ્‌વર્તાવ કરી તેમના તરફથી પહોંચતી તકલીફો વેઠવાની સાથે અલ્લાહ તઆલાના હુકમોનું પાલન કરવાને શ્રેષ્ઠતા અને માનવતા સમજી છે.

### ન કરવાના કામો :

અપશબ્દો, ગીબત (કોઈની પીઠ પાછળ બુરાઈ કરવી), જાસૂસી, ગાળો ભાંડવી, ગુસ્સો કરવો, લાલચ રાખવી, લડાઈ-ઝઘડો, ધોકાબાઝી તથા ષડયંત્ર અને વ્યૂહ રચી લોકોને છેતરવા, કોઈની પાછળ પડી તેની ખામીઓ કે ગરીબાઈનો પ્રચાર કરવો તથા દીની-દુન્યવી કોઈ કામમાં ન પરોવાવું અને ફક્ત ઓટલાઓ કે ચોરાઓ પર બેસી બેકાર-વ્યર્થ બકવાસ અને ગપ્પાઓ મારવાની સખ્ત મનાઈ કરવામાં આવી છે. ગમ્મત કરવાના નિયમો, ગુસ્સો, દુરાચાર, અત્યાચાર, ગર્વ, અભિમાન તથા દંભના નુકસાનો.

હૈયામાં કોઈ પ્રેમભાવના ન હોવી (પથ્થર દિલ હોવુ), કરણી અને કથનીમાં વિરોધાભાસ હોવો, ગફલત, સુસ્તી અને આળસાઈ કરી રોઝી-રોટી કમાવવાના પ્રયત્નો ન કરવા, શાબ્દિક, અમલી અથવા વ્યવહારિક બાબતોમાં ધોકો આપવો, સજાતીય સબંધો (પુરૂષ-પુરૂષ તથા સ્ત્રી-સ્ત્રી વચ્ચે) રાખવા, સારા કૃત્યો કરવાથી લોકોને રોકવા, રમત-ગમતમાં જરૂરતથી વધારે સમય વેડફી ઈબાદતોનથી ગાફેલ રહેવું.

પોતાના માટે સારી વસ્તુ પસંદ કરવી, બીજા માટે ખરાબ વસ્તુ પસંદ કરવી, ખરાબ લોકોની દોસ્તી કરવી, દિલમાં કીનો-કપટ રાખવો, આતંક, ફસાદ, લૂંટફાટ, ઝુલ્મ અને લોકોને ભયભિત કરનાર વાતાવરણ સર્જવુ. દ્વિમુખી વાત કરી લોકોને આપસમાં લડાવી સમાજમાં ફિત્નો અને વંટોળ ઉભો કરવો, લોકોને ખરાબ ઉપનામોથી સંબોધવા, કાયરતા દાખવવી, હસદ-ઈર્ષા અને લોકોને તુચ્છ સમજવા, ચોરી, દારૂ, જુગાર, નશો, લોટરી, સત્તો વગેરે કરવો. લોકોમાં વાહ-વાહ માટે કોઈ કામ કરવુ, અપશુકન તથા જ્યોતિષશાસ્ત્રને માનવુ, જરૂરત વગર ફોટા પાડવા-પડાવવા, લોકોથી બદગુમાની અને ખોટો ભ્રમ રાખી દુશ્મની કરવી, વ્યાજુ વહેવાર કરવો, સમાજના કચડાયેલ વર્ગની લાચારીથી ફાયદો ઉઠાવી તેને વધુ દેવાદાર બનાવવો, સરકારી તથા વકફના માલમાં ચોરી અને ભ્રષ્ટાચાર કરવો, એ પ્રાઈવેટ ચોરી કે ભ્રષ્ટાચારથી વધીને મોટો ગુનોહ છે. માપ-તોલમાં દંડી મારવી, સરકારી કે પ્રાઈવેટ કર્મચારીએ પોતાના સમય અને કામ બન્નેવમાં અનિયમિતતા તથા ખેચડાઈ કરવી એ ખયાનત ગણાશે. જૂઠી ગવાહીમાં પરીક્ષાના નંબરો, પ્રમાણપત્રો અને જૂઠા સર્ટિફિકેટો રજૂ કરવા, ગેરલાયક વ્યક્તિને પોતાનો મત આપવો, ગરીબોની મદદ કરી તેનો ઉપકાર જતલાવવો, કોઈ જાતની તપાસ કર્યા વગર વાતો ઉડાવવી, અફવાઓ ફેલાવવી, જાદૂ મારફત કોઈ વ્યક્તિને સતાવવી.

દ્વિમુખી વાતો કરી ઝઘડો કરાવવો, ભૌતિક સાધનોની પ્રાપ્તિમાં ગળાડૂબ થઈ જવુ અને આત્મશુધ્ધિથી ગાફેલ રહેવુ, જ્ઞાન અને શિક્ષણની વાત છૂપાવવી, ધર્મના નામે ખોટી રીતે પૈસા પડાવવા, સુવ્વર, મુડદા, લોહી તથા દારૂ વગેરે નશા અને કેફી દ્રવ્યોનો વેપાર કરવો.

**અર્થતંત્ર :**

મૂંડીવાદ તથા સામ્યવાદ બન્નેવ આર્થિક નિતીઓ માનવતાની વિરૂદ્ધ તથા સરવાળે ગરીબોનું શોષણ છે. માટે બન્નેવ નિતીઓથી દૂર રહેવુ.

ઈસ્લામે મુક્ત વહેપારમાં અમૂક વહેવારિક નિયંત્રણો લાદી પૈસાને

બજારમાં ફરતો રાખવાની નિતી અપનાવી છે. સાથે ઝકાત, સદકા વગેરે દ્વારા માલદારો પાસેથી ગરીબો તરફ પૈસાનો પ્રવાહ વહેતો કર્યો છે અને એ દર્શાવ્યું છે કે, ધનદૌલત મકબૂલિયતની દલીલ નથી, તેના સાથે સારા સંસ્કાર અને નૈતિકતા અસલ પૂંજી છે. સંગ્રહખોરીની મનાઈ, વેપારમાં કરેલા કોલ-કરાર પૂરા કરવા વગેરે બાબતો પણ વહેપારિક નૈતિકતાના સ્થંભો છે.

## સામાજીક બાબતો :

સ્ત્રીઓના હક્કો, સામાજીક જીવનના નિયમો, નિકાહમાં સ્ત્રીની પસંદ અને રઝામંદીનો ખાસ ખ્યાલ રાખવો તથા જબરદસ્તી કરાવવામાં આવેલ નિકાહ રદ કરવાનો સ્ત્રીનો અધિકાર, અવલાદની સાર-સંભાળ, સારા સંસ્કાર, સારૂ જ્ઞાન અને પ્રશિક્ષણ આપવું, વારસાઈમાં સ્ત્રીઓના હક્કો આપવાની તાકીદ તથા ઉત્તેજન, છોકરીઓની સારસંભાળ તરફ વિશેષ ધ્યાન આપવું.

સ્ત્રીની મહેર આપવામાં ખોટો વિલંબ ન કરવો. બાળકોને ગરીબી, ભૂખમરા, બલિદાન અને આર્થિક ભીંસને લઈ મારી નાખવાની સખ્ત મનાઈ છે. પુરૂષ ઘરના મોભા સમાન છે, તેણે આખા કુટુંબનો વહીવટ, બુધ્ધિ, સમજ, વિવેક અને સમાનતા સાથે કરવાનો છે. પતિ-પત્નીના દાંપત્ય સબંધોમાં તિરાડ પડે તો શું કરવું, નાની છોકરીઓને જન્મ થતાં જ મારી નાંખવાના કૃત્યની ઘોર નિંદા, સગા-સબંધીઓ બલ્કે અલ્લાહપાકની સમગ્ર મખ્લૂક સાથે દયા, પ્રેમભાવ, મૈત્રી, સદ્‌વર્તાવ, નરમી, વિનમ્રતા, માફી, દરગુજર, દરિદ્રતાભર્યો વ્યવહાર તથા તેમના તરફથી થતો સામાજીક, માનસિક, આર્થિક રંજાડ પણ વેઠી લેવો. તેમના તરફથી દરેક પ્રકારની સતામણી બાદ પણ તેમની સાથે સદ્‌વર્તનની તાકીદ, કામના સમયે કોઈના ઘેર ન જવુ, જતાં પહેલાં પરવાનગી લેવી, પરવાનગી ન મળવા ઉપર ખોટુ ન લગાડવુ, માનવીની કદર અને મહત્વતા, માનવતા, ભાઈચારો, બંધુત્વ ભાવનાનો પ્રેરણાદાયક અમલી પાઠ, શત્રુ સાથે ન્યાય, દરગુજર, માફી, રહેમ, સુલેહ, સમાધાન વગેરે બાબતોમાં આગળ પડતો ભાગ ભજવવો અને ભાંગફોડ, સતામણી, બે વ્યક્તિ કે કુટુંબો દરમ્યાન તોડ પાડનારી પ્રવૃત્તિઓથી દૂર રહેવુ, સારા કૃત્યોમાં એકબીજાની મદદ કરવી અને ખરાબ

કૃત્યોમાં મદદ ન કરવી, દરેક વ્યક્તિ સાથે નરમી, માણસાઈ, ન્યાય, દયા, પ્રેમ અને વિનમ્રતાથી રહેવુ, ગુસ્સાને પી જવુ.

પડોશી કાયમના હોય કે સફરમાં હોય, તેમની સાથે સદ્‌વર્તાવની ખાસ તાકીદ. જેના પડોશી તેની સતામણીથી ભયભીત રહેતો હોય, તે વ્યક્તિ જન્નતમાં જશે નહીં.

સર્વે એક બાપ હઝરત આદમ (અલૈ.)ની અવલાદ છે. કોઈપણ ઉંચ-નીચ કે અસ્પૃશ્યતાવાળો નથી. કાળા-ગોરા હોવુ શ્રેષ્ઠતાનું માપદંડ નથી, ફક્ત આત્મશુધ્ધિ જ શ્રેષ્ઠતાનું માપદંડ છે.

લોકો સાથે હસતા મુખે મળવુ પણ નેકી છે. બુરાઈનો બદલો નેકી અને સદ્‌વર્તનથી આપવો. લોકો સાથે રહમથી વર્તવુ. દરગુઝર એટલે ભૂલથી પણ ગુનેહગાર સમક્ષ તેના આગલા ગુનાહનું વર્ણન ન કરવુ. રસ્તામાં આવતા-જતાં નઝરો નીચી રાખવી. પારકી સ્ત્રીઓને માં-બહેન સમજી તેમની સાથે પોતાની માં-બહેન જેવો વ્યવહાર રાખવો તથા અન્ય ધર્મીઓ પ્રત્યે આદર-માન રાખવું. તેમના ધાર્મિક પુસ્તકો, નિયમો, વિધિઓ વગેરે બાબતોનો ખ્યાલ રાખવો. તેમના બંધારણીય મૂળભૂત હક્કોનું રક્ષણ કરવું.

**જાનવરોના હક્કો :**

તેમનાથી તાકત પ્રમાણે કામ લેવુ. ખાવા-પીવામાં ભૂખ્યા ન રાખવા. પક્ષીઓના બચ્ચાઓને તેમનાથી અળગા ન રાખવા. ઝુબહ (વધ) કરવામાં પણ તે રીત અપનાવવી, જેમાં ઓછામાં ઓછી તકલીફ થાય. મૂંગા જાનવરોને ખવડાવવા-પીવડાવવામાં જન્નત (સ્વર્ગ) અને ભૂખ્યા રાખવામાં જહન્નમ (નર્ક)માં સખ્ત સજા ભોગવવી પડશે.

માનવ સૃષ્ટિનું શ્રેષ્ઠ સર્જન છે. માટે માનવતા અને સભ્યતા સૌથી મોટો ધર્મ છે. તેના વગર ઈમાન પરિપૂર્ણ થતુ નથી. જાતિવાદ, જૂથવાદ, પક્ષપાત અને પ્રદેશવાદનુ ઈસ્લામમાં કોઈ સ્થાન નથી. જગતમાં શાંતિ સ્થાપવાનો એક જ સરળ રસ્તો છે, તે આખિરતનો અકીદો. અર્થાત્ અલ્લાહપાકને હિસાબ આપવાનો ડર જીવનની પ્રત્યેક પળે હોય.



# ૨૪ આયતોના જવાબો

૨૪ આયતોના જવાબોમાં સ્વામી લક્ષ્મી શંકરાચાર્ય અને મૂફતી ફરીદ સા.કાવીના પુસ્તકોમાંથી વધુ પડતી દલીલો લીધી છે. પહેલાં સ્વામી લક્ષ્મી શંકરાચાર્યની દલીલો વર્ણન કરી છે, પછી મૂફતી ફરીદ સા.ની દલીલોનું વર્ણન કર્યું છે. અને અરૂણ શૌરીના જવાબો મેં આપ્યા છે. આ વિષય વાંચતા પહેલાં આપ (સલ.)ની સીરત (જીવનચરિત્ર) વાંચવું ઘણું જ જરૂરી છે. માટે મેં પ્રથમ આપ (સલ.)નું જીવનકવન અને તેમાં પણ શત્રુઓ સાથેનો આપનો સબંધ કેવો રહ્યો તેને વિગતવાર વર્ણન કર્યો છે. જેમાં અરૂણ શૌરી, બલરાજ ચાંદમલ ચોપરા, ઈન્દ્રસેન શર્મા, રાજકુમાર આર્ય તથા વસીમ રિઝવીએ કરેલા આક્ષેપોના વિગતવાર જવાબો મળી જાય છે. અને છેલ્લા પ્રકરણમાં જિહાદના નિયમો, ગેરમુસ્લિમ પ્રજા સાથેના કરારો, જિઝિયા વગેરે વર્ણન કરી દર્શાવ્યું છે કે, ઈસ્લામની વાસ્તવિક જીવનનીતિ તથા કરણી અને કથનીમાં કેટલી સામ્યતા છે. જ્યારે યુનો અને નેટોની કરણી અને કથનીમાં કેટલો વિરોધાભાસ છે ?

શ્રી ઈન્દ્રસેન શર્મા (તત્કાલીન ઉપપ્રમુખ : હિન્દુ મહાસભા-દિલ્હી) અને શ્રી રાજકુમાર આર્યએ ૧૯૮૫માં આ પેમ્પલેટનું પોસ્ટર છપાવ્યું હતું. હવે આપણે જોઈશું કે, શું પેમ્પલેટમાં દર્શાવેલ આયતો વાસ્તવમાં વિભિન્ન વર્ગો દરમ્યાન ધૃણા ફેલાવવા તથા ઝઘડો કરવાનું નિમિત્ત બની શકે છે ?

**પેમ્પલેટમાં લખેલી પ્રથમ ક્રમની આયત છે :**

“અને જ્યારે પવિત્ર મહિનાઓ વીતી જાય, તો મુશ્રિકોને કતલ કરો, જ્યાં પણ એમને જુઓ. એમને પકડો, એમનો ઘેરાવ કરો અને દરેક જગ્યાએ

તેમની તાકમાં બેસો. પછી જો તેઓ તૌબા કરી લે, નમાઝ પઢે, ઝકાત આપે, તો તેમનો રસ્તો છોડી દો. નિઃસંદેહ અલ્લાહપાક ક્ષમા કરનાર, રહેમ કરનાર છે.'' *(તવબહ્ : આયત-૫)*

આ આયતના સંદર્ભમાં જેમકે હઝરત મુહમ્મદ (સલ.)ના જીવન-ચરિત્રથી સ્પષ્ટ થાય છે કે, મક્કા મુકર્રમહથી મદીના મુનવ્વરહ હિજરત કર્યા બાદ પણ મક્કાવાસીઓ આપની પાછળ પડ્યા હતા. અને તે સત્ય ધર્મ ઈસ્લામને સમાપ્ત કરવાની દરેક સંભવ કોશિશો કરતા રહેતા હતા. તેમણે આપ (સલ.)ને કદી ચૈનથી રહેવા નહીં દીધા. તે લગાતાર આપને સતાવતા જ રહ્યા અને આપની વિરૂદ્ધ લડાઈના પેંતરા અને ષડયંત્રો રચતા જ રહ્યા.

હઝરત મુહમ્મદ (સલ.) હિજરતના છઠ્ઠા વર્ષે સેંકડો મુસ્લિમોને લઈ ઉમરહની વિધિ અદા કરવા મક્કા મુકર્રમહ માટે રવાના થયા. પરંતુ મુનાફિકો (કપટચારિયોં)એ તેની ખબર મક્કાવાસીઓને કરી દીધી. મક્કા-વાસીઓ હઝ. મુહમ્મદ (સલ.)ને ઘેરવાનો કોઈ મોકો હાથથી જવા દેવા માંગતા ન હતા. આ વખતે પણ તે ઘાટ લગાવીને રસ્તામાં અડચણરૂપ બનવા માંડ્યા. આપને તેની ખબર પડી ગઈ તો આપે અસલ રસ્તો છોડી હુદયબિય્યહ નામી જગ્યાએ કૂવા પાસે પડાવ નાંખ્યો. મક્કાવાસીઓએ અમૂક લોકોને આપને મારી નાંખવા (હત્યા) માટે મોકલ્યા. પરંતુ તે લોકો હુમ્લો કરતાં પહેલાં જ મુસ્લિમો દ્વારા પકડાય ગયા. આપ (સલ.)ની સામે તેમને હાજર કરવામાં આવ્યા, પરંતુ આપે તેઓને પોતાની ભૂલોનો એહસાસ કરાવી માફ કરી દીધા.

ત્યાર બાદ લડાઈ-ઝઘડો, ખૂનરેજી ટાળવા માટે હઝરત ઉષમાન (રદી.)ને કુરૈશથી વાર્તાલાપ કરવા માટે મોકલ્યા. પરંતુ કુરૈશે હઝ. ઉષમાન (રદી.)ને કેદ કરી લીધા. બીજી બાજુ હુદૈબિય્યહ મુકામે રોકાયેલા અલ્લાહ તઆલાના રસૂલ (સલ.)ને એવી ખબર પડી કે, હઝ. ઉષમાન (રદી.)ને મારી નાંખવામાં આવ્યા. આ સાંભળતાં જ મુસ્લિમો હઝ. ઉષમાન (રદી.)ની હત્યાનો બદલો લેવા તૈયારી કરવા લાગ્યા.

જ્યારે કુરૈશને જાણ થઈ કે, મુસલમાનો હવે મરવા-મારવા માટે તૈયાર છે, અને હવે યુદ્ધ નક્કી છે, તો વાટાઘાટ માટે સુહેલ બિન અમ્રને હઝરત મુહમ્મદ (સલ.) પાસે હુદૈબિય્યહ મોકલ્યા. સુહેલથી જાણવા મળ્યું કે, હઝરત ઉષમાન (રદી.)ની હત્યા નથી થઈ, તેઓ કુરૈશની કેદમાં છે. સુહેલે હઝરત ઉષમાન (રદી.)ને કેદમાંથી છોડવા માટે અને યુદ્ધ ટાળવા માટે કેટલીક શરતો મૂકી.

**પહેલી શરત** : આ વર્ષે તમે બધા ઉમરહ્ કર્યા વગર પાછા ચાલ્યા જાઓ. આવતા વર્ષે આવો, પરંતુ રોકાણ માત્ર ત્રણ દિવસ જ રહેશે.

**બીજી શરત** : અમે કુરૈશનો કોઈ માણસ મુસલમાન બની જો તમારી પાસે આવે તો તેને અમને પાછો આપવામાં આવે. પરંતુ જો કોઈ મુસલમાન મદીના છોડીને મક્કામાં આવી જાય, તો અમે તેને પાછો નહીં કરીશું.

**ત્રીજી શરત** : કોઈ પણ કબીલો પોતાની મરજીથી કુરૈશની સાથે અથવા મુસલમાનોની સાથે જોડાણ કરી શકે છે.

**ચોથી શરત** : આ શરતોને સ્વીકાર્યા બાદ કુરૈશ અને મુસલમાન ન એકબીજા પર આક્રમણ કરશે, અને ન એકબીજાના સહયોગી કબીલાઓ પર આક્રમણ કરશે. આ સમાધાન ૧૦ વર્ષ માટે થયું. જે હુદૈબિય્યહ સંધિના નામે જાણીતું છે.

જો કે આ શરતો એકતરફી અને અન્યાયપૂર્ણ હતી, છતાં શાંતિ અને સબૂરીના દૂત હઝ. મુહમ્મદ (સલ.)એ આને સ્વીકારી લીધી, જેથી અમન (શાંતિ) સ્થપાય શકે.

પરંતુ સંધિ હોવાના બે વર્ષ બાદ બનુબક્ર નામી કબીલાએ, જે મક્કાના કુરૈશનો સહયોગી હતો, મુસલમાનોના સહયોગી કબીલા ખુઝાઆ પર હુમલો કરી દીધો. આ હુમલામાં કુરૈશે બનુબક્ર કબીલાને સાથ આપ્યો. ખુઝાઆ કબીલાના લોકો ભાગીને હઝરત મુહમ્મદ (સલ.) પાસે પહોંચ્યા અને તે હુમલાની જાણ કરી. પયગમ્બર હઝરત મુહમ્મદ (સલ.)એ શાંતિ માટે આટલું નમીને સંધિ કરી હતી, છતાં કુરૈશે દગો દઈ સંધિ તોડી નાંખી.

હવે યુદ્ધ એક આવશ્યક્તા હતી. દગો આપનારાઓને દંડિત કરવા શાંતિની સ્થાપના માટે અનિવાર્ય હતું. આ જ આવશ્યક્તાને લક્ષમાં લઈ અલ્લાહપાક તરફથી સૂરહ-૯ ની આયત અવતરિત થઈ. તેના અવતરણ પછી અલ્લાહપાકના રસૂલ (સલ.) સૂરહ-૯ ની પેલી આયતો સંભળાવવા માટે હઝ. અલી (રદી.)ને અનેકદેવપૂજકો પાસે મોકલ્યા. હઝ. અલી (રદી.) જઈને અનેકદેવપૂજકોથી એમ કહેતા કે, મુસ્લિમો માટે અલ્લાહપાકનો આ આદેશ આવી ચૂક્યો છે. તેઓને સૂરહ-૯ ની તે આયત સંભળાવી દીધી.

“(હે મુસ્લિમો !) જે અનેકદેવપૂજકો સાથે તમે કરાર કર્યો હતો, તેઓની સાથે અલ્લાહ તથા પયગમ્બર તરફથી સબંધ વિચ્છેદની (અર્થાત્ યુદ્ધની) સ્પષ્ટ ઘોષણા છે. માટે (હે અનેકદેવવાદીઓ !) તમે ધરતી પર ચાર મહિના હરીફરી લો અને જાણી લો કે, બેશક ! તમે અલ્લાહપાકને થકવી (હરાવી) શકનારા નથી. અને બેશક ! અલ્લાહપાક ઈન્કાર કરનારા-ઓને અપમાનિત કરનાર છે.”

અને અલ્લાહપાક તથા તેના પયગમ્બર હઝ. મુહમ્મદ (સલ.) તરફથી મોટી હજ્જના દિવસે સર્વજનો સમક્ષ ઘોષણા (કરવામાં આવે) છે કે, અલ્લાહપાક તથા તેના પયગમ્બરનો અનેકદેવવાદીઓ સાથે કોઈ સબંધ નથી. તો (હે અનેકદેવપૂજકો !) જો તમે (આ ઘોષણા પછી) તૌબા કરી લો તો એ તમારા માટે બેહતર છે. અને જો તમે (ઈસ્લામથી) મોઢું ફેરવી લીધું તો જાણી લો કે તમે અલ્લાહને (કોઈ પણ સંજોગોમાં) હરાવી નહીં શકશો. અને (હે પયગમ્બર !) તમે ઈન્કારીઓને દર્દનાક યાતનાની ખૂશખબર આપી ? *(સૂરહ તૌબા : ૧-૨-૩)*

હઝ. અલી (રદી.)એ અનેકદેવપૂજકોથી કહી દીધું કે, આ અલ્લાહ તઆલાનો આદેશ છે. હવે સંધિ તૂટી ચૂકી છે, અને એ તમારા તરફથી તોડવામાં આવી, એટલે હવે ઈજ્જત (હુરમત)ના ચાર મહિના પસાર થયા પછી તમારી સાથે યુદ્ધ થશે.

સંધિ તોડીને આક્રમણ કરનારાઓ પર વળતી કાર્યવાહી કરી તેઓને

કચડી નાંખવાનો મુસ્લિમોને હક્ક બનતો હતો, તે પણ મક્કાના તે અનેક-દેવપૂજકો વિરૂદ્ધ કે જેઓ મુસ્લિમો માટે હંમેશ અત્યાચારી તથા આક્રમણ-કારી હતા. એટલે સર્વોચ્ચ ન્યાયકર્તા અલ્લાહ તઆલાએ પાંચમી આયતમાં આદેશ મોકલ્યો...

તે પાંચમી આયતથી પહેલાં ચોથી આયત જુઓ : ''પરંતુ જે અનેક-દેવપૂજકોથી તમે સંધિ કરાર કર્યો હતો, ત્યાર બાદ તેઓએ (કરાર પાલનમાં) તમારી સાથે કોઈ કમી નહીં રાખી, અને ન તેઓએ તમારી વિરૂદ્ધ કોઈની મદદ કરી, તો તેમનો કરાર તેમના નિર્ધારિત મુદત સુધી પૂરો કરો. સાચે જ અલ્લાહ તઆલા (કરારભંગ જેવા પાપથી) બચનારાઓને પસંદ કરે છે.'' *(સૂરહ તૌબા : ૪)*

**આ આયતથી સ્પષ્ટ થાય છે કે, યુદ્ધની આ ઘોષણા તે અનેક દેવપૂજકો વિરૂદ્ધ હતી, જેઓએ યુદ્ધ માટે મજબૂર કર્યા. તે અનેક દેવપૂજકો વિરૂદ્ધ નહીં જેઓએ આવું નહીં કર્યું.** યુદ્ધની આ ઘોષણા આત્મરક્ષા તથા ધર્મરક્ષા માટે હતી. નહીંતર અત્યાચારીઓ દ્વારા બળપૂર્વક ઠોકી બેસાડવામાં આવેલ યુદ્ધથી પોતાના બચાવ માટે કરવામાં આવેલ નહીં કહી શકાય.

અત્યાચારીઓ તથા અન્યાયીઓથી પોતાની તેમજ ધર્મની રક્ષા માટે યુદ્ધ કરવું અને યુદ્ધ માટે સૈનિકોને પ્રોત્સાહન આપવું ધર્મસંમત છે.

**આ પેમ્પલેટને છાપવા તથા વહેંચવાવાળા લોકો શું એ નથી જાણતા કે અત્યાચારીઓના વિનાશ માટે યોગેશ્વર શ્રી કૃષ્ણએ અર્જુનને ગીતાનો ઉપદેશ આપ્યો હતો ? શું તે ઉપદેશ લડાઈ-ઝઘડો કરનારો કે ઘૃણાં ફેલાવનારો છે ? જો નહીં, તો પછી કુરઆન માટે આવું કેમ કહેવામાં આવે છે !**

**ત્યાર બાદ આ સૂરહ્ (અધ્યાય) તે વખતે મક્કાના અત્યાચારી અનેક-દેવપૂજકો વિરુદ્ધ અવતરિત કરવામાં આવી, જે અલ્લાહના પયગમ્બરના જ ભાઈબંધુઓ-કુરૈશ હતા. તો પછી આને આજના સંદર્ભમાં**

**હિંદુઓ માટે કેમ સમજવામાં આવી રહ્યું છે ? શું હિંદુઓ તથા અન્ય બિનમુસ્લિમોને ઉશ્કેરવા અને તેમના મનમાં મુસ્લિમો પ્રત્યે ધૃણા ઉત્પન્ન કરવાની તથા ઇસ્લામને બદનામ કરવાનું ધૃણાસ્પદ કાવતરૂં નથી ?**

ઉપરોક્ત બનાવથી સ્પષ્ટ થાય છે કે, આ આયત મકકાના શાંતિભંગ અને કરારભંગ કરનારા અત્યાચારીઓ અને હત્યારાઓ વિશે છે. દરેક મુશ્રિક–કાફિર માટે નથી. આ પછીની આગળની આયત એનો સ્પષ્ટ પુરાવો છે : ''શું તમે એવા લોકોથી લડાઈ ન કરશો, જેઓ તેમની સંધિ તોડી ચૂકયા છે અને રસૂલને (મકકાથી) કાઢી મૂકવાના કાવતરાંઓ કરી ચૂકયા છે અને તેમણે જ તમારી વિરૂદ્ધ પહેલ કરી છે.'' *(સૂરહ તવબહ : ૧૩)*

આપણે જોઈ શકીએ છીએ કે ઉપરોકત આયતમાં કોઈ રીતે પણ સામાન્ય પરિસ્થિતિમાં સામાન્ય નાગરિક સાથે લડાઈનો આદેશ નથી.

એક જ પ્રસંગ અને એક નકકી સમૂહ વિશે અવતરેલી એક જ અર્થની બે આયતોને અલગ કરી મુશ્રિકો–કાફિરોને મારવાના બે અલગ આદેશો, એમ દર્શાવવામાં કેટલું ઔચિત્ય અને સચ્ચાઈ છે, તે હવે સહુ કોઈ સમજી શકે છે. જેનો સ્પષ્ટ આશય એ છે કે આવી રીતે કુર્આન, ઈસ્લામ અને મુસલમાનો વિશે ખોટી ભ્રામકતા પ્રસરાવવામાં આવે.

**પેમ્પલેટમાં લખેલી બીજા ક્રમની આયત છે :**

''હે ઈમાનવાળાઓ ! અનેકદેવપૂજકો નાપાક છે.'' *(સૂરહ : ૯/૨૮)* સતત ઝઘડો-ફસાદ, અન્યાય-અત્યાચાર કરવાવાળાઓ અપવિત્ર નથી તો બીજા શું છે ?

આયતમાં શિર્ક કરનારાઓ એટલે ફકત મુર્તિપૂજકો નહિ, બલકે આ આયત અને આદેશ દરેક તે માણસને આવરી લે છે, જે શિર્ક કરતો હોય. શિર્ક એટલે ભાગીદાર બનાવવું, અનન્યનિષ્ઠ ન હોવું. અલ્લાહની સર્વસત્તામાં તેના સિવાય અન્યોને ભાગીદાર, સહયોગી, સહકર્મી ગણવું. આમ મુશિરક-શિર્ક કરનારનો અર્થ મુર્તિપૂજકો સુધી સિમિત નથી, બલકે તેના પરિઘમાં ઈસાઈઓ, યહૂદીઓ, પારસીઓ ઈત્યાદિ પણ આવી જાય છે, જેઓ ઉપર

પ્રમાણે ઈશ્વરની સત્તામાં અન્ય વસ્તુઓ, વ્યકિતઓ, દેવ–દેવીઓ વગેરેને ભાગીદાર ગણે છે. (માટે પત્રિકામાં મુશ્રિકનો અર્થ ફકત મુર્તિપૂજક કરવો યથાસ્થાને નથી.)

પ્રથમ ચર્ચા એ છે કે કુર્આને કરીમે મુશ્રિકોને નજસ (નાપાક) કયા આધારે ઠરાવ્યા છે ? જો જાહેર ગંદકી અથવા કાયદેસરની શરીઅતની રૂએ જનાબત વગેરે અર્થ તરીકે છે તો દેખીતું છે કે, કોઈ પણ મસ્જિદમાં નાપાકીનું પ્રવેશ કરવું જાઈઝ નથી, એ જ પ્રમાણે જેના ઉપર ગુસ્લ ફરજ હોય અથવા હૈઝ કે નિફાસવાળી ઓરતનો પ્રવેશ કોઈ પણ મસ્જિદમાં જાઈઝ નથી અને જો અત્રે મુશ્રિકોના નજસ (નાપાક) હોવાનો અર્થ તેમની આધ્યાત્મિક નાપાકી કુફ્ર અને શિર્ક છે, તો શક્ય છે કે તેનો હુકમ જાહેર નાપાકી કરતા ભિન્ન પ્રકારનો છે.

ઈમામે આ'ઝમ હઝરત અબૂ હનીફા (રહ.) નજીક આયતમાં મુશ્રિકોને મસ્જિદે હરામ પાસે જવાની પણ મનાઈ હોવાનો અર્થ એ છે કે, આવતા વર્ષથી તેમના શિર્કયુક્ત રીત–રિવાજ પ્રમાણે હજ્જ અને ઉમરહ કરવાની પરવાનગી ન હશે અને દલીલ એ છે કે, જે સમયે હજ્જની સીઝનમાં હઝરત અલી (રદિ.) દ્વારા સબંધ વિચ્છેદની જાહેરાત કરાવવામાં આવી તો તેમાં આ પ્રમાણે એ'લાન હતું : **"લા યહૂઝ્ઝન્ન બઅ્દલ્ આમિ મુશ્રિક"** જેમાં જાહેર કરી દીધું હતું કે, આ વર્ષ પછી કોઈ મુશ્રિક હજ્જ કરી શકશે નહીં, એટલા માટે આ આયતમાં **'ફલા યક્રબુલ્ મસ્જિદલ્ હરામ'**નો અર્થ પણ આ એ'લાન પ્રમાણે એ જ છે કે, તેમના માટે હજ્જ અને ઉમરહ પ્રતિબંધિત કરવામાં આવ્યો અને જો કે કોઈ જરૂરતના સમયે અથવા મુસલમાનોના અમીરની પરવાનગીથી દાખલ થઈ શકે છે. ષકીફના પ્રતિનિધિમંડળની ઘટના તેની સાક્ષી છે કે, મક્કા વિજય પછી જ્યારે તેમનું એક પ્રતિનિધિમંડળ રસૂલે કરીમ (સલ.)ની સેવામાં હાજર થયું તો આપ (સલ.)એ તેમને મસ્જિદમાં થોભાવ્યું, જ્યારે કે આ લોકો તે સમયે કાફિર હતા. સહાબએ કિરામ (રદિ.)એ વિનંતી પણ કરી કે, "યા રસૂલલ્લાહ (સલ.) ! આ લોકો નાપાક કોમ છે." આપ (સલ.)એ ફરમાવ્યું, "મસ્જિદની

જમીન ઉપર આ લોકોની નાપાકીની કોઈ અસર થતી નથી.'' *(જસ્સાસ)*

આ રિવાયતે એ બાબત પણ સ્પષ્ટ કરી દીધી કે, કુર્આને કરીમમાં મુશ્રિકોને નાપાક કહેવાનો અર્થ તેમની કુફ્ર અને શિર્કની નાપાકી છે. જેમકે ઈમામે આ'ઝમ અબૂ હનીફા (રહ.)નો મસ્લક છે, એ જ પ્રમાણે હઝરત જાબિર ઈબ્ને અબ્દુલ્લાહ (રદિ.)ની રિવાયતમાં છે કે, રસૂલે કરીમ (સલ.)એ ફરમાવ્યું કે, કોઈ મુશ્રિક મસ્જિદની પાસે ન જાય, એ સિવાય કે તે કોઈ મુસલમાનનો ગુલામ હોય અથવા પાક હોય તો આવશ્યકતા અનુસાર તેને પ્રવેશ આપી શકાય છે. *(કુર્તુબી)*

આ હદીષ પણ એ બાબતની સાક્ષી છે કે, જાહેર નાપાકીને કારણ ઠરાવીને મુશ્રિકોને મસ્જિદે હરામથી રોકવામાં નથી આવ્યા.

ઈમામે આ'ઝમ અબૂ હનીફા (રહ.)ની આ તહકીકનો ખુલાસો એ છે કે, જો કે નાપાકીથી મસ્જિદને પાક કરવી એક અલગ મસ્અલો છે, જે કુર્આને મજીદ અને હદીષોથી સાબિત છે, પરંતુ આ આયતનો સબંધ તે મસ્અલા સાથે નથી, બલ્કે ઈસ્લામનો તે રાજકીય હુકમ છે, જેનું એ'લાન સૂરએ બરાઅતની શરૂઆતમાં કરવામાં આવ્યું છે કે, જેટલા મક્કાના મુશ્રિકો હાજર હતા તે સૌથી હરમે મુહતરમને ખાલી કરાવવાનો હેતુ હતો, પરંતુ ન્યાય, દયા અને રહમના તકાદાના કારણે સૌને એક ઝાટકે ખાલી કરવાનો હુકમ આપવામાં ન આવ્યો, બલ્કે જે લોકો સાથે ખાસ કોઈ કરાર થયો હતો અને તે લોકો કરાર ઉપર કાયમ રહ્યા, તો તેમના કરારની મુદતને પૂરી કરવાનો અને અન્ય લોકોને અમુક-અમુક મહોલત આપીને વર્ષની અંદર-અંદર આ યોજનાને પૂર્ણ કરવાનો હેતુ હતો. આ જ વર્ણન પ્રસ્તુત આયતમાં આવ્યું છે કે, આ વર્ષ પછી મુશ્રિકોને હરમની હદોમાં પ્રવેશની મનાઈ થઈ જશે અને તે મુશ્રિકો હજ્જ અને ઉમરહ નહીં કરવા પામે.

હિન્દુ ધર્મગ્રંથોમાં પણ ધર્મ વિરોધી, વેદ વિરોધીને નીચ, પાખંડી વગેરે નામોથી સંબોધવામાં આવ્યા છે. જેમ કે...

''(ધર્મધ્વજી) એટલે કે ધર્મ કંઈ ન કરે, પરંતુ ધર્મના નામ પર લોકોને

ઠગે, (સદાલુબ્ધ) સદા લોભમાં રચ્યો રહેનાર, (છળકારી) કપટી, (લોકદંભક) સંસારી મુનુષ્યો સામે પોતાની બડાઈના ગપ્પાં હાંકનાર (હિંસક) પ્રાણીઓ હણનાર, અન્યોથી વેરબુદ્ધિ રાખનાર, (સર્વાભિસન્ધક) સારા નરસા બધાથી જ મેળ રાખે, આવા લોકોને વૈડાળવ્રતિક અર્થાત્ વિડાલ સમાન ધૃત અને નીચ સમજો.'' *(મનુ.૪/૧૪૫)*

એના પછીના મંત્રમાં પણ અમુક ગુણો દર્શાવી આવા ગુણધારીને નીચ કહેવામાં આવ્યો છે.

''જે વદોની નિંદા કરે છે, તે નાસ્તિક છે.'' *(મનુ : ૨/૧૧)*

''જે આકાશ સમાન બધા દેવોના દેવ પરમેશ્વર છે, એને જે મુનુષ્ય ન જાણે, એનું ધ્યાન ધરે, તે નાસ્તિક, મંદમતિ, સદા દુઃખસાગરમાં ડૂબ્યો રહે છે.'' *(ઋગ્વેદ, મં :૧, ૧૬૪/૪૯)*

વેદનું ધર્માચરણ ઈસ્લામની ફરમાબરદારીથી જુદું જ હોવાનું, માટે મુસલમાનો વેદવિરોધી જ ગણાય, છતાં વેદની આ ધમકીઓ–શિક્ષાવચનો વગેરે મુસલમાનો પોતાના માટે નથી ગણતા. અલ્લાહ તઆલા સર્વેને સદબુદ્ધિ આપે.

અત્રે હિન્દુ ધર્મગ્રંથોમાંથી એકેશ્વરવાદ અને મુર્તિપૂજાના ખંડન વિશેના આદેશો–શ્લોકો વગેરે આપીએ છીએ, જેથી વિદિત થાય કે ઈશ્વર કને અન્યોની ઉપાસના અક્ષમ્ય છે અને એવા અન્યોના ઉપાસક માણસના અપવિત્ર હોવાના આદેશમાં બધા જ ધર્મગ્રંથો સરખો મત ધરાવે છે.

''અજ એક જ પાત્'' *(ઋગ્વેદ : ૭/૩૫/૧૩)* ''અકાયમ્'' (યજુર્વેદ: ૪૦/૫) ઈત્યાદિ વિશેષણોથી પરમેશ્વરને જન્મ મરણ અને શરીરધારણ રહિત વેદોમાં કહેવામાં આવ્યું છે. *(સત્યાર્થ પ્રકાશ ૩૧૧)*

કનોપનિષદમાં છે : ''જે સર્વ જમીનમાં વ્યાપક છે, એ નિરાકાર પરમાત્માની પ્રતિમા પરિમાણ દશ્યમાન અથવા મૂર્તિ નથી.''

''જે મનથી મર્યાદા ગ્રહણ કરી મનમાં નથી આવતો, જે મનને જાણે

છે, તે જ બ્રહ્મને તું જાણ અને એની જ ઉપાસના કર અને જે એનાથી ભિન્ન જીવ છે, એની ઉપાસના બ્રહ્મના સ્થાનમાં ન કર.''

''જે આંખથી નથી જોઈ શકાતો અને જેનાથી બધી આંખો જુએ છે, એને જ તું બ્રહ્મ જાણ અને એની જ ઉપાસના કર અને જે એનાથી ભિન્ન સૂર્ય, વિદ્યુત અને અગ્નિ વગેરે જડ પદાર્થો છે, એની ઉપાસના કર નહિ.''

''કાનથી જે સાંભળી શકાતો નથી, જેનાથી કાન સાંભળે છે, એને જ તું બ્રહ્મ જાણ અને એની જ ઉપાસના કર. એને એનાથી ભિન્ન શબ્દો વગેરેની ઉપાસના એના સ્થાને કર નહિ.''

''....એનાથી ભિન્ન જે વાયુ છે, એની ઉપાસના ન કર.''

*(કેનોપનિષદ, સામવેદ, તલવકાર,ખંડ : ૨, મંત્ર : ૧–૫)*

''ઈશ્વર એક જ એવું અસ્તિત્વ છે, જેની કોઈ તસ્વીર કે મૂર્તિ નથી, તે સ્વામી અને અનંત ગુણધારી છે.'' *(યજુર્વેદ : અધ્યાય : ૩૮, મંત્ર : ૩)*

હવે એક ઈશ્વર સિવાય અન્યને પૂજવા-ભજવા-ઉપાસવાનો નિષેધ જોઈએ : ''જે મનુષ્યો અસત્યના માર્ગે ચાલી દેવી દેવતા અવતાર ઈત્યાદિને ઈશ્વરની સંગાથે ગણી તેમને પૂજે છે, તેઓ અજ્ઞાનના વિશાળ અંધારામાં ડૂબી જાય છે.'' *(યજુર્વેદ : અધ્યાય–૪૦, મંત્ર–૯)*

''જેઓ અસંભવિત–અનુત્પન્નની બ્રહ્મના સ્થાને ઉપાસના કરે છે, તેઓ અંધકાર અર્થાત્ અજ્ઞાન અને દુઃખસાગરમાં ડૂબી જાય છે અને જેઓ સંભવિત ઉત્પન્ન વસ્તુઓ –પૃથ્વી, પથ્થર, વૃક્ષો અને મનુષ્યો વગેરેની ઉપાસના બ્રહ્મના સ્થાને કરે છે, તેઓ એ અંધકારથી પણ વધુ અંધકાર અર્થાત્ મહામુર્ખ ચિરકાર ઘોર દુઃસ્વપ્નરૂપ નર્કમાં પડી મહાકલેશ ભોગવે છે.'' *(યજુર્વેદ : અધ્યાય–૪૦, મંત્ર–૪)*

આ કથનોમાં આપણે જોઈ શકીએ છે કે હિંદુ ધર્મગ્રંથોમાં એકેશ્વરની ઉપાસના અને અન્યને ઈશ્વર તરીકે પૂજવાને અધર્મ, નર્કમાં પડવાનું કારણ દર્શાવવામાં આવ્યું છે. આ જ કારણ છે, જેના લઈ ઈશ્વરાદિને પૂજનારને કુર્આનમાં અપવિત્ર–નાપાક કહેવામાં આવ્યા છે.

**પેમ્પલેટમાં લખેલી ત્રીજા ક્રમની આયત છે :**

"નિઃશંક ! ઈન્કાર કરનારાઓ તમારા ખુલ્લા શત્રુ છે." *(સૂરહ : ૪/૧૦૧)*

વાસ્તવમાં જાણીજોઈને આ આયતનો એક જ ભાગ દર્શાવવામાં આવ્યો છે. આખી આયત ધ્યાનથી પઢો, અને જ્યારે તમે ધરતીમાં પ્રવાસ ખેડો તો તમારા પર કોઈ ગુનો નથી કે તમે નમાઝ(ની રકઅતો)માંથી કમી કરી નાંખો, જો તમને ભય હોય કે ઈન્કાર કરનારાઓ તમારી સતામણી કરશે. બેશક ! ઈન્કાર કરનારાઓ તમારા ખુલ્લા દુશ્મન છે. *(અલનિસાઅ્ : ૧૦૧)*

આ આખી આયતથી સ્પષ્ટ થાય છે કે, મક્કા તથા તેની આજુબાજુના ઈન્કારીઓ મુસ્લિમોને હંમેશ નુકસાન પહોંચાડવા માંગતા હતા. (જુઓ હઝરત મુહમ્મદ સલ.નું જીવનચરિત્ર) આ દુશ્મન ઈન્કારીઓથી સાવધ રહેવા માટે જ આ ૧૦૧મી આયત કહેવામાં આવી છે કે, "બેશક ! કાફિરો તમારા ખુલ્લા દુશ્મન છે."

તેની આગળની ૧૦૨મી આયતથી સ્પષ્ટ થઈ જાય છે, જેમાં અલ્લાહ પાકે વધારે સાવધાન રહેવાનો હુકમ આપ્યો છે કે, "અને (હે પયગમ્બર સલ. !) જ્યારે તમે તેઓ (મુજાહિદોની સેના)માં હોય, ત્યાર બાદ તમે તેઓને નમાઝ પઢાવવા માંગો તો તેઓમાંથી એક સમૂહે તમારી સાથે (નમાઝમાં) ઉભા થઈ જવું જોઈએ, અને તેઓએ પોતાના હથિયારો સાથે લઈ લેવા જોઈએ. પછી જ્યારે તેઓ સિજદો કરી ચૂકે (એક રકઅત પઢી લે) તો તેઓએ તમારી પાછળથી હટી જવું જોઈએ. પછી બીજા સમૂહે આવવું જોઈએ, જેણે (તમારી સાથે) નમાઝ નથી પઢી, તો તેઓએ તમારી સાથે નમાઝ પઢવી જોઈએ. અને આ લોકોએ પણ પોતાના હથિયારો તેમજ પોતાના બચાવના સાધનો સાથે લઈ લેવા જોઈએ. (કારણ કે) ઈન્કાર કરનારાઓ ઈચ્છે છે કે, જ્યારે તમે તમારા શસ્ત્રો અને તમારા સરંજામોથી બેધ્યાન થઈ જાઓ તો તેઓ તમારા પર ઓચિંતો હુમલો કરી દે.

*(સૂરહ અન્નિસાઅ : ૧૦૨)*

અલ્લાહપાકના રસૂલ (સલ.)ના જીવનચરિત્ર તથા ઉપરોક્ત તથ્યોથી

સ્પષ્ટ થાય છે કે, મુસ્લિમો માટે કાફિરોથી પોતાની તેમજ પોતાના ધર્મની રક્ષા કરવા માટે આમ કરવું આવશ્યક હતું. વાસ્તવમાં આ આયતમાં ઝઘડો કરવાની, ધૃણા ફેલાવવાની કે કપટ રાખવા જેવી કોઈ વાત કહેવામાં નથી આવી, જેવી રીતે પેમ્પલેટમાં લખવામાં આવ્યું છે. જો કે જાણીજોઈને કપટ-પૂર્વક આયતનો અર્થ બદલવાના માટે આયતનો માત્ર એક અંશ લખીને અને શેષ ભાગને છૂપાવીને પ્રજાને બહેકાવીને, નફરત ફેલાવીને તેમજ ઝઘડો કરવાનું કામ તો એ લોકો કરી રહ્યા છે, જે તેને છાપવા તથા આખા દેશમાં વહેંચવાનું કાર્ય કરી રહ્યા છે. જનતા આવા લોકોથી સાવધાન રહે. આયતની વધુ વિગત આયત નં.-૮માં આવશે, ઈન્શાઅલ્લાહ.

**પેમ્પલેટમાં લખેલી ચોથા ક્રમની આયત છે :**

"હે ઈમાનવાળાઓ (મુસ્લિમો)! તે કાફિરોથી લડો, જેઓ તમારી આજુબાજુ છે. અને તેઓને તમારી અંદર સખ્તી દેખાવી જોઈએ."

*(સૂરહ-૯, આયત-૧૨૩)*

પયગમ્બર હઝ. મુહમ્મદ (સલ.)નું જીવનચરિત્ર તેમજ ઉપરોક્ત તથ્યોથી સ્પષ્ટ છે કે, મુસ્લિમોને કાફિરોથી પોતાની તેમજ પોતાના ધર્મની રક્ષા કરવા માટે આવું કરવું જરૂરી હતું. એટલે આ આત્મરક્ષાવાળી આયતને ઝઘડો કરવાવાળી આયત નહીં કહી શકાય.

સૂરહ તવબહની આ આયત ઉપર તો આક્ષેપ કોઈ કાળે ઉચિત નથી. તેમાં નબીએ કરીમ (સલ.) અને એમના અનુયાયીઓને સંબોધીને સ્પષ્ટ શબ્દોમાં એમની આજુબાજુ–નિકટના કાફિરોથી (જેઓ મુસલમાનોના શત્રુ હતા) લડવાનું કહેવામાં આવ્યું છે. વિશ્વના બધા જ કાફિરોથી લડવાનો આદેશ એમાં કયાંય નથી. વળી, વિશ્વના બધા જ કાફિરો મુસલમાનોના શત્રુ પણ નથી કે તેમનાથી લડવાનો આદેશ હોય. એવું જ હોત તો ' નિકટના કાફિરો'ની સ્પષ્ટતાની જરૂરત શી હતી ?

મુસલમાનોની આજુબાજુમાં તે વેળા વસતા કાફિરો તે જ હતા, જેમની ગદ્દારી અને અત્યાચારોનું વર્ણન અમે ઉપર કરી ચૂકયા છીએ. જેમનો ત્રાસ અને રંજાડ મુસલમાનો માટે એટલાં અસહ્ય થઈ ગયાં હતાં કે ના છૂટકે

વતન છોડી તેમણે હિજરત કરવી પડી. મકકાની તેમની સંપત્તિ તેઓ હડપ કરી ગયા. મદીનામાં સ્થાયી થયા તો ત્યાં પણ ચેન ન લેવા દેતા. એક વરસની અંદર તો બદરનું યુદ્ધ, ત્રીજા વરસે ઉહુદનું યુદ્ધ અને પાંચમા વરસે આખા અરબસ્તાનને ભેગું કરી મુસલમાનોને સદંતર નામશેષ કરવાના ઈરાદે મદીના પર ચડી આવ્યા. હિજરી સન ૬ માં શાંતિ કરાર થયા તો ૧૭ માસ બાદ તેને પણ તોડી નાખ્યા. ઉપરાંત, આ દરમિયાન અંદરખાને અને એકલ દોકલ હત્યાઓ અને જફાઓ તો લગાતાર ચાલૂ જ રહેતી. આવા શત્રુઓ કેવી રીતે સદ્‌વર્તન કે ક્ષમાને પાત્ર હોઈ શકે ? કોણ કહેશે કે એમના માર્ગમાં પણ ફૂલોની સેજ બિછાવવામાં આવે ?

**પેમ્પલેટમાં લખેલી પાંચમા ક્રમની આયત છે :**

"જે લોકોએ અમારી આયતોનો ઈન્કાર કર્યો તેઓને અમે જલ્દી જ (નર્કની) આગમાં નાંખી દઈશું. જ્યારે તેમની ચામડી બળી જશે તો અમે તેને બીજી ચામડીથી બદલી નાંખીશું, જેથી તેઓ યાતનાનો સ્વાદ ચાખે. સાચે જ અલ્લાહપાક બળવાન, બુધ્ધિવાન છે." *(નિસાઅ્ : ૫૬)*

આ તો ધર્મ વિરૂદ્ધ જવાના લીધે નર્કમાં આપવામાં આવનાર દંડ છે. બધા જ ધર્મોમાં તે ધર્મની માન્યતાઓ મુજબ ચાલવા પર સ્વર્ગનો કલ્પનાતીત સુખ અને વિરૂદ્ધ જવા પર નર્કનો ભયાનક દંડ છે. તો પછી કુર્આનમાં બતાવવામાં આવેલ નર્કના દંડ માટે એતેરાઝ (વાંધો) કેમ ? આ મામલામાં પેલું પેમ્પલેટ છાપનારાઓ અથવા વહેંચવાવાળાઓને હસ્તક્ષેપ કરવાનો શું હક્ક છે ? અથવા તો શું તે લોકોને નર્કમાં માનવઅધિકારોની ચિંતા સતાવવા લાગી છે ?

મૂફતી ફરીદ સાહેબે આયત નંબર-૫, ૧૮, ૧૦, ૧૫, ૧૬ અને ૧૧ નો જવાબ સંયુક્ત રીતે આપ્યો છે, તે રજૂ કરૂં છું :

**કાફિરોને અલ્લાહપાકનો અઝાબ-શિક્ષા :**

**આયત-૫ :** "નિઃસંદેહ જે લોકોએ અમારા આદેશોની અવગણના કરી, અમે એમને નર્કમાં નાખી દઈશું. જયારે જયારે એમની ચામડીઓ

પાકી જશે, ત્યારે અમે અન્ય ચામડી બદલી દઈશું, જેથી તેઓ અઝાબ–શિક્ષા પામતા રહે. નિઃસંદેહ અલ્લાહપાક શકિતમાન હિકમતવાળો છે.''

*(સૂરહ નિસાઅ્ : ૫૬)*

**આયત-૧૮ :** ''મુનાફિક પુરૂષો–સ્ત્રીઓ સંબંધી અલ્લાહનું વચન છે કે તેઓ નર્કની આગમાં જ રહેશે. આ જ એમને બસ છે અને અલ્લાહ એમને ધુતકારે છે અને એમના માટે સદાનો અઝાબ છે.'' *(તવબહ : ૬૮)*

**આયત-૧૦ :** ''નિઃશંક તમે અને અલ્લાહ સિવાય તમે જેને પૂજો છો, તે નર્કનું ઈંધણ છે અને તમે ત્યાં પહોંચશો.'' *(અંબિયા : ૯૮)*

**આયત-૧૫ :** ''નિઃશંક, અમે કુફ્ર કરનારાઓને કડક શિક્ષા ચખાડીશું અને એમને એમના કુકર્મોનું વળતર આપીશું.'' *(હા મીમ સજદહ : ર૭)*

**આયત-૧૬ :** ''આ આગ અલ્લાહના શત્રુઓનું વળતર છે, એમાં એમનું સદાનું ઘર છે. અમારા આદેશોના ઉલ્લંઘનનો બદલો.''

*(હા મીમ સજદહ : ર૮)*

**આયત-૧૧ :** ''એનાથી મોટો અત્યાચારી કોણ હશે, જેને એના રબની આયતો દ્વારા બોધ આપવામાં આવે છતાં તે તેનાથી મોઢું ફેરવી લે. નિઃસંદેહ આવા ગુનેગારોથી અમે બદલો વાળીશું.'' *(સજદહ : રર)*

ઉપરોકત આયતોમાં ઈસ્લામની આખિરતની માન્યતાના આધારે આખિરતમાં ઈસ્લામ પ્રમાણે ધર્માચરણ ન કરનારા અને અન્ય ગુનેગારોને સજા–શિક્ષા આપવાનું વર્ણન છે.

હિન્દુઓમાં પણ સ્વર્ગ–નર્ક અને પુનઃજન્મની માન્યતા છે. એટલે કે વર્તમાન જન્મમાં માણસે કરેલા સત્કર્મો અને કુકર્મોનું ફળ એને આવતા જન્મે મળશે. કુકર્મોના ફળસ્વરૂપ આવતી વેળા તેનો જન્મ કોઈ ઉતરતી યોનિમાં થશે. જ્યારે સત્કર્મના ફળ સ્વરૂપ આવતા જન્મે તે કોઈ ઉચ્ચ યોનિમાં અવતરશે. આગળ આપણે આ વિશે શાસ્ત્રોના કથનો જોઈશું.

ઈસ્લામ-મુસલમાનોની માન્યતા છે કે માનવીને તેના કુકર્મોનું ફળ આપવા માટે અલ્લાહ એક ટાણે આ વિશ્વને તોડી-ફોડી કયામત લાવશે

અને ત્યાર બાદ આખિરતનું એક બીજું નવું જીવન શરૂ થશે, જેમાં માનવીને તેના સારા નરસા કર્મોનું ફળ મળશે. અર્થાત્ મરવા બાદ અન્ય યોનિ-વર્ણ કે કુળમાં પુનર્જન્મની માન્યતાથી વિપરીત ઈસ્લામ માને છે કે માનવીને એના જ સ્વરૂપમાં ફરી પાછો સજીવન કરવામાં આવશે. અલ્લાહ તેને તેના સત્કર્મો-અપકૃત્યો દર્શાવી તેનો બરાબર હિસાબ કરશે અને પછી સ્વર્ગ-નર્કનો ફેસલો કરશે.

કુફ્ર, શિર્ક (અલ્લાહપાકને જ પૂજનીય માની માત્ર અને માત્ર એની ઈબાદત ન કરવી, અન્યની ઈબાદત-આરાધના કરવી, વર્તમાન-ભૂત-ભવિષ્યની બધી જ ક્રિયાઓમાં અન્યને ભાગીદાર, સહયોગી સમજવું) એ ઘણો જ મોટો અને અક્ષમ્ય અપરાધ છે. ઉપરોકત આયતોમાં જે માણસ આ અપરાધોનો અપરાધી હોવાની હાલતમાં જ મૃત્યુ પામે, તેની શિક્ષા દર્શાવવામાં આવી છે.

એમાં ખોટું શું છે ? મારા મતે કંઈ ખોટું નથી. દુનિયાની બધી જ સરકારો પોતાના શત્રુઓ અને વિરોધીઓને સજા આપે છે. પરમેશ્વર એટલો અશકત કેમ કરી હોઈ શકે કે પોતાના શત્રુઓને કંઈ પણ ન કરે !

કુફ્ર-શિર્કનું અક્ષમ્ય હોવું, એની શિક્ષામાં સદા નર્કની આગમાં હોમાવું ત્યારે છે, જયારે માનવી આ જ સ્થિતિમાં મૃત્યુ પામે. જો તે મૃત્યુ પહેલાં ઈશ્વરાધીન થઈ જાય, તવહીદ-એકેશ્વરવાદ માની લે, તો ઈસ્લામની માન્યતાનુસાર તે પૂર્વેના બધા પાપો ધોવાય જાય છે. આ તો અલ્લાહનો મોટો ઉપકાર થયો કે જીવનભર એના આદેશો ઠુકરાવનારને છેલ્લે એક વાર પણ એના શરણે આવી જવાથી ક્ષમા કરી દે છે, પરંતુ મૃત્યુ નિકટ આવી લાગે, આખું આયખું પુરૂં થઈ જાય, છતાં જેને જ્ઞાન ન લાધે અને એમ જ પોતાના અંધકારમાં ડૂબ્યો મરી જાય તો નિઃશંક તે સજાનો હકદાર છે.

હિન્દુ ધર્મ ગ્રંથોમાં કયાંક નર્ક અને કયાંક નીચ યોનિના જન્મની શિક્ષાનું જે વર્ણન છે, તેનો આ જ મતલબ તો છે. અન્ય ધર્મીઓ હિન્દુ ધર્મગ્રંથોમાંથી ધર્મને ન અનુસરનાર માટે વર્ણવેલા આદેશો, કથનો, શિક્ષાવચનો ટાંકીને

એને પોતાના વિરૂદ્ધ ગણાવી ફેરફારની માગણી કેમ નથી કરતા.

તટસ્થ વિશ્લેષકો અને ધર્માધિકારોઆના મતે તો વેદોમાં મુર્તિપૂજાનો સ્પષ્ટ નિષેધ છે. જો નિષેધ બરાબર છે તો લોકોએ પોતાનું આચરણ સુધારવું જોઈએ, અન્યથા તેના વિરૂદ્ધ આચરણ ગણાશે અને વેદોમાં દર્શાવેલ ધર્મવિરોધની શિક્ષાના હકદાર ગણાશે.

આવા લોકોએ જોઈએ કે વેદોમાંથી મુર્તિપૂજાના નિષેધના આદેશોને બાદ કરી નાંખે, અથવા તો શિક્ષાવચનોનો છેદ ઉડાવે.

## વેદોના અમુક કથનો અત્રે અમે રજૂ કરીએ છીએ :

''જે જ્ઞાની વિદ્વાનો અને ધર્માત્માઓ છે અને જે એમના યોગ્ય શિષ્યો છે, તેઓ સર્વ પ્રથમ આકાશમાં પહોંચી દેવતાઓના પંથે સ્વર્ગમાં પહોંચી જાય છે.'' *(અથર્વવેદ મંડળ–ર, સુકત ૩૪, મંત્ર–૫)*

''તમારા શિષ્યો દાન અને પુણ્ય કરીને ઈશ્વરી સેવાઓ કરશે અને તમે સર્વે સ્વર્ગમાં ખૂશીઓ મનાવશો.''

*(ઋગ્વેદ મંડળ–૧૦, સુકત–૯૫, મંત્ર–૧૮)*

''અહિંયા (નર્કમાં) એના શરીરને સળગતા લાકડાઓની વચ્ચે નાખીને સળગાવવામાં આવશે. એને કયારેક બીજાઓની મારફતે એને એના જ માંસના ટુકડા ખવડાવવામાં આવશે.''

*(શ્રીમદ્‌ ભાગવતમહાપુરાણ સ્કંધ ૩, અધ્યાય ૩૦, શ્લોક–૨૫)*

''નર્કમાં જીવિત અવસ્થામાં એના આંતરડાં કુતરાં–ગીધો બહાર ખેંચી કાઢશે અને સાપ વીછીં ઈત્યાદિથી એના શરીરને શિક્ષા–યાતના આપવામાં આવશે.'' *(શ્રીમદ્‌ ભાગવતમહાપુરાણ સ્કંધ ૩, અધ્યાય ૩૦, શ્લોકઃ ૨૬)*

''જે લોકો દોષિત અને અધર્મીઓ છે, એમના માટે નર્કમાં ખૂબ ઊંડી ભયાનક જગા બનાવવામાં આવી છે.'' *(ઋગ્વેદ મંડળઃ૪, સુકતઃ૫, મંત્રઃ૫)*

સ્વામી દયાનંદ સરસ્વતી ચાણકય નીતિ સારમાંથી ટાંકે છે કે : ''જે સન્યાસના મુખ્યધર્મ સત્યોપદેશ આદિ નથી કરતા, તેઓ પતિત અને નરકગામી છે.'' *(સત્યાર્થ પ્રકાશઃ ૧૩૩)*

"જે નર શરીરથી ચોરી, પરસ્ત્રીગમન, શ્રેષ્ઠોની હત્યા આદિ દુષ્ટકર્મો કરે છે, એને વૃક્ષો વગેરે સ્થાવરનો જન્મ, વાણીથી આચર્યા પાપકર્મોથી પક્ષી અને મૃગ વગેરે અને મનથી કર્યા દુષ્ટકર્મોથી ચંડાળ વગેરેનો જન્મ મળે છે." *(મનુસ્મૃતિ, અ:૧૨, શ્લોક: ૮–૯)*

ઉપરોકત આયતો સંબંધી બીજી વિશેષ યાદ રાખવાની વાત એ છે કે એમાં સ્વયં અલ્લાહે કાફિરોને સજા આપવાનું વચન-પતિજ્ઞા લીધી છે. તેમાં કયાંય એવું નથી કહેવામાં આવ્યું કે કાફિરો-મુનાફિકોને તત્કાળ સજારૂપે હે મુસલમાનો તમે મારવાનું શરૂ કરી દો. સળગાવો, સતાવો. આ શિક્ષા અને સજા અલ્લાહનું કામ છે. 'આખિરત'માં તે જ કરશે. દુનિયામાં મુસલમાનોએ તેમની જાડે કેવી રીતે રહેવું, તેની વિગત આપણે અગાઉ જોઈ ચૂકયા. માટે આ આયતોમાં એવી કોઈ વાત કયાંય નથી, જે હિન્દુ મુસલમાનો વચ્ચે તંગદિલી, તણાવ, અણબનાવ કે ઝઘડાનું નિમિત્ત હોય.

પ્રશ્ન એ છે કે હિન્દુભાઈઓ આવી આયતોને સાચી માને છે કે જૂઠી? સાચી માનતા હોય (જેમ કે આવી આયતોથી તેમનું ગભરાવું અને તેના પોતાના વિઢદ્ધ સમજવું બતાવે છે) તો સાચો રસ્તો એ છે કે તેનાથી બચવાના પ્રયત્ન રૂપે ઈસ્લામ અંગીકાર કરી કાફિર ન રહેતાં આજ્ઞાકારી મુસ્લિમ બની સત્યધર્મ અપનાવી લે અને જો જૂઠી સમજતા હોય તો પછી છોડો અને બધી પંચાત, શીદને મંડયા છો ? આખિરત આવશે ત્યારે દૂધનું દૂધ અને પાણીનું પાણી સામે આવી જશે.

બધા જ ધર્મવાળાઓ પરધર્મ અને તેની માન્યતાઓ સંબંધી આવી જ વિચારસરણી ધરાવતા હોય છે. કોઈ સ્પષ્ટ કહેતું હોય છે, તો કોઈ મોઘમ. માણસ પોતે પોતાના ધર્મ પર અડગ, આચરણમાં પૂરો હોય તો અન્ય ધર્મની ધમકીઓ, શિક્ષાવચનો ઈત્યાદિથી શા માટે બીવે? જયારે કે તે એને સાચી પણ નથી માનતો !

**પેમ્પલેટમાં લખેલી છઠ્ઠા ક્રમની આયત છે :**

"હે ઈમાનવાળાઓ (હે મુસ્લિમો) ! જો તમારા પિતા અને ભાઈઓ

(ઈસ્લામના) એકરાર કરતા (ઈસ્લામના) ઈન્કારને વધારે પસંદ કરતા હોય તો તેઓને મિત્ર નહીં બનાવો. અને તમારામાંથી જે કોઈ તેઓને મિત્ર બનાવશે, તો એવા લોકો જ અત્યાચારીઓ છે.'' *(સૂરહ તૌબા : ૨૩)*

પયગમ્બર હઝ. મુહમ્મદ (સલ.) જ્યારે એકેશ્વરવાદનો આદેશ આપી રહ્યા હતા, ત્યારે કોઈ માણસ અલ્લાહપાકના રસૂલ (સલ.) દ્વારા એકેશ્વર -વાદના પયગામ પર શ્રદ્ધા રાખી મુસલમાન બનતો અને ત્યાર બાદ પોતાના માં-બાપ, ભાઈ-બહેન પાસે જતો, તો તેઓ એકેશ્વરવાદ પરથી તેનો વિશ્વાસ ખત્મ કરાવી ફરી અનેકેશ્વરવાદી બનાવી દેતા. એ કારણે એકેશ્વરવાદની રક્ષા માટે અલ્લાહપાકે આ આયત અવતરિત કરી, જેનાથી એકેશ્વરવાદના સત્યને દબાવી નહીં શકાય. સત્યની રક્ષા માટે આવેલી આ આયતને ઝઘડો કરનારી કે ધૃણા ફેલાવનારી કેવી રીતે કહી શકાય ? જે લોકો આમ કહે છે તેઓ અજ્ઞાની છે. વધુ વિગત આયત નંબર-૮માં આવી રહી છે.

**પેમ્પલેટમાં લખેલી સાતમા ક્રમની આયત છે :**

''અલ્લાહ તઆલા (ઈસ્લામનો) ઈન્કાર કરનારાઓને સત્ય માર્ગ દેખાડતો નથી.'' *(તૌબા : ૩૭)*

આયતનું અર્થઘટન બદલવા માટે આ આયતને પણ જાણીજોઈને આખી આપવામાં નહીં આવી, એટલે તેનો સાચો હેતુ સમજમાં નથી આવતો. તેને સમજવા માટે અમે આખી આયત આપી રહ્યા છે.

''આ (અમનવાળા/માનવંત) મહિનાઓને હટાવી દેવાનું જે (કામ) છે, તે કુફ્રમાં વધારો છે. એનાથી ઈન્કાર કરનારાઓ ગુમરાહીમાં પડેલા રહે છે. એક વર્ષ તો તેને હલાલ કરી લે છે (અને તેમાં યુદ્ધ કરે છે), અને બીજા વર્ષે તેને હરામ કરી લે છે (અને યુદ્ધ નથી કરતા). જેથી અલ્લાહ તઆલાએ જે મહિના અદબ (તથા અમન) માટે રાખ્યા છે, તેની ગણતરી પૂરી કરી (જાળવવા) લે, પછી અલ્લાહપાકે જે (મહિનાઓ)ને (યુદ્ધ માટે) હરામ ઠરાવ્યા છે, તેઓ તેને (યુદ્ધ માટે) હલાલ કરી દે છે. તેઓને તેમના બૂરા કૃત્યો સારા દેખાય છે અને અલ્લાહ તઆલા આવા ઈન્કારીઓને

(સાચો માર્ગ) દેખાડતો નથી.'' *(તૌબા : ૩૭)*

માનો કે શાંતિના ૪ મહિનાઓ હોય છે. તે છે ઝીકઅ્દહ્, ઝીલહજ્જહ, મુહર્રમ અને રજબ. આ ચાર મહિનાઓ સન્માનનીય છે. કહો કે તે મહિનાઓ દરમિયાન યુદ્ધ કરવાને હરામ ઠરાવવામાં આવ્યું છે. કુરૈશ કબીલાના ઈન્કારીઓ તે મહિનાઓમાંથી કોઈ મહિનાને પોતાની જરૂરિયાત મુજબ જાણીજોઈને આગળ-પાછળ ખસેડી યુદ્ધ કરવા માટે કાયદાનો ભંગ કરતા હતા. અજ્ઞાનતાવશ ભટકી ગયેલ માણસને માર્ગ દેખાડી શકાય છે, પરંતુ જાણીજોઈને ભટકી ગયેલાને ઈશ્વર પણ સાચો માર્ગ નથી દેખાડતો. આ જ સંદર્ભમાં આ આયત અવતરિત થઈ. આ આયતનો યુદ્ધ સાથે કે ધૃણા ફેલાવવા સાથે કોઈ સબંધ નથી.

વર્ષના ૧૨ માસમાંથી ચાર માસ અરબવાસીઓમાં પૂર્વેથી પવિત્ર ચાલ્યા આવતા હતા. તેમાં લડાઈનો નિષેધ હતો. અરબસ્તાનમાં કોઈ સમર્થ રાજાની સત્તા ન હોવાથી તેઓ સમીપ આ વ્યવસ્થાનું મહત્ત્વ ઘણું હતું. એના કારણે તેઓને વેપારાર્થે અને યાત્રા-જાત્રાનો પ્રવાસ સરળ, સુગમ અને રક્ષિત રહેતો. આ ચાર મહિનાઓ એટલે રજબ, ઝિલ્કઅદહ, ઝિલ્હજ, મહોર્રમ.

પરંતુ છેલ્લે લોકોની અજ્ઞાનતા, ભ્રષ્ટતા અને સ્વાર્થતાના કારણે પરિસ્થિતિ એવી ઉત્પન્ન થઈ કે જો કોઈ કબીલો પવિત્ર માસમાં લડાઈને પોતાના સ્વાર્થમાં લાભકારી સમજતો તો ક્રમ પરિવર્તન–ફેરફાર ઘોષિત કરી દેતો કે આ વરસે ઝિલ્કઅદહની જગાએ સફર અને સફરની જગાએ ઝિલ્કઅદહ રહેશે. કદી એક–બે માસ વધારી વરસ તેર, ચૌદ મહિનાઓનું કરી દેતા. આમ કરી ઘણાં શકિતશાળીઓ, અત્યાચારીઓ, ધૂતારાઓ અને શોષણખોરો પ્રજાજનોનું અહિત આચરતા. જેમ કે કોઈનાથી વાર્ષિક વ્યાજ લેવાનું ઠરાવ્યું હોય તો કદી વરસ દસ માસનું ઘોષિત કરી એક વરસનું વ્યાજ વસૂલ કરતા. કોઈને વરસ દહાડા માટે મજૂરીએ રાખ્યો અને વાર્ષિક મહેનતાણું નકકી કર્યું તો લાભ જોઈ વરસ તેર ચૌદ મહિનાઓનું કરી દેતા.

આવા સ્વાર્થી અને ભોળા પ્રજાજનોને છેતરનારા લોકો માટે કહેવામાં

આવ્યું કે તેઓ આવું કૃત્ય સ્વેચ્છાએ, કૃત્યને અયોગ્ય, અહિતકારી અને પાપ ગણવા છતાં આચરે છે, માટે તેઓ કદી સન્માર્ગ પામતા નથી કે અલ્લાહ તેમને સન્માર્ગ ચીંધતો નથી.

સ્પષ્ટ થયું કે ઉપરોકત કથન કાફિરોના એક ખાસ વર્ગ માટે છે. દરેક માટે નથી જ. ઈસ્લામ અને કુર્આન તો ઈચ્છે કે બધા જ સન્માર્ગ પર આવી જાય. કુર્આને તો આરંભે જ ઘોષણા કરી છે કે " તે સૌ લોકો માટે સન્માર્ગ ચીંધનારું છે. *(બકરહ : ૨)*

જો આયતનો તે અર્થ હોત, જેવો અનર્થ ટીકાકારે કર્યો છે, તો પછી મુસલમાનોને કુર્આન–હદીસમાં ઠેર ઠેર અન્યોને સત્યધર્મ ઈસ્લામનું આમંત્રણ આપવાનો આદેશ ન હોત.

**પેમ્પલેટમાં લખેલી આઠમા ક્રમની આયત છે :**

“હે ઈમાનવાળાઓ ! જે લોકોને તમારાથી પહેલાં શાસ્ત્રો (ધર્મ પુસ્તકો) આપવામાં આવ્યા હતા, તેઓને અને (અનેકદેવપૂજક) ઈન્કારીઓને, જેઓએ તમારા ધર્મ (ઈસ્લામ) ને હંસી-મજાક તેમજ રમત-ગમતરૂપ બનાવી રાખ્યો છે, મિત્રો નહીં બનાવો અને અલ્લાહ તઆલાથી ડરતા રહો, જો તમે (સાચા અર્થમાં) ઈમાન (શ્રદ્ધા)વાળાઓ છો.” *(અલ્ માઈદહ્ : ૫૭)*

આયતના વાંચનથી સ્પષ્ટ થાય છે કે, કુરૈશ વંશના કાફિરો તેમજ તેમના સહયોગી યહૂદીઓ તથા ખ્રિસ્તીઓ, જેઓ મુસલમાનોના ધર્મની હાંસી ઉડાવ્યા કરતા હતા, તેઓને મિત્ર નહીં બનાવવા માટે આ આયત અવતરિત થઈ. આ યુદ્ધ માટે ઉશ્કેરનારી કે નફરત ફેલાવનારી ક્યાંથી છે? એનાથી વિપરીત વાંચકો ખુદ જુએ કે, પેમ્પલેટમાં “જેઓએ તમારા ધર્મને હાસ્યાસ્પદ તથા ખેલ બનાવી રાખ્યો છે”ને જાણીજોઈને છૂપાવી દઈ તેના અર્થને પૂરી રીતે બદલી નાંખવાની સાજિશ કરનારાઓ શું ઈચ્છે છે ?

મૂફતી ફરીદ સાહેબ આયત નં.૮, ૩, ૬ અને ૨૦ની એક સાથે સ્પષ્ટતા કરતાં લખે છે...

## કાફિરો સાથે સબંધ, ઈસ્લામની ઉદારતા અને મર્યાદાઓ :

ઉપરોકત આયતોમાં વિધર્મીઓ-કાફિરો, યહૂદીઓ, ઈસાઈઓ વગેરે સાથે દોસ્તી અને સંબંધ ન રાખવાનો આદેશ છે. તેમને મુસલમાનોના દુશ્મન ગણવામાં આવ્યા છે. આ વિશે પણ ટૂંકોને ટચ ખુલાસો એટલો જ કે અહિંયા તે જ કાફિરો વિષયક ચર્ચા છે, જેઓ મુસલમમાનોના શત્રુ છે. દરેક કાફિર ન તો મુસલમાનોનો શત્રુ છે અને ન ઈસ્લામ એવું સમજે છે. આગળના પૃષ્ઠોમાં આ વાત સવિસ્તર આવી ચૂકી છે.

પરંતુ કુર્આનને ન સમજનારા અથવા ઈરાદાપૂર્વક ભ્રામકતા પ્રસરાવ-નારા આવી આયતોનો અર્થ એવો કાઢે છે કે આ આયતોમાં અન્યો સાથે સદંતર સંબંધોનો નિષેધ છે. ઘણા ખરા મુસલમાનો પણ આવી આયતોનો આ જ મતલબ સમજે છે. જયારે કે આ તદન અવાસ્તવિક છે. કુર્આનમાં તો અલ્લાહ કહે છેઃ "અમે આદમપુત્રને સન્માનિત કર્યો છે." *(ઈસરાઅ:૭૦)* અર્થાત્ આદમપુત્ર (માનવી) હોવાના સંબંધે હિંદુ, મુસ્લિમ, શીખ, ઈસાઈ દરેકને અમે માનવીય સન્માન અને સજ્જનતાથી ગૌરવવંત કર્યો છે અને આ આધારે બધા જ મનુષ્યો અલ્લાહ સમક્ષ સમાન છે. હદીસમાં હઝરત મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)નું કથન છે : "સમસ્ત સૃષ્ટિ અલ્લાહનું કુંટુંબ છે." બધા જ એક ઘરના સભ્યોની જેમ છે. (હા, આજ્ઞા-પાલન, ફરજનિષ્ઠા અને અન્ય જવાબદારીઓમાં જે જેટલો આગળ હશે, તેટલો જ તે અલ્લાહ-પ્રભુની વધુ નિકટ હશે, એ સ્પષ્ટ છે.)

જ્યારે માનવીય સન્માન અલ્લાહનું જ અર્પેલ અને કુર્આનનો જ આદેશ છે, તો અલ્લાહ કે કુર્આનનો આદેશ એવો હોઈ શકે જ નહિ કે કોઈ પણ કારણ વિના માનવમાત્રથી વેરઝેર કે શત્રુતા રાખવામાં આવે, કારણ કે આ સ્વયં કુર્આન અને ઈસ્લામે અર્પેલ સન્માનથી વિપરીત છે.

પરંતુ જેમ પાંડવોએ તેમના જ પિત્રાઈઓ, કાકાઓ વગેરે કૌરવોથી એમના અધર્મના લઈ યુદ્ધે ચડવું પડયું હતું, તેવી જ પરિસ્થિતિ અન્યો માટે પણ નિમિત્ત બની શકે છે. કુર્આનમાં આપવામાં આવેલ યુદ્ધના આદેશો,

કાફિરો-યહૂદીઓ-શત્રુઓને મારવાની આજ્ઞાઓ, દોસ્તી અને આત્મીયતાનો નિષેધ, વગેરેને આ જ સંદર્ભમાં જોવામાં આવે તો ઘણી શંકાઓનું નિવારણ થઈ જાય. કુર્આનના આ આદેશોમાં અને પયગંબર સાહેબ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની જીવનસરણીમાં આ જ મહત્ત્વનું માર્ગદર્શન છે કે જયારે જયારે આવી પરિસ્થિતિનું નિર્માણ થાય ત્યારે શું કરવામાં આવે.

દુનિયાનો દરેક દેશ અને દરેક જાતિ-જ્ઞાતિ-કોમ-સમાજ શત્રુઓ સાથે પોતાના પક્ષકારના સંબંધોને નકારે છે. ઉદરાહરણ તરીકે ૧૧ સપ્ટેમ્બરના આક્રમણ પછી ઉસામા બિન લાદેન કે અલ કાયેદા સાથે સંબંધોના અણસાર સુદ્ધાં ગુનો ગણવામાં આવે છે. અમેરિકા અને આપણા ભારત સહિતના એના મિત્રોને તો માનવતા આધારિત સબંધ પણ સ્વીકાર્ય નથી. કુર્આન અને ઈસ્લામમાં આવો આદેશ કયાંય નથી.

કુર્આનમાં તો છે : ''જે લોકો તમારી સાથે ધર્મ સંબંધી લડયા નથી અને તમને તમારા ઘરોમાંથી કાઢયા પણ નથી, અલ્લાહ તમને તેઓ સાથે સદ્‌વર્તન કરવા અને ન્યાયથી વર્તવાથી રોકતા નથી.... અલ્લાહપાક તો તમને માત્ર તે લોકો સાથે મિત્રાચારી કરવાથી રોકે છે, જેઓ તમારી સાથે ધર્મ સંબંધી લડયા અને તમને તમારા ઘરબારથી કાઢી મૂકયા તેમજ તમને કાઢી મૂકવામાં સહાય કરી અને જે કોઈ તેવાઓથી મિત્રતા રાખે તો તે લોકો જ ગુનેહગાર છે.'' *(મુમ્તહિનહ : ૮-૯)*

એટલે કે તમારાથી ન લડનાર, તમારી વિઢદ્ધ ષડયંત્રમાં ભાગ ન લેનારાઓ સાથે ભલાઈ અને સદ્‌વર્તન રાખી જગતને બતાવી આપો કે ઈસ્લામી નૈતિકતા સર્વોપરી છે. ઈસ્લામનું શિક્ષણ એવું નથી કે કાફિરોનો એક વર્ગ મુસલમાનોથી લડતો હોય તો સઘળા જ કાફિરોને એક સરખા ગણી લઈ સૌથી બદલો લેવો... માટે સ્ત્રીઓ, પુરુષો, બાળકો, વૃદ્ધો, યુવકો તેમજ શત્રુઓ, મિત્રોમાં તેમની સ્થિતિ અનુસાર તફાવત રહેવો જોઈએ.

*(કુર્આન મજીદ ગુજરાતી તરજૂમો અને તફસીર : ૩/૧૩૯૮)*

ઉપરોકત આયતના વિવરણમાં તફસીરે મઝહરીમાં છે કે ''યુદ્ધમાં

પ્રવૃત કાફિર સાથે પણ ન્યાય અને સદાચાર અનિવાર્ય છે. નિષેધ ફકત આત્મીય સંબંધનો છે. સદાચાર અને ઉપકાર મના નથી.....હા, એટલું જરૂરી છે કે તેનાથી મુસલમાનોને હાનિ ન પહોંચે.''

*(મઆરિફુલ કુર્આન,મુમ્તહિનહ : ૮–૯)*

અન્ય એક જગાએ કુર્આનમાં છે : ''કોઈનોય દ્વેષ તમને એવી રીતે તો ઉત્તેજિત ન કરે કે તમે ન્યાય કરી ન શકો. ન્યાય કરો, એ જ ધર્મપરાયણતાથી અધિક નિકટ છે.'' *(માઈદહ:૮)*

ટીકાકારે વર્ણવેલ આયતોના જ સંદર્ભમાં કુર્આનના ભાષ્યકાર ઉલમા વરસો પહેલાં લખી ચૂકયા છે કે માનવીય સંબંધોના ચાર મહત્ત્વના પ્રકારોમાંથી ઉપરોકત આયતોમાં ફકત એકના જ નિષેધરૂપ હોવાનું વર્ણન છે. બાકી ત્રણ પ્રકારે સંબંધો વર્જિત નથી, બલકે આવશ્યક અપેક્ષિત અને સ્વીકાર્ય છે.આ ચાર પ્રકાર નીચે પ્રમાણે છે :

**(૧) મુવાલાત** : એટલે કે એવો આત્મીય સંબંધ, જેમાં આપણા ભેદો પણ શત્રુ સામે છતા કરી દેવામાં આવે, કોઈ મુસલમાન તેમનાથી સલાહ–મશવેરો લઈ એ જ પ્રમાણે વર્તે, જેના લઈ ધાર્મિક ઓળખ અને મર્યાદાઓમાં બાધ ઉત્પન્ન થાય. મૂલ્યોનો હ્રાસ થાય. પરંપરાઓ અને સંસ્કૃતિને હાનિ પહોંચે અને ધર્મ કે ધર્મીઓના અસ્તિત્વ માટે ખતરારૂપ બને. સંબંધોનો આ પ્રકાર ઈસ્લામને સ્વીકાર્ય નથી.

મારા મતે તો આમાં પણ અજુગતી કે ટીકાપાત્ર કોઈ વાત નથી. અન્યો સાથે એવા સંબંધો જે આપણને હાનિ પહોંચાડે, તેને એક નાનકડા કુટુંબથી લઈ સમાજ, ધર્મ કે દેશ; બધા જ અયોગ્ય સમજે છે. દરેકે પોતાનું સ્વતંત્ર અસ્તિત્વ ટકાવી રાખવા આગવી ઓળખ જાળવવી પણ આવશ્યક છે. આવી ઓળખ જ તેની સૌથી મોટી રક્ષક છે, એ બધા જ સમજે છે. ગીતાના કથન 'સ્વધર્મે નિધનમ શ્રેયહઃ પરધર્મો ભયાવહ' (પોતાના-સ્વધર્મમાં મૃત્યુ સારું પણ પારકાનો ધર્મ ભયપ્રેરિત છે)નો પણ આ જ મતલબ છે ને !

**(૨) મુવાસાત** : એટલે કે નિરાધારને સહાય, હિતેચ્છા, ન્યાય, દુઃખ-દર્દ અને ખુશી-ઉમંગમાં સહભાગી થવું વગેરે.

**(૩) મુદારાત** : એટલે કે બાહ્ય સભ્યતા, શિષ્ટાચાર, મિત્રાચાર, સદાચાર, સદવાણી, સદ્વર્તન અને સત્કૃતિ આધારિત વર્તન.

**(૪) મુઆમલાત** : એટલે કે વેપાર, નોકરી, ધંધો, કારીગરી, ભાડા, ઉધાર અને લેન-દેન વગેરેને લગતા સંર્પકો.

આ ત્રણે પ્રકારના સંબંધો દરેક સાથે હોઈ શકે છે અને ઈસ્લામને કે કુર્આનને એના પરત્વે કોઈ આપત્તિ નથી. જેમ કે ઉપર બે આયતોના સંદર્ભમાં અમે જણાવી ચૂકયા છીએ. હઝ. મુહમ્મદ પયગંબર સાહેબના જીવનમાં એના અનેક ઉદાહરણો છે,

- મકકામાં દુકાળ પડયો, તો જે શત્રુઓએ આપને મકકાથી નીકળવા મજબૂર કર્યા હતા, આપના માથાની કિંમત નકકી કરી હતી, તેમના માટે સહાય મોકલાવી.
- મકકા પર વિજય મળ્યો અને કટ્ટર વેરીઓ હાથમાં આવ્યા તો જાહેર ક્ષમાની ઘોષણા કરી દીધી.
- શત્રુ કેદીઓ સાથે પુત્રો સરીખો વર્તાવ કર્યો.
- બનૂ સકીફનું એક પ્રતિનિધિમંડળ સેવામાં પધાર્યુ, તો મસ્જિદ જેવા પવિત્ર સ્થળે ઉતારો આપ્યો.
- ઉમૈર બિન વહબ અને દઅસૂર જેવા ઘણાએ આપની હત્યાનો પ્રયાસ કર્યો, પરંતુ તેમને ક્ષમા આપી દીધી.
- નજરાનના લોકો મદીના શરીફ આવ્યા તો તેમને મસ્જિદ જેવા પવિત્ર સ્થળે ઉતારો આપ્યો, એમની પ્રથા પ્રમાણે નમાઝ પણ પઢવા દીધી.
- એક વાર એક કાફિર આપને ત્યાં અતિથિ બની આવ્યો, આપે પરોણાગતિ કરતાં એક બકરીનું દૂધ દોહી તેની સેવામાં ધર્યુ, તે પી ગયો. આપે બીજી બકરી દોહી, તે પણ પી ગયો. આમ, લગાતાર

સાત બકરીઓનું દૂધ આપે તેને પિવડાવી દીધું.

- મુનાફિકોના સરદાર અબ્દુલ્લાહ બિન ઉબયની શત્રુતા અને ઈસ્લામ વિઢદ્ધ તેના પ્રંપચો અને કાવતરાંઓનો લાંબો ઈતિહાસ છે, મરણ ટાણે આપે એના જનાઝાની નમાઝ પણ પઢાવી અને કફન માટે પોતાનું પહેરણ પણ આપ્યું.

અન્યો સાથેના પારસ્પરિક સંબંધો તો એટલા વિશાળ અને ખુલ્લા હતા કે...

- મરણ ટાણે આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનું બખ્તર એક યહૂદી પાસે કરજના બદલામાં ગીરવે હતું.
- હુનૈનની લડાઈ ટાણે સફવાન નામી એક યહૂદી પાસેથી ૪૦ બખ્તરો ઉછીના લીધાં, તેણે પૂછયું : હે મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) ! છીનવીને અનધિકૃત રીતે માંગો છો? આપે કહયું ના ફકત ઉછીના, જો કોઈ ઓછું નીકળશે તો તેનો બદલો વાળીશું, તેણે ૪૦ બખ્તરો આપ્યાં. પરત ટાણે અમુક બખ્તરો ઓછાં હતાં, આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે એનું વળતર આપવા ઈચ્છ્યું તો એણે એમ કહી નન્નો ભણી દીધો કે હવે તો હું પણ મુસલમાન છું.
- શામ દેશના એક માલદારે આપને એક ખચ્ચર ભેટ આપ્યું હતું અને આપે સહર્ષ સ્વીકાર્યું હતું.
- રૂમી મહારાજાએ પણ આપને રેશમનો અત્યંત કિંમતી કોટ ભેટ રૂપે અર્પણ કર્યો.
- યમનના રાજાએ કિંમતી કપડાંની એક જોડ આપની સેવામાં ભેટ ધરી. આપે પણ તેને ભેટમાં કિંમતી જોડ મોકલાવી. વગેરે... મુસલમાનોએ કાફિરો જોડે દાખવેલા સદ્વર્તન અને સમાન વ્યવહારનું જ પરિણામ હતું કે ઈસ્લામી સત્તા હેઠળ રેહતા ઈસાઈઓએ કદી મુસલમાનો વિરુદ્ધ દ્રોહ-બગાવત કરી નથી. હઝરત અલી (રદિ.) અને હઝરત મુઆવિયહ (રદિ.)ના આંતરિક વિખવાદ વેળા અને છેક ક્રુસેડના

નામથી વિખ્યાત યુદ્ધોમાં, જ્યારે પણ ઈસાઈ રાજાઓ કે પોપ દ્વારા તેમને દ્રોહ—બગાવત માટે ઉશ્કેરવામાં આવતા તો તેમનો જવાબ રહેતો કે વિધર્મી (મુસલમાન) શાસકો અમારા માટે સહધર્મી શાસકો કરતાં વધુ સારા છે. *(ખૂત્બાતે બહાવલપૂર, ડો. હમીદુલ્લાહ)*

**પેમ્પલેટમાં લખેલી ૯મા ક્રમની આયત છે :**

"ફિટકારાયેલા (બિનમુસ્લિમો) જ્યાં પણ જોવા મળશે પકડી લેવામાં આવશે, અને બહુ ખરાબ રીતે મારી નાંખવામાં આવશે." *(અહઝાબ : ૬૧)*

આ આયતનો સાચો અર્થ ત્યારે જ ખબર પડે, જ્યારે તેનાથી પહેલા-વાળી આયતને જોડવામાં આવે. જેનો તરજૂમો છે : "જો દંભીઓ અને તે લોકો જેમના દિલોમાં (ઈન્કારનો) રોગ છે, અને મદીના (શહેર)માં બૂરી બૂરી ખબરો (અફવાહો) ઉડાવનારાઓ પોતાની હરકતોથી રોકાશે નહીં, તો અમે તને તેઓની પાછળ લગાવી દઈશું. ત્યાર બાદ તેઓ ત્યાં તારા પાડોશમાં નહીં રહી શકશે, પરંતુ થોડાક દિવસો સુધી." *(અહઝાબ : ૬૦)* "એ પણ (દરેક બાજુથી) ફિટકાર વરસાવવામાં આવેલા, જ્યાં મળ્યા પકડવામાં આવ્યા અને મારી નાંખવામાં આવ્યા, મારી." *(અહઝાબ : ૬૦)*

તે વખતે મદીના શહેર કે જ્યાં અલ્લાહપાકના રસૂલ (દૂત) હઝરત મુહમ્મદ (સલ.)નો નિવાસ હતો, ત્યાં કુરૈશના હુમલાનો હંમેશ ભય રહેતો. યુદ્ધ જેવી સ્થિતિમાં કેટલાક દંભીઓ (મુનાફિકો) અને યહૂદીઓ તથા ખ્રિસ્તીઓ, જેઓ મુસ્લિમો પાસે પણ આવતા અને કાફિરોથી પણ મળતા રહેતા હતા અને અફવાઓ ઉડાવતા રહેતા હતા. યુદ્ધ જેવા માહોલમાં કે જ્યાં આક્રમણનો સતત ભય હોય, અફવા ઉડાવનારા જાસૂસ કેટલા ખતરનાક હોય શકે છે તેનો અંદાજો લગાવી શકાય એમ છે. આજના કાનૂનમાં પણ આવા લોકોની સજા મૌત હોય શકે છે. વાસ્તવમાં શાંતિની સ્થાપના માટે તેઓને આ જ દંડ આપવો ઉચિત છે. તે ન્યાયસંગત છે. આ આયતને ઝઘડો કરનારી કહેવું દુર્ભાગ્યપૂર્ણ છે.

"ફિટકાર પડેલી સ્થિતિમાં, કે જ્યાં પણ મળી આવશે ત્યાં જ પકડ-

વામાં આવશે અને જાનથી માર્યા જશે.'' *(અહઝાબ : ૬૧)*

પવિત્ર કુર્આનની આયતો એક બીજાથી અત્યંત સંકલિત અને સંબંધિત હોય છે. માટે કોઈ પણ આયતને એના પૂર્વાપર સંબંધથી વિખૂટી કરી દેવાથી કદાપિ મર્મ પામી શકાય નહિ. તફસીર (કુર્આન ભાષ્ય)ને લગતા વિષયો જેમ કે શબ્દાર્થ, વ્યાકરણ, અલંકાર વગેરેમાં એક મહત્વનો વિષય આયતોના પૂર્વાનુબંધ અને ઉત્તરાનુબંધની જાણકારી છે. તે સિવાય કુર્આનના ભાષ્ય અને ભાવાર્થને પામવું અતિ મુશ્કેલ છે.

ઉપરોકત આયત પહેલાંની બે અને પછીની એક આયતનો અનુવાદ અત્રે રજૂ કરીએ છીએ, જેનાથી સમગ્ર ચિત્ર સ્પષ્ટ થઈ જશે, ઈન્શાઅલ્લાહ.

''હે નબી (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ! તમારી પત્નીઓ, પુત્રીઓ તથા મુસલમાનોની સ્ત્રીઓને કહી દો કે પોતાના મુખ ઉપર તેમની ચાદરોને લટકાવી દે. એમાં જલદીથી ઓળખાય જશે; તો તેણીઓને સતાવવામાં નહિ આવે અને અલ્લાહ મોટો બખ્શનાર, દયાળુ છે.

અલબત્ત, જો એ મુનાફિકો તથા દિલના રોગીઓ અને મદીનામાં જૂઠી ખબરો ઉડાડનારાઓ અટકશે નહિ તો જરૂર અમે આપને તેઓ પાછળ લગાડી દઈશું, પછી તેઓ આપની સાથે મદીનામાં માત્ર થોડા જ દિવસો રહેવા પામશે. તે પણ ફિટકાર પડેલી સ્થિતિમાં, કે જયાં પણ મળી આવશે ત્યાં જ પકડવામાં આવશે અને જાનથી માર્યા જશે.

''જે (ફસાદી) લોકો પહેલા થઈ ચૂકયા છે, તેઓના વિશે પણ અલ્લાહનો એ જ નિયમ રહયો છે અને તમે અલ્લાહના એ નિયમોમાં ફેરબદલ ન જોશો.'' *(અહઝાબ : ૫૯, ૬૦, ૬૧, ૬૨)*

હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના સમયમાં શહેરમાં જાજરૂ ન હોવાથી ખાનદાની સ્ત્રીઓને પણ વેળા-કવેળા રાતના અંધારામાં જંગલમાં જવું પડતું હતું. તો કેટલાક બદમાશ મુનાફિકો એવા તાકમાં લાગી રહેતા કે કદી કોઈ સ્ત્રીને આવતાં-જતાં જોઈ લેતા તો છેડછાડ કરતા. પછી જ્યારે તેઓ પકડાય જતા અને તે વિશે તેઓને કંઈ કહેવામાં આવતું તો કેહતા કે

અમે તેણીને આબરૂદાર ઓરત સમજતા ન હતા, બલકે લોંડી-દાસી સમજીને છેડતી કરી હતી. તે ઉપરથી આ આયત ઉતરી કે આબરૂદાર સ્વતંત્ર સ્ત્રી-ઓએ જરૂરત વખતે બહાર નીકળવું પડે તો એક વધારાની ચાદરથી શરીર ઢાંકી ઘૂંઘટ તાણી નીકળે, જેથી ઓળખાય જાય કે શિયળવંતી ઓરત છે.

આગલી આયતમાં લોંડીઓના રક્ષણ માટે છેડતી કરનારાઓને સ્પષ્ટ ધમકી આપવામાં આવી કે, જે લોકો વાસનાઓના ભોગી, રોગી, બૂરી નિય્યતના હતા કે સ્ત્રીઓને છેડતા તથા જે મુનાફિકો અથવા યહૂદીઓ મુસલમાનોની અપકીર્તિની તથા શત્રુઓના બળની અને મુસ્લિમોની નિર્બળ -તાની જૂઠી ખબરો ઉડાવતા હતા, તેઓને ધમકી આપવામાં આવી કે જો હવે પછી તેઓ આવું કરશે તો થોડા દિવસોમાં જ મદીનાથી કાઢી મૂકવામાં આવશે, તે દરમિયાન જે અમુક દિવસો અહીં રહેશે, તે પણ તુચ્છતા અને ફિટકારની અવદશામાં રહેશે. ત્યાર પછી જે કોઈ નજરે પડશે, તેને પકડી કતલ કરવામાં આવશે. *(૩/૧૦૮૬-૧૦૮૭)*

ખરું જોવામાં આવે તો ઉપરોકત આયતમાં મારવાનો આદેશ તો છે જ નહિ, બલકે ફકત ધમકી આપવામાં આવી છે. જ્યારે કે અપરાધીઓનો અપરાધ જોતાં તેમને જો સીધા જ મારવા કે મદીનામાંથી હાંકી કાઢવાનો આદેશ આપવામાં આવ્યો હોત તો તે પણ યથાસ્થાને હતું.

હવે કોઈ બતાવે કે ઉપરોકત આયતમાં કાફિરોને કતલ કરવાનો આદેશ કયાં છે ?

## પેમ્પલેટમાં લખેલી ૧૦મા ક્રમની આયત છે :

“(કહેવામાં આવશે) ચોક્કસ જ તમે અને તે(ઉપાસ્યો) જેને તમે અલ્લાહને છોડી પૂજો છો, નર્કના ઈંધણ છે. તમે અવશ્ય તેમાં દાખલ થશો.” *(અલ અંબિયા : ૯૮)*

ઈસ્લામ એકેશ્વરવાદી ધર્મ છે, જેના મુજબ એક ઈશ્વર-અલ્લાહ સિવાય અન્ય કોઈને પૂજવું સૌથી મોટું પાપ છે. આ આયતમાં આ જ પાપ માટે અલ્લાહ મૌત બાદ નર્કનો દંડ આપશે. પેમ્પલેટમાં લખેલી પાંચમા ક્રમની

આયત હેઠળ અમે આ વિષયમાં લખી ચૂક્યા છે. આ આયતને પણ ઝઘડો કરનારી આયત કહેવી ન્યાયસંગત નથી. વધુ વિગત આયત નંબર-૫ ઉપર આવી ગઈ છે.

**પેમ્પલેટમાં લખેલી ૧૧મા ક્રમની આયત છે :**

"અને તેનાથી વધારે અત્યાચારી કોણ હશે, જેને તેના પાલનહારની આયતો વડે બોધ આપવામાં (ચેતવવામાં) આવે, ત્યાર બાદ તે એનાથી મોઢું ફેરવી લે. સાચે જ અમે આવા અપરાધીઓનો બદલો લેવો છે."

*(અલ સજદહ્ : ૨૨)*

આ આયતમાં પણ પહેલાં લખેલી આયતની જેમ જ વર્ણન છે કે, અલ્લાહ તઆલા એ લોકોને નર્કનો દંડ આપશે, જે અલ્લાહ તઆલાની આયતો (શાસ્ત્રના સુકતો)ને નથી માનતા. આ પરલોકની વાતો છે, આ આયતનો સબંધ ઈહલોક (દુન્યા)માં લડાઈ-ઝઘડો કરાવવા અથવા ધૃણા ફેલાવવાથી જોડવો શરારતપૂર્ણ હરકત છે. વધુ વિગત આયત નંબર-૫ ઉપર આવી ગઈ છે.

**પેમ્પલેટમાં લખેલી ૧૨મા ક્રમની આયત છે :**

"અલ્લાહે તમારાથી ઘણી બધી ગનીમત (લૂંટના માલ)નો વાયદો કર્યો છે, જેને તમે લેશો." *(અલ ફતહ્ : ૨૦)*

પહેલાં હું એ બતાવી દઉં કે, ગનીમતનો અર્થ લૂંટનો માલ નહીં, બલ્કે શત્રુની કબ્જે કરવામાં આવેલી સંપત્તિ હોય છે. તે વખતે મુસ્લિમોના અસ્તિત્વને મિટાવવા માટે હુમલાઓ થતા અથવા હુમલાની તૈયારી થઈ રહી હતી. મક્કાના અનેક દેવપૂજક ઈન્કારીઓ અને તેમના સહયોગી યહૂદી તેમજ ખ્રિસ્તીઓ આર્થિક દૃષ્ટિએ શક્તિશાળી હતા. આપ શક્તિશાળી દુશ્મનથી બચાવ માટે, તેમની વિરૂદ્ધ મુસ્લિમોનો ઉત્સાહ વધારવા માટે અલ્લાહ તરફથી વાયદો કરવામાં આવ્યો.

આ યુદ્ધના નિયમો મુજબ જાઈઝ (યથાયોગ્ય) આજે શત્રુની કબ્જો કરવામાં આવેલી સંપત્તિ વિશેની હોય છે. આનો ઝઘડો કરનારી આયત

કહેવી દુર્ભાગ્યપૂર્ણ છે.

''અલ્લાહે તમારાથી ગનીમતમાં ઘણાં માલનો વાયદો કર્યો છે, જે તમે મેળવશો.'' *(ફતહ: ૨૦)*

**પેમ્પલેટમાં લખેલી ૧૩મા ક્રમની આયત છે :**

''તો જે કાંઈ ગનીમત (લૂંટ)નો માલ તમે મેળવ્યો છે, તેને હલાલ (વૈધ) તેમજ પવિત્ર સમજીને ખાઓ.'' *(અન્ફાલ : ૬૯)*

બારમી આયતમાં આપવામાં આવેલ તર્ક મુજબ આ આયતનો સબંધ પણ સ્વરક્ષા ખાતર કરવામાં આવેલા યુદ્ધમાં મળેલી અસ્થાવર સંપત્તિ સાથે છે. યુદ્ધમાં ઉત્સાહ જાળવી રાખવા માટે છે. આને પણ ઝઘડો વધારનારી આયત કહેવી દુર્ભાગ્યપૂર્ણ છે.

''જે ગનીમતનો માલ તમે મેળવ્યો છે, તે હલાલ સારો સમજી ખાઓ અને અલ્લાહથી ડરો. નિઃશંક અલ્લાહ ક્ષમા કરનાર દયાળુ છે.''

*(સૂરહ અન્ફાલ:૬૯)*

ઉપરોકત બન્ને આયતોમાં ગનીમતના માલ–સંપત્તિનો ઉલ્લેખ છે. ટીકાકારે અહિંયા એનો અર્થ 'લૂંટનો માલ' દર્શાવી અતિશય ભૂંડી કુચેષ્ટા કરી છે. આ પણ ઈસ્લામ શત્રુઓના વિશાળ પ્રોપેગન્ડાનો એક ભાગ છે, જેના આધારે સત્યને જૂઠ દર્શાવી લોકોને ભ્રામકતામાં નાંખવાનો પ્રયત્ન કરવામાં આવી રહયો છે. લૂંટના અર્થ દ્વારા ટીકાકાર દર્શાવવા માંગે છે કે મુસલમાનો અન્યોના માલને લૂંટવાને અને ખાવા–હડપ કરવાને ઉચિત સમજે છે. આ કુર્આનનું શિક્ષણ છે. જયારે વાસ્તવમાં આ આયત દરેક કાફિર માટે બિલકુલ નથી. આ તો મુસલમાનો જોડે લડાઈ કરનાર લોકોના સંદર્ભમાં અવતરી હતી કે યુદ્ધના અંતે જો વિજય મળે અને શત્રુપક્ષનો માલ હાથ આવે તો શું કરવામાં આવે ? તેનો ઉત્તર અને માર્ગદર્શન આ આયતમાં આપવામાં આવ્યું છે.

ગનીમતનો અર્થ થાય છે : મહેનત વગર મળનારો માલ. યુદ્ધમાં વિજય થતાં હાથ આવનાર માલ–સંપત્તિ પણ ખેતી વગેરેની અન્ય

મહેનત–મજૂરી વિના મળે છે, માટે તેને ગનીમતનો માલ કહે છે. ગનીમતનો અર્થ 'લૂંટ' સદંતર ખોટો છે. લૂંટનો માલ તો ઈસ્લામમાં નાજાઈઝ અને હરામ છે. જે માણસ આવા માલની આવક ધરાવતો હોય તો તેને ત્યાં ખાવા ખાવું પણ દુરુસ્ત નથી. લૂંટ–ધાડના ગુનાના બદલામાં હાથ–પગ કાપી નાખવાની સજા કુર્આનમાં સ્પષ્ટરૂપે આપવામાં આવી છે.

યુદ્ધના અંતે મળનારી શત્રુપક્ષની સંપત્તિને તો આજે પણ દુનિયાનો દરેક દેશ મફત (ગનીમત)નો માલ સમજી તેનો કબજો મેળવે છે. આપણા દેશમાં પણ મોટા શહેરોના ચાર રસ્તાઓ પર અને મ્યુઝિયમોમાં અંગ્રજોની ટેંકો વગેરે પ્રદર્શન માટે મૂકેલા છે. એ ગનીમતનો જ માલ છે.

આ વી.એચ.પી; આર.એસ.એસ. અને જનસંઘ, મહાસભા વગેરે વાળાઓને શી ખબર ? સ્વતંત્રતાના સંગ્રામમાં તો એમનો ભાગ હતો જ નહિ કે નહીંવત્ હતો, નહિ તો એમને ખબર હોત કે ઘણાં ક્રાંતિકારોએ બેંકો પણ લૂંટી હતી. અરે ! કાકોરી ટ્રેન લૂંટવાનો પ્રસંગ પણ બન્યો હતો. આમાં તો સીધી સંપત્તિ દેશવાસીઓની જ લૂંટાતી હતી.

ઈસ્લામ તો શત્રુઓની તે જ સંપત્તિ પર અધિકાર મેળવે છે, જે લડાઈના અંતે મુસલમાનોને મળે. જયાં સુલેહના કરાર હોય, જેમની સાથે લડાઈ ન હોય; એવા કાફિરોનો માલ કદાપિ ઈસ્લામમાં હલાલ નથી; બલકે લડાઈ દરમિયાન પણ ઝાડો ન કાપવા, ખેતી નષ્ટ ન કરવા, વૃદ્ધો, બાળાઓ, અબળા સ્ત્રીઓ, ગિરજા–મંદિર–મઠમાં ધાર્મિક ક્રિયાકાંડોમાં જ વ્યસ્ત રહેનારા અલગારી ધાર્મિકજનોને ન છેડવાનો સ્પષ્ટ આદેશ મુહમ્મદ પયગંબર સાહેબે આપ્યો છે.

પછી આ કેવી રીતે શકય છે કે ઈસ્લામ માનવબંધુઓના માલને લૂંટવા અને ખાવા–વાપરવાને હલાલ સમજતો હોય.

મનુસ્મૃતિમાં છે : ''આ વ્યવસ્થા કદી ન તોડો કે લડાઈમાં જે સિપાઈ કે અફસર રથ, ઘોડા, હાથી, છત્ર, ધન–ધાન્ય, અન્ન, ગાય આદિ પશુ

અને સ્ત્રીઓ તથા અન્ય પ્રકારના દ્રવ્યો અને ઘી, તેલ વગેરેના ડબ્બાઓ જે જીત્યા હોય તે જ એને ગ્રહણ કરે.'' *(મનુ. ૭/ ૯૧)*

**પેમ્પલેટમાં લખેલી ૧૪મા ક્રમની આયત છે :**

''હે નબી ! કાફિરો તેમજ મુનાફિકો સાથે જિહાદ કરો અને તેમની ઉપર સખ્તી કરો. અને તેમનું ઠેકાણું નરક છે. અને તેઓ જ્યાં પહોંચ્યા તે ખરાબ જગ્યા છે.''

જેવી રીતે કે અમે ઉપર બતાવી ચૂક્યા છે કે, કુરૈશ કબીલાના કાફિરો (ઈસ્લામના ઈન્કારીઓ) અન્યાયી તથા અત્યાચારી હતા. અને મુનાફિક અર્થાત્ દંભીઓ મુસ્લિમોના હમદર્દ બની આવતા, તેમની જાસૂસી કરતા અને કુરૈશના કાફિરોને પૂરેપૂરી ખબરો પહોંચાડતા. તેમજ કાફિરો સાથે મળી અલ્લાહના રસૂલ (સલ.)ની મજાક ઉડાવતા અને મુસ્લિમો વિરૂદ્ધ ષડયંત્ર રચતા. આવા અધર્મીઓ વિરૂદ્ધ લડવું અધર્મને ખત્મ કરીને ધર્મની સ્થાપના કરવું છે. આવા જ અત્યાચારી કૌરવો માટે કૃષ્ણએ કહ્યું હતું : ''હે અર્જુન ! કિંતુ યદિ તું આ ધર્મયુક્ત યુદ્ધ નહીં કરશે તો પોતાના ધર્મ તથા કિર્તીને ગુમાવી પાપને પ્રાપ્ત કરશે.'' *(ગીતા : અધ્યાય-૨, શ્લોક-૩૩)*

એટલે તું ઉઠ ! શત્રુઓ પર વિજય પ્રાપ્ત કર, યશને પ્રાપ્ત કર. ધન-ધાન્યથી સંપન્ન રાજ્ય ભોગવ. *(ગીતા : અધ્યાય-૧૧, શ્લોક-૩૩)*

પેમ્પલેટ છાપનારાઓ કે વહેંચનારાઓ શ્રીમદ ભાગવત ગીતાના ઉક્ત આદેશને શું લડાઈ-ઝઘડો કરાવનારો કહેશે ? જો નહીં, તો આવી જ પરિસ્થિતિઓમાં સ્વરક્ષા માટે અત્યાચારીઓ વિરુદ્ધ જિહાદ (યાને ધર્મરક્ષા તેમજ આત્મરક્ષા માટે યુદ્ધ) કરવાનું ફરમાન આપનારી આયતને ઝઘડો કરાવનારી કેવી રીતે કહી શકો છો ? શું આ અન્યાયપૂર્ણ નીતિ નથી ? આખરે ક્યા ઉદ્દેશ્યથી આ બધું કરવામાં આવી રહ્યું છે ?

અમે ઉપર વર્ણવી ચૂકયા છીએ કે ગેરમુસ્લિમો બધા જ મુસલમાનોના શત્રુ કદાપિ નથી. શત્રુ ફકત તેઓ જ છે, જેમની જોડે યુદ્ધની સ્થિતિ છે. તે

સિવાય જેમની સાથે સુલેહના કરાર છે, જેઓ મુસલમાનો સાથે લડવા નથી ઈચ્છતા અથવા જેઓ મુસ્લિમ દેશના નાગરિક હોય, તો મુસલમાનોને આવા અન્યધર્મીઓ સાથે લડવાનો નહિ, તેમની સાથે સદ્‌વર્તન અને તેમની હિતેચ્છાનો આદેશ છે. ઉપરોકત આયતને પણ આ જ પૂર્વ ભૂમિમાં જોવી જરૂરી છે.

મુસલમાનોની બુનિયાદી માન્યતાઓમાંથી એક માન્યતા આ પણ છે કે મુહમ્મદ પયગંબર (સલ.) તે સમયે અસ્તિત્વ ધરાવતી અને પાછળથી સૃષ્ટિના અંત સુધી આવનારી સમગ્ર માનવજાત માટે પયગંબર–માર્ગદર્શક બનાવી મોકલવામાં આવ્યા છે અને એ આધારે બધા જ મનુષ્યો (મુસલમાન–કાફિર) મુહમ્મદ પયગંબર (સલ.)ની ઉમ્મત (કોમ) છે. ઈસ્લામવિદો અહિંયા જે વાત લખે છે, તે મહત્ત્વની છે :

**ઉમ્મત (કૌમ)ના બે પ્રકાર છે :** (૧) ઉમ્મતે ઈજાબત (૨) ઉમ્મતે દઅવત. અર્થાત્ કોમનો એક વર્ગ તે છે, જે મુહમ્મદ પયગંબર સાહેબને અનુસરી, તેમની વાત માન્ય રાખી ઈસ્લામ અંગીકાર કરી તેમના આદેશ અનુસાર જીવન વિતાવે છે. આ વર્ગને ઉમ્મતે ઈજાબત કહેવામાં આવે છે. ઈજાબતનો અર્થ છે : સ્વીકારવું, જવાબ આપવો. બીજો વર્ગ તે છે, જેણે હજુ સુધી મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)ના આદેશોને અપનાવ્યા નથી, તેમને અનુસરતો નથી. આ વર્ગને ઉમ્મતે દઅવત કહેવામાં આવે છે. દઅવતનો અર્થ છે : આમત્રંણ. અર્થાત્ કોમનો આ તે વર્ગ છે, જેને હજુ આમત્રંણ આપતાં રહેવાનું છે કે તે પણ મુહમ્મદ પયગંબર સાહેબના આદેશોને અનુસરી વાસ્તવિક પૂજનીય ખુદા (અલ્લાહપાક)ની આરાધના, ઉપાસના અને ઈબાદત કરે અને ખોટા, અવાસ્તવિક, અગણિત, અશકત મા'બૂદોને ત્યજી દે. ગેર મુસ્લિમોને શત્રુ સમજવાના બદલે હજુ અપેક્ષિત આમંત્રિતો ગણવાનો વિચાર અને માન્યતા સ્પષ્ટ કરે છે કે મૂળભૂત રીતે મુસલમાનો કાફિરોને શત્રુ ગણતા જ નથી. હા, બે પક્ષો વચ્ચે કોઈ કારણોસર જયારે લડાઈ છેડાય તો પછી જુદી વાત છે અને આવા ટાણે તો મુસલમાન કાફિરની જ શી વિશિષ્ટતા ? બે સહધર્મી સગા ભાઈઓ પણ એકબીજાના

શત્રુ ગણાય છે. પછી ધર્મ હોય કે સગાઈ હોય કે અન્ય સબંધ; એ ગૌણ બની જાય છે.

## મહાભારતનો એક પ્રસંગ જોઈએ :

"કૌરવો અને પાંડવો બધા જ ભાઈ હતા. છતાં તેમના વચ્ચે શત્રુતા મંડાણી. સહધર્મી અને સગાઓ હોવા છતાં કુરુક્ષેત્રમાં તેઓ એક બીજાથી લડયા. આ જ લડાઈમાં કૃષ્ણ શુભવાણી ઉચ્ચારતાં યુદ્ધમાં માર્યા જવા પર અર્જુન માટે સ્વર્ગની ભવિષ્યવાણી ઉચ્ચારે છે. રણાંગણમાં એક એવો સમય પણ આવે છે કે જયારે બન્ને પક્ષે થનારી ખુવારીના વિચારથી અર્જુન મોહવશ થઈ લડાઈનો નન્નો ભણી દે છે. કૃષ્ણને સંબોધીને કહે છે : હે ભગવાન ! મારે જય–વિજય, રાજ–સુખ કંઈ જોઈતું નથી. હે ગોવિંદ ! ભીષ્મ પિતામહ અને ગુરૂ દ્રોણાચાર્ય પર બાણવર્ષા કરી એમનો હું વધ કરું ? આવા રાજપાથ અને જીવનનો શો લાભ ? આ સાંભળી કૃષ્ણ અર્જુનને યુદ્ધ માટે ઉશ્કેરતા કહે છે : હે અર્જુન ! તું આજનું ધર્મયુદ્ધ નહિ કરીશ તો ધર્મ અને ખ્યાતિ તારા હાથમાંથી નીકળી જશે. તું અધર્મી થઈ જશે અને પાપાચારી કહેવાશે. હે અર્જુન ! તું આ યુદ્ધમાં માર્યો જઈશ તો સ્વર્ગ મેળવીશ. વિજયને વર્યો તો પૃથ્વી પર રાજ કરીશ."

પોતાના જ સ્વજનોથી લડવામાં આવેલ આ લડાઈનો આશય ફકત રાજગાદી હતી, છતાં એને ધર્મયુદ્ધ કહેવામાં આવે છે. ન લડવાને અધર્મ અને લડતાં લડતાં માર્યા જનારને સ્વર્ગની શુભવાણી !

જયારે કે ઈસ્લામમાં કે કુર્આનમાં સત્તા મેળવવા માટે કયાંય લડાઈનો આદેશ નથી.

## લડાઈ હિન્દુ ધર્મગ્રંથોમાં :

"ઈશ્વર આદેશ આપે છે કે હે રાજપુરુષો ! તમારા શસ્ત્રો શતધ્ની (તોપ) ભુશુંડી (બંદૂક) ધનુષ્ય–બાણ તલવાર વગેરે શત્રુઓને પરાજય આપવા અને રોકવા માટે પ્રશંસિત અને દઢ્ હો અને તમારી સેના પ્રશંસનીય થાય જેનાથી તમે સદા વિજયી થાઓ, પરંતુ જે નિંદિત અન્યાયરૂપ કામ

કરે છે એને ઉપરોકત વસ્તુઓ પ્રાપ્ત ન થાજો.

*(મનુસ્મૃતિ, મંડળ : ૧, સુકત : ૧૩૯, મંત્ર : ૨)*

"સંગ્રામોમાં એકબીજાનું હરણ કરવાની ઈચ્છા કરી જે રાજાઓ તેમનું જેટલું સામર્થ્ય હોય ડર વિના પીઠ દેખાડયા વિના દર્શાવે છે, તેઓ સુખ પ્રાપ્ત કરે છે." *(મનુ. ૭/ ૮૯)*

મનુ સ્મૃતિ : ૭ માંથી લડાઈના આદેશો અને તે વિષયક માર્ગદર્શનનું વિસ્તારપૂર્વક વર્ણન સત્યાર્થ પ્રકાશમાં સ્વામી દયાનંદ સરસ્વતીએ કર્યું છે.

*(જુઓ પેજ: ૧૩૪ થી ૧૭૧)*

એક જગાએ છે : "જો સામે શતધ્ની (તોપ) અથવા ભુશુંડી (બંદૂક) છૂટી રહી હોય તો સર્પવ્યૂહ અપનાવે. અર્થાત્ સૂતા સૂતા આગળ વધે. જયારે તોપો સમીપ પહોંચે તો શત્રુને મારી અથવા પકડી તોપોનું મુખ શત્રુ તરફ કરી એ જ તોપો, બંદૂકોથી શત્રુઓને મારે અથવા વૃદ્ધ પુરુષોને તોપોના મુખ સામે ઘોડાઓ પર સવાર કરાવી દોડાવે અને મારે, વચ્ચે સારા યોદ્ધાઓ સવાર રહે. એક વાર હલ્લો બોલી શત્રુ સેનાને છિન્ન ભિન્ન કરી પકડી લે અથવા નસાડી મૂકે." *(મનુ. ૭/ ૧૯૧)*

આધુનિક વિશ્વના બધા જ દેશો સ્વીકારે છે કે પ્રાણ–સંપત્તિ આબરૂ અને સ્વબચાવ ખાતર લડવું માનવીનો બુનિયાદી અધિકાર છે; પરંતુ કોણ જાણે કેમ મુસલમાનો માટે આ અધિકાર સ્વીકારવામાં કંજૂસાઈ કરવામાં આવે છે.

### પેમ્પલેટમાં લખેલી ૧૫મા ક્રમની આયત છે :

"તો અવશ્ય અમે કુફ્ર કરવાવાળાઓને નર્કની યાતનાનો સ્વાદ ચખાડીશું અને અવશ્ય અમે તેઓને સૌથી ખરાબ બદલો આપીશું. એ કામોનો જે તેઓ કરતા હતા." *(સૂરહ હામીમ સજદહ્ : ૨૭)*

આ આયતમાં લખ્યું છે કે, અલ્લાહ કાફિરોને દંડિત કરશે. પરંતુ આ દંડ કેમ મળશે ? એનું કારણ આ આયતથી બરાબર પહેલાવાળી આયત (જેની આ આયત પૂરક છે)માં છે. હવે અમે આ આયતોને એકીસાથે

આપી રહ્યા છે. વાંચકો ખુદ જુએ કે ઈસ્લામને બદનામ કરવાની સાજિશ કેવી રીતે ઘડવામાં આવી છે ?

અને કાફિરો કહેવા લાગ્યા કે, આ કુર્આનને સાંભળો જ નહીં અને (જ્યારે પયગમ્બર તેનું પઠન કરવા લાગે તો) તેની વચ્ચે શોર મચાવી દો. કદાચ (આ ચાલથી) તમે વિજયી બની જાઓ. *(૨૬)*

તો અવશ્ય અમે કુફ્ર (ઈન્કાર) કરનારાઓને સખત યાતનાનો સ્વાદ ચખાડીશું, અને અવશ્ય અમે તેઓને સૌથી ખરાબ બદલો (વળતર) ચખાડીશું, તે કામનું જે તેઓ કરતા હતા. *(હામીમ સજદહ્ : ૨૬-૨૭)*

હવે જો કોઈ પોતાના ધાર્મિક પુસ્તકનું પઠન કરવા લાગે અથવા નમાઝ પઢવા લાગે, તો તે વખતે અવરોધ ઉભો કરવા માટે શોર મચાવી દેવો શું દુષ્ટતાપૂર્ણ કામ નથી ? આ બૂરા કર્મની સજા આપવા માટે ઈશ્વર કહે છે, તો શું તે ઝઘડો કરાવે છે ?

મારી સમજમાં નથી આવી રહ્યું કે, પાપકર્મોનું ફળ આપવાવાળી આ આયતમાં ઝઘડો કરાવવો કેવી રીતે દેખાડવો પડ્યો ? વધુ વિગત આયત નંબર-૫ ઉપર આવી ગઈ છે.

**પેમ્પલેટમાં લખેલી ૧૬મા ક્રમની આયત છે :**

“આ (નર્કની) આગ અલ્લાહના શત્રુઓનો બદલો (વળતર) છે. તેમાં જ તેઓનું હંમેશનું ઘર છે. એના બદલામાં કે અમારી આયતોનો ઈન્કાર કરતા હતા.” *(હામીમ સજદહ્ : ૨૮)*

આ આયત ઉપરોક્ત ૧૫મા ક્રમની આયતની પૂરક છે. જેમાં કાફિરો માટે મૌત પછી નર્કમાં દંડનું વર્ણન છે, જે પરલોકની વાત છે. તેનો વર્તમાન લોક (દુન્યા)માં લડાઈ-ઝઘડો કરાવવાની સાથે કે ધૃણા ફેલાવવાની સાથે કોઈ સબંધ નથી. વધુ વિગત આયત નંબર-૫ ઉપર આવી ગઈ છે.

**પેમ્પલેટમાં લખેલી ૧૭મા ક્રમની આયત છે :**

“નિઃશંક ! અલ્લાહપાકે ઈમાનવાળાઓ (મુસ્લિમો)થી તેમની જાનો

અને માલોને એના બદલામાં ખરીદી લીધા છે કે, તેમના માટે સ્વર્ગ છે. તેઓ અલ્લાહપાકના માર્ગમાં લડે છે, તો મારે પણ છે અને માર્યા પણ જાય છે.'' *(સૂરહ તૌબા : ૧૧)*

ગીતામાં છે : ''ક્યાં (તો તું યુદ્ધમાં) માર્યો જઈને સ્વર્ગને પ્રાપ્ત કરશે, (અથવા) વિજય મેળવીને પૃથ્વીનું રાજ્ય ભોગવશે. એટલે તું યુદ્ધ માટે દૃઢ નિશ્ચય કરી ઉભો થઈ જા.'' *(ગીતા : અધ્યાય-૨, શ્લોક-૩૭)*

ગીતાના આ આદેશો લડાઈ-ઝઘડા વધારનારા નથી. આ અધર્મને વધારનારા પણ નથી. કારણ કે આ અન્યાયીઓ તથા અત્યાચારીઓનો વિનાશ કરી ધર્મની સ્થાપના માટે કરવામાં આવેલ યુદ્ધ માટે છે. આવી જ પરિસ્થિતિઓમાં અન્યાયી, અત્યાચારી, અનેક દેવપૂજક ઈસ્લામના ઈન્કારી-ઓનો ખાત્મો કરવા માટે બરાબર એવું જ અલ્લાહ (અર્થાત્ પરમેશ્વર)નું ફરમાન પણ સત્ય ધર્મની સ્થાપના માટે છે, આત્મરક્ષા માટે છે. તો પછી આને જ ઝઘડો કરનારી આયતો કેમ કહેવામાં આવી ? આવું કહેનારાઓ શું અન્યાયપૂર્ણ નીતિ નથી ધરાવતા ? પ્રજાએ આવા લોકોથી સાવધાન થઈ જવું જોઈએ.

આ આયતમાં ધર્મની રક્ષા કાજ લડવાનું આહ્‌વાન અને પ્રેરણા છે. એના વળતરમાં અલ્લાહ તરફથી સ્વર્ગનો વાયદો કરવામાં આવ્યો છે. એમાં ખોટું શું છે ? તે અમને સમજાતું નથી. શું દેશ કે વતનની રક્ષા કાજ પ્રાણની આહુતિ–બલિદાન આપવું ઉચ્ચ કાર્ય નથી ? ગીતામાં કૌરવો અને પાંડવોની જે યુદ્ધગાથા વર્ણવવામાં આવી છે, એમાં કૃષ્ણ અર્જુનને સલાહ આપતાં કહે છે તેઓ આ યુદ્ધને સત્ય–અસત્યનું યુદ્ધ સમજી કૌરવોનો પ્રતિકાર કરે અને અર્જુનને આ યુદ્ધમાં ભગવાનની સહાયનું વચન પણ આપે છે.

કુર્આનની આ શુભવાણી મુસલમાનોને પ્રેરણા આપે છે. અલ્લાહના માર્ગમાં પોતાના પ્યારા પ્રાણ અને સંપત્તિનો બલિ ચડાવવા જોમ અપાવે છે અને 'અલ્લાહના માર્ગ'નો મતલબ સત્ય, ધર્મ, ન્યાયનો માર્ગ; એ બધા જ

સમજે છે. તેનો અર્થ એ કે ભારતના હિંદુઓને મારો કે દંગાઓ કરો, ન વાસ્તવિક છે, ન કોઈ એ પ્રમાણે સ્વીકારે કે અનુસરે છે.

**પેમ્પલેટમાં લખેલી ૧૮મા ક્રમની આયત છે :**

"અલ્લાહે દંભી પુરૂષો અને દંભી સ્ત્રીઓ તેમજ (ખુલ્લમ ખુલ્લું) કુફ્ર આચરનારાઓથી નર્કની આગનો વાયદો કરી રાખ્યો છે, જેમાં તેઓ હંમેશ રહેશે. તે જ (સજા) તેમના માટે પૂરતી છે. અને અલ્લાહે તેમની ઉપર ફિટકાર વરસાવી અને તેમના માટે કાયમી યાતના હશે." *(તૌબા : ૬૮)*

સૂરહ તૌબાની આ ૬૮મી આયતના પહેલાંવાળી ૬૭મી આયતને પઢ્યા પછી આ આયતને પઢો. પહેલાંવાળી ૬૭મી આયત છે : "દંભી પુરૂષો અને દંભી સ્ત્રીઓ બધા એક જેવા છે કે, બૂરી વાત (યાને ઈસ્લામના ઈન્કા)ની શીખ આપે છે અને સારી વાત (યાને ઈસ્લામના સ્વિકાર)થી રોકે છે, અને પોતાના હાથ બંધ રાખે છે (કંજૂસી કરે છે), તેઓ અલ્લાહ તઆલાને ભૂલી ગયા તો અલ્લાહપાક પણ તેમને ભૂલી ગયો. સાચે જ દંભીઓ આદેશભંગ કરનારાઓ છે." *(તૌબા : ૬૭)*

સ્પષ્ટ છે કે, દંભી પુરૂષો તેમજ સ્ત્રીઓ લોકોને સારા કામોથી રોકતા હતા અને ખરાબ કામ કરવાનું કહેતા હતા તેમજ સારા કામ માટે એક ફદિયું પણ આપતા ન હતા. ઈશ્વર (અલ્લાહ)ને પણ ક્યારેય યાદ કરતા ન હતા. તેની અવગણના કરતા અને બેકારના કામોમાં પડેલા રહેતા. આવા પાપીઓને મૌત બાદ પ્રલયના દિવસે નર્કની સજાની ચેતવણી આપનાર અલ્લાહપાકની આ આયત અસત્ય પર સત્યની જીત માટે ઉતરી છે, લડાઈ-ઝઘડો કરવા કે કરાવવા માટે નથી ઉતરી.

**પેમ્પલેટમાં લખેલી ૧૯મા ક્રમની આયત છે :**

"હે પયગમ્બર (સલ.) ! ઈમાનવાળાઓ (મુસ્લિમો)ને યુદ્ધ માટે ઉત્તેજીત (જુસ્સો) કરો. જો તમારામાંથી ૨૦ અડગ રહેનારાઓ હશે, તો તેઓ ૨૦૦ પર ભારે પડશે અને જો તમારામાંથી ૧૦૦ (અડગ રહેનારાઓ) હશે, તો તેઓ ૧૦૦૦ કાફિરો પર ભારે પડશે. કારણ કે તેઓ એવા લોકો

છે, જેઓ કાંઈ સમજતા નથી.'' *(અન્ફાલ : ૬૫)*

મક્કાના અત્યાચારી કુરૈશ અને અલ્લાહપાકના રસૂલ (સલ.) વચ્ચે થતા યુદ્ધમાં કુરૈશની સંખ્યા વધારે હોતી અને સત્યના રક્ષક મુસ્લિમોની ઓછી. આવી સ્થિતિમાં મુસ્લિમોની હિંમત વધારવા માટે તેમજ યુદ્ધમાં તેઓને અડગ રાખવા માટે અલ્લાહપાક તરફથી આ આયત અવતરિત થઈ. આ યુદ્ધ અત્યાચારી તેમજ આક્રમણકારી કાફિરો સાથે હતું, બધા કાફિરો કે બિનમુસ્લિમો સાથે ન હતું. સારાંશ કે આ આયત અન્ય ધર્મના અનુયાયીઓ સાથે ઝઘડો કરવાનો આદેશ નથી આપતી. આની દલીલમાં અમે એક આયત આપી રહ્યા છે, તે જુઓ :

''અલ્લાહપાક તમને એ (કાફિર) લોકો સાથે ઉપકાર તથા ન્યાયનું વર્તન કરવાથી નથી રોકતો, જેઓએ તમારી સાથે ધર્મના મામલામાં યુદ્ધ નહીં કર્યું અને તમને તમારા ઘરોમાંથી નહીં કાઢ્યા અને અલ્લાહ તઆલા ન્યાય કરનારાઓને પસંદ કરે છે.'' *(મુમ્તહિના : ૮)*

ઉપરોકત આયતમાં નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને આજ્ઞા ફરમાવવામાં આવી છે કે મુસલમાનોને લડાઈ માટે ઉશ્કેરો, જોમ, જુસ્સો, હિમ્મત અને પ્રેરણા આપો.

આયત સબંધી નીચેની વાતો ધ્યાનમાં લેવામાં આવે તો એમાં વાંધા-જનક કોઈ વાત નથી.

આ આયતમાં નબીને સંબોધીને મુસલમાનોને જોમ અપાવવાનું કહેવામાં આવ્યું છે અને સ્પષ્ટ છે કે આ આદેશ પણ શત્રુઓ માટે જ છે.

આ આદેશ કેવા સંજોગોમાં આપવામાં આવ્યો, તે પણ જાણી લઈએ.

અમે ઉપર વર્ણન કરી ગયા છીએ કે, હઝરત મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની મદીના હિજરતથી લઈ અવસાન સુધીના દસ વરસોમાં વધુ પડતો સમય મકકાના શત્રુઓ સાથે લડાઈમાં જ વીત્યો છે. હિજરી સનના છઠ્ઠા વરસે સંધિ થઈ, તો દોઢ જ વરસમાં તેનો પણ ભંગ

કર્યો. આવી પરિસ્થિતિમાં જ્યારે કે મુસલમાનો શત્રુ તરફથી સતત યુદ્ધના સંજોગોમાં હોય, મુસલમાનોને પોતાના રક્ષણ કાજ લડવા માટે જોમ–જુસ્સો અપાવવામાં આવે તો શું ખોટું છે ? શું દેશ પર આવી પડનારા સંભવિત આક્રમણ માટે આપણે પહેલેથી જ યોદ્ધાઓ તૈયાર નથી રાખતા ?

શત્રુઓ સાથે મુસલમાનોની પહેલી લડાઈ બદર નામના કૂવા પાસે થઈ હતી. બીજી લડાઈ ઉહુદ પહાડ પાસે થઈ. આ બન્ને સ્થળો મદીના શરીફથી વધુ નિકટ છે, જે દર્શાવે છે કે આક્રમણખોરો મકકાવાસીઓ હતા, મુસલમાનો નહિ. ત્રીજી વેળા (હિજરી સન પાંચમાં) તો મકકાવાળાઓ લગભગ આખા અરબસ્તાનની સહાય લઈ મદીનાને ઘેરો ઘાલે છે. ત્યાર બાદ હિજરી સન ૬માં તેમની જ શરતોને આધીન રહી સુલેહ કરી તો તેનો પણ તેઓ તરફથી જ ભંગ થયો. આવા સંજોગોમાં મુસલમાનોને પોતાની રક્ષા કાજ લડાઈની હિંમત અપાવવી અયોગ્ય જ નહિ, અતિ આવશ્યક હતી, એ હર કોઈ સમજી શકે છે.

અમને તો ટીકાકાર પરત્વે તાજુબ ઉપજે છે કે આ બધા મકકાના શત્રુઓથી લડવા સબંધીના આદેશોને તેમણે પોતાના માટે કેમ સમજી લીધા છે ?

વાસ્તવમાં ઉપરોકત આયતો અને એના આગળ–પાછળની આયતો બદરની લડાઈના સંદર્ભમાં અવતરી હતી. આ આયત પછી ૬૭ અને ૬૮ નંબરની આયતમાં સ્પષ્ટરૂપે બદરના યુદ્ધ કેદીઓ વિશેના આદેશો છે અને ૬૯માં બદરની લડાઈમાં મળેલ શત્રુ સંપત્તિ વિશે માર્ગદર્શન છે. જયારે પૂર્વેની ૬૧ નંબરની આયત જોઈએ તો પછી કશું જ કહેવાનું નથી રહેતું. એમાં છે : ''જો તેઓ સુલેહ માટે નમી પડે તો તમે પણ નમી પડો અને અલ્લાહ પર ભરોસો રાખો.'' *(અનફાલ : ૬૧)*

જો કાફિરો સાથે ફકત અને ફકત લડાઈ, માર–કાપની જ ઈસ્લામની તાલીમ હોત તો આ આયતમાં સુલેહની વાત શું દર્શાવે છે ?

**પેમ્પલેટમાં લખેલી ૨૦મા ક્રમની આયત છે :**



"હે ઈમાનવાળાઓ (હે મુસ્લિમો) ! તમે યહૂદીઓ તેમજ ખ્રિસ્તી-ઓને મિત્ર નહીં બનાવો. તેઓ પરસ્પર એકબીજાના મિત્ર છે. અને જો કોઈ તમારામાંથી તેઓને મિત્ર બનાવશે, એ તેઓમાંથી જ હશે. નિઃશંક ! અલ્લાહપાક અત્યાચારીઓને સાચો માર્ગ દેખાડતો નથી." *(માઈદહ્ : ૫૧)*

યહૂદી તેમજ ખ્રિસ્તી ઉપર-ઉપરથી મુસ્લિમો સાથે દોસ્તીની વાતો કરતા હતા, પરંતુ પીઠ પાછળ કુરૈશને મદદ કરતા હતા અને કહેતા કે, તમે મુહમ્મદ સાથે લડો અમે તમારી સાથે છીએ. તેઓની આ ચાલને નિષ્ફળ બનાવવા માટે આ આયત અવતરિત થઈ, જેનો ઉદ્દેશ્ય મુસ્લિમોને સાવધ કરવાનો હતો, ઝઘડો કરવાનો નહીં. તેના પ્રમાણમાં અમે એક આયત આપી રહ્યા છે :

"અલ્લાહપાક એવા જ લોકો સાથે તમને દોસ્તી રાખવાની મનાઈ ફરમાવે છે, જેઓએ તમારી સાથે ધર્મના મામલામાં યુદ્ધ કર્યું. અને તમને તમારા ઘરોમાંથી કાઢ્યા, અને તમને કઢાવવામાં અન્યોની મદદ કરી. તો જેઓ આવા લોકોથી દોસ્તી કરશે, તો તેઓ જ જાલિમ છે." *(મુમતહિના : ૯)*
વધુ વિગત આયત નંબર-૮ ઉપર આવી ગઈ છે.

**પેમ્પલેટમાં લખેલી ૨૧મા ક્રમની આયત છે :**

"કિતાબ (શાસ્ત્ર)વાળાઓ જેઓ ન અલ્લાહપાક પર શ્રદ્ધા રાખે છે, ન (પ્રલયના) અંતિમ દિન પર. અને ન તેને હરામ ગણે છે, જેને અલ્લાહ તથા તેના પયગમ્બરે હરામ ઠરાવ્યું છે. (દા.ત. શરાબ કે ભૂંડ) અને ન સત્ય ધર્મને પોતાનો ધર્મ બનાવે છે. તમે તેમની સાથે લડો, અહીં સુધી કે તેઓ અપમાનિત થઈને પોતાના હાથોથી જિઝિયાવેરો આપવા લાગે."
*(સૂરહ તૌબા : ૨૯)*

ઈસ્લામ મુજબ તૌરાહ્ (Old Testament) તેમજ ઈંજીલ (New Testament) અને કુરૂઆન મજીદ અલ્લાહપાકે મોકલેલા ધર્મશાસ્ત્રો છે. એટલે તે ધર્મશાસ્ત્રો પર જુદા જુદા શ્રદ્ધા રાખનારાઓ ક્રમાનુસાર યહૂદી, ખ્રિસ્તી અને મુસલમાન, અહલે કિતાબ (શાસ્ત્રવાળાઓ) કહેવાયા. અહીં



શાસ્ત્રવાળાઓથી અભિપ્રેત યહૂદી તેમજ ખ્રિસ્તીઓ છે. ઈશ્વરીય શાસ્ત્રો રહસ્યમય હોય છે, એટલે આ આયતના પઠન બાદ એવું લાગે છે કે, આમાં યહૂદીઓ અને ખ્રિસ્તીઓને બળજબરીપૂર્વક મુસલમાન બનાવવા માટે લડાઈનો આદેશ છે. પરંતુ વાસ્તવમાં આવું નથી, કારણ કે ઈસ્લામમાં કોઈ પણ પ્રકારની બળજબરીની પરવાનગી નથી.

કુર્આનમાં અલ્લાહપાક મનાઈ ફરમાવે છે કે, કોઈને બળજબરીપૂર્વક મુસલમાન બનાવવામાં આવે. જુઓ : "હે પયગમ્બર (સલ.) ! ત્યાર બાદ પણ જો તેઓ (ઈન્કારીઓ) તમારી સાથે ઝઘડવા લાગે, તો તમે કહી દો કે મેં તો અલ્લાહપાક સમક્ષ મારૂં શીષ ઝુકાવી દીધું છે, અને મારા અનુયાયીઓએ પણ. અને તમે (આરબના) અભણો (અનેક દેવપૂજકો) અને જેઓને શાસ્ત્ર આપવામાં આવ્યું તેઓને કહી દો કે, શું તમે ઈસ્લામ સ્વિકારો છો ? પછી જો તેઓ ઈસ્લામ સ્વિકારી લે, ખરેખર જ તેઓ સત્ય માર્ગ પામી લેશે. અને જો તેઓ (તમારી વાત) નહીં માને તો તમારા પર માત્ર (સત્ય) પહોંચાડી દેવાની જવાબદારી છે. અને અલ્લાહપાક પોતાના બંદાઓને નિરખી રહ્યો છે." *(આલિ ઈમરાન : ૧૯)*

અને જો તમારો પાલનહાર (યાને અલ્લાહ તઆલા) ઈચ્છતે, તો જેટલા લોકો ધરતી પર છે, બધાને બધા ઈસ્લામ સ્વિકારી લેતે. તો શું તમે લોકો પર બળજબરી કરવા માંગો છો કે, તેઓ શ્રદ્ધાવાન (મુસ્લિમ) બની જાય ? *(૧૦:૧૧)*

ઈસ્લામના પ્રચાર-પ્રસારમાં કોઈ પ્રકારની બળજબરી નહીં કરવાનો આદેશ આપતી આ આયતો છતાં આ આયતમાં શાસ્ત્રવાળાઓથી યુદ્ધ કરવાનો હુકમ આવવાના કારણો તે જ છે, જે પેમ્પલેટમાં લખેલી ૮મા, ૯મા તથા ૨૦મા ક્રમની આયતો અંતર્ગત મેં આપ્યા છે. આયતમાં જિઝિયા નામનો વેરો બિનમુસ્લિમોથી તેમની જાન-માલની રક્ષાના બદલે લેવામાં આવતો હતો. એના સિવાય તેઓને કોઈ ટેક્ષ (વેરો) ભરવો પડતો ન હતો. જો કે મુસ્લિમો માટે પણ ઝકાત આપવી ફરજિયાત હતી. આજે તો સરકારે વાત વાત પર ટેક્ષ લગાવી રાખ્યો છે. આપણો જ પૈસો બેંકમાંથી કાઢવા

માટે સરકારે ટેક્ષ લગાવી રાખ્યો છે.

ઉપરોકત આયતમાં જેમની સાથે લડવાનો આદેશ છે, તે અમારી આગળની સ્પષ્ટતાઓ પ્રમાણે તે લોકો છે, જેમની સાથે સંધિ નથી. આવા લોકો સાથે તેઓ હારીને તાબેદારી સ્વીકારી લે ત્યાં સુધી લડવાનો આદેશ છે. પછી તેમને પોતાના રક્ષણમાં લઈ તેમનાથી જિઝયા વેરો વસૂલ કરવામાં આવે.

ઈસ્લામના આ આદેશ વિશે પણ ખાસો હોબાળો મચાવવામાં આવે છે. બુનિયાદી ટીકા એ છે કે અધર્મીઓ પાસેથી આ ટેકસ એટલા માટે વસૂલ કરવામાં આવે છે કે તેઓ મુસલમાન નથી અને ટેકસ દ્વારા એમને ઈસ્લામ સ્વીકારવા મજબૂર કરવામાં આવે છે. આ સદંતર ખોટું છે. વાસ્તવિકતા એ છે કે જિઝિયો એ વિધર્મીઓનાં જાન–માલના રક્ષણના અવેજમાં લેવામાં આવે છે. અર્થાત્ એક ધાર્મિક સત્તા અન્ય ધર્મના લોકોને પોતાને ત્યાં તેમની અને તેમના ધર્મની રક્ષાની બાહેંધરી સાથે રહેવાની પરવાનગી આપે છે, ઉપરાંત, શત્રુ આક્રમણનો પ્રતિકાર અને દેશના રક્ષણ કાજ લડવું–મરવું આવા વિધર્મીઓ ઉપર અનિવાર્ય નથી હોતું. વધુમાં નાગરિક તરીકેના બધા જ અધિકારો તેમને આપવામાં આવે છે. આ બધાના અવેજમાં જિઝયા લેવામાં આવે છે. માટે જ વિધર્મી સ્ત્રીઓ, બાળકો, વૃદ્ધો, અશકતો, બેરોજગારો અને ધાર્મિક પાદરીઓ, પંડિતો વગેરે ઉપર જિઝયા નથી, કારણ કે એમ પણ તેઓ દેશ રક્ષા કાજે લડવા સમર્થ નથી. બીજી તરફ દેશની રક્ષા અને શત્રુઓથી લડાઈ મુસલમાન માટે અનિવાર્ય હોવા છતાં તેનાથી ઝકાત અને સદકએ ફિત્ર વગેરે ફરજિયાત નાણાકીય ચૂકવણીઓ વસૂલવામાં આવે છે. જો આવી જ વસૂલી અન્યધર્મીઓ પાસેથી પણ કરવામાં આવે તો તેમના ઉપર ઈસ્લામના આદેશો થોપવા બરાબર ગણાય. માટે તેમના પ્રાણ–સંપત્તિના રક્ષણ અને શત્રુઓથી લડવાના અવેજમાં એમનાથી જિઝયો લેવામાં આવે છે. આ પ્રમાણેનો વેરો ઈસ્લામની ઉપજ ન હતી, ઈસ્લામ પૂર્વે ઈરાનમાં પણ સૈનિક સેવા ન બજાવતા લોકો પાસેથી આવો જ ટેકસ લેવામાં આવતો હતો.

આ જિઝયાની રકમ પણ અચરજની વસ્તુ છે. લોકો નવાઈ પામશે, કે સુખી સંપન્ન લોકોથી વાર્ષિક ૪૮ દિરહમ, મધ્યમવર્ગી પાસેથી ૨૪ દિરહમ અને ઓછી આવકવાળા પાસેથી ૧૨ દિરહમ અને ૧૨ દિરહમના આજના હિસાબે ૨૭૫ રૂપિયા થાય છે. અન્ય ધર્મીઓ (જે અત્યાર સુધી શત્રુ હતા, સામે લડતા હતા) પાસેથી તેમના રક્ષણ અને તેમને શત્રુઓ વિદ્ધ લડવા બાધ્ય ન કરવાના બદલામાં આટલી નાની રકમ ! એનાથી વિપરીત મુસલમાનથી (શાસક ધર્મમાં શ્રદ્ધા અને શત્રુ પ્રતિકારની અનિવાર્યતા છતાં) વરસે આવકનો ચાલીસમો ભાગ અને રમઝાન માસના અંતે કુંટુંબની દરેક વ્યક્તિ તરફથી પોણા બે કિલો ઘઉં અથવા તેની કિંમત અવશ્ય આપવી પડે છે. ઉપરાંત, વ્યક્તિગત દાન–સખાવતની અન્ય માગણીઓ વધારાની.

દુનિયાની કોઈ પણ સરકાર આટલી ઓછી રકમના બદલામાં પોતાના નાગરિકોની રક્ષાની જવાબદારી લેતી હોય તો કોઈ પુરાવો રજૂ કરે. અરે, આપણા દેશમાં જ આવક વેરો, ઘરવેરો, સંપત્તિવેરો, ઉપરાંત, ખરીદ વેચાણની વસ્તુઓ પર વિવિધ વેરાઓ, મહેસૂલો અને લડાઈ થાય કે થવાની હોય તો ઉપરથી યુદ્ધ વેરો પણ વસૂલ કરવામાં આવે છે.

અત્રે અમે જિઝયા વિશે અમુક મહત્ત્વની બાબતો દર્શાવીએ છે, જેનાથી સ્પષ્ટ માલૂમ પડે છે કે જિઝયા શું છે? અને તેનો આશય શું છે ?

- પારિભાષિક રીતે જિઝયા તે માલને કહેવામાં આવે છે, જે વિધર્મીઓનાં જાન–માલના રક્ષણના અવેજમાં લેવામાં આવે. *(નિહાયહ)*
- કુર્આનની ઉપરોકત આયતથી ત્રણ શરતોને આધીન રહીને જ જિઝયા વેરો લેવામાં આવશે. એક શરત પણ છૂટતી હશે તો જિઝયા લેવો અનુચિત છે. (૧) મુસલમાનોએ લડાઈ કરી આવા વિધર્મીઓને પરાસ્ત કર્યા હોય. (૨) આવા વિધર્મીઓ ઈસ્લામી સત્તાને આધીન રહેવા પર રાજી થઈ સંધિ કરી લે. (૩) આવા વિધર્મીઓને પ્રાણ-સંપત્તિના રક્ષણની બાહેંધણી આપવામાં આવે.

- હઝરત ઉમર (રદિ.)ના સત્તાકાળ દરમિયાન ઈસ્લામી સૈન્યે હિમ્સ (શામ)ના પ્રદેશથી પીછેહઠ કરી તો સેનાપતિ હઝ. અબૂ ઉબૈદહ (રદિ.)એ ત્યાંના રહેવાસી યહૂદીઓ-ઈસાઈઓને બોલાવી કેટલાયે લાખની રકમ એમ કહી પરત કરી દીધી કે હવે અમે તમારું રક્ષણ કરી શકતા નથી, માટે તમારી રકમ તમને પરત કરીએ છીએ.
- તેના ઉદ્દેશો વિવિધ દર્શાવવામાં આવે છે, જેમ કેઃ આવા વિધર્મીઓ એક ધાર્મિક દેશમાં રહેતા હોવા છતાં શાસક ધર્મ પાળતા નથી. જાન-માલના રક્ષણ અને અન્ય અધિકારોમાં સામાન્ય નાગરિકની જેમ સ્વતંત્રતા ભોગવે છે. તદુપરાંત દેશ (ઈસ્લામી સત્તા)ના રક્ષણ અને શત્રુ પ્રતિકારમાં તેઓની સહાય આવશ્યક નથી. આ બધાનો એક સરળ પર્યાય અલ્પમાત્રાના એક ટેકસમાં શોધવામાં આવ્યો.
- જિઝયાવેરો વસૂલ કરવામાં વિધર્મીઓને શિક્ષા ન આપવામાં આવે. નરમી વર્તવામાં આવે. *(કિતાબુલ્ખિરાજ, ઈમામ અબૂયૂસુફ)*
- એવો મજૂર જેની પાસે બાળ-બચ્ચાંઓનો ખર્ચ બાદ કરતાં કંઈ બચતું ન હોય, તેના પર જિઝયા નથી. *(અહકામુલ કુર્આન, ઈમામ જસ્સાસ રાઝી)*
- હઝરત મુઆઝ (રદિ.) આપ (સલ.)ના સમયકાળ દરમિયાન યમન પ્રદેશના ગર્વનર હતા. આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે તેમને સૂચના આપી કે યહૂદીઓ-ઈસાઈઓ ઉપર જિઝયા નાખી દેવામાં આવે, પરંતુ તેમને તેમનો ધર્મ છોડવા મજબૂર ન કરવામાં આવે.
- ઉસ્માની સત્તાકાળ દરમિયાન સરહદી વિસ્તારોમાં રહેનારા અથવા યુદ્ધક્ષેત્રના નિકટ વસનારા કે યુદ્ધના કારણે બેઘર થનારાઓને વિશિષ્ટ છૂટછાટ આપવામાં આવતી હતી.
- હઝ. ઉમર (રદિ.)એ જયારે એમના એક ગર્વનર સઈદ બિન આમિરથી જિઝયાવેરો મોડો પડવા વિશે પૃચ્છા કરી તો તેમણે જણાવ્યું કે અમે વિધર્મીઓને કષ્ટ ન પડે એટલા માટે પાક ઊતરતાં સુધી મહેલત આપીએ છીએ. આ જવાબથી હઝ. ઉમર (રદિ.)એ પ્રસન્ન થઈ કહયું

કે જયાં સુધી હું જીવંત રહીશ, તને હોદ્દા પરથી હટાવીશ નહિ.

*(ઉર્દૂ એન્સાઈકલોપીડિયા ઓફ ઈસ્લામ, પંજાબ યુનિવર્સિટી-લાહોર)*

**પેમ્પલેટમાં લખેલી ૨૨મા ક્રમની આયત છે :**

"પછી અમે તેઓની વચ્ચે પ્રલયના દિવસ સુધી વૈમનસ્ય તેમજ દ્વેષની આગ ભડકાવી દીધી. અને અલ્લાહપાક જલ્દી જ તેઓને બતાવી દેશે, જે તેઓ કરતા હતા." *(૫:૧૪)*

કપટપૂર્ણ ઉદ્દેશ્ય માટે આ આયત પણ જાણી જોઈને અધૂરી આપવામાં આવી છે. આખી આયત છે : "અને જે લોકો પોતાને ખ્રિસ્તીઓ કહે છે, અમે તેમનાથી પણ વચન લીધું હતું. પરંતુ તેઓએ પણ તે બોધનો, જે તેઓને આપવામાં આવ્યો હતો, એક ભાગ ભૂલાવી નાંખ્યો. પછી અમે તેમની વચ્ચે પ્રલયના દિવસ સુધી વૈમનસ્ય તેમજ દ્વેષની આગ ભડકાવી દીધી. અને અલ્લાહપાક જલ્દી જ તેઓને બતાવી દેશે, જે કાંઈ તેઓ કરતા રહ્યા છે." *(પારહ-૬, સૂરહ-૫, આયત-૧૪)*

આખી આયત વાંચવાથી સ્પષ્ટ થાય છે કે, શત્રુની ચાલાકી તેમજ ધોકેબાજીના વિરોધમાં આ આયત ઉતરી છે, ઝઘડો કરવા-કરાવવા માટે નથી ઉતરી.

ઉપરોકત આયતમાં અલ્લાહપાક તરફથી ઈસાઈઓને આપવામાં આવેલ સજા-શિક્ષાનો ઉલ્લેખ છે, એટલે કે અલ્લાહે તેમના અંદરો અંદર વેર-શત્રુતા પ્રસરાવી દીધી. આયતમાં મુસલમાનો-હિન્દુઓ વચ્ચે શત્રુતા બાંધવાનો–પ્રસરાવવાનો ઉલ્લેખ-આદેશ નથી કે ટીકાકાર એને હિન્દુઓ-મુસલમાનો વચ્ચે અણબનાવ કે ઝઘડાનું નિમિત્ત ગણી શકે.

આ ઈસાઈઓથી અલ્લાહે સત્કર્મો, સદાચાર અને ધર્માચરણનું વચન લીધું હતું, પરંતુ જયારે તેમના નબીના અવકાશગમન પછી તેમણે ધર્મ પ્રમાણે વર્તવાનું છોડી દીધું, સદાચારને સ્થાને પાપાચાર, ન્યાયની જગાએ અન્યાય, નીતિ ન કરતાં અનીતિ કરવા તેઓ મંડી પડયા તો અલ્લાહે તેમના અંદરો અંદર કુસંપ, શત્રુતા, વેર-ઝેર પ્રસરાવી દીધું. કયામત સુધી આ

શિક્ષાના દીર્ઘ હોવાની ભવિષ્યવાણી આપવામાં આવી છે અને તેનાથી મૂળ આશય લોકોને બોધ આપવો છે કે કયાંક તમે પણ આવી દુર્દશામાં ન સપડાય જાઓ, માટે તેમના જેવા આચરણથી બચો.

ઈસાઈઓની માંહોમાંહેની શત્રુતાના પુરાવાઓ અને તેના દુષ્પરિણામો અત્રે ન ગણાવતાં ફકત એટલું જ કહીશ કે પ્રથમ અને દ્વિતિય વિશ્વયુદ્ધ એમના આંતરિક કલેશનું જ પરિણામ હતું. બાહ્ય કારણ જે પણ હોય, છતાં જાણકારો જાણે સમજે છે કે એમના આંતરિક વિખવાદોએ આખા વિશ્વને કેટલી ક્ષતિ પહોંચાડી છે.

આ વિશે વધુ શું કહીએ, આજે અમે મુસલમાનો પણ અલ્લાહના આદેશોને ભુલવાના કારણે અંદરોઅંદરના વિખવાદોના શિકાર છીએ અને એના ભુંડા પરિણામો પણ ભોગવી રહયા છીએ.

કહેવાનું તાત્પર્ય એટલુ કે આયતમાં તો ઈસાઈઓના બે ગ્રુપો વચ્ચે શત્રુતાનો ઉલ્લેખ છે, હિન્દુ મુસલમાન વચ્ચે નહિ.

**પેમ્પલેટમાં લખેલી ૨૩મા ક્રમની આયત છે :**

"તેઓ ઈચ્છે છે કે, જેવી રીતે તેઓ કાફિર (ઈન્કારી) બન્યા છે, એવી જ રીતે તમે (મુસ્લિમો) પણ કાફિર બની જાઓ. તો તમે તેઓમાંથી કોઈને પોતાનો સંગાથી નહીં બનાવતા, જ્યાં સુધી તેઓ અલ્લાહપાકના માર્ગમાં હિજરત નહીં કરે. અને જો તેઓ ફરી જાય તો તેઓ તમને જ્યાં મળે ત્યાં તેમને પકડી લો અને તેઓને રહેંસી નાંખો. અને તેઓમાંથી કોઈને પણ સાથી તેમજ સહાયક બનાવતા નહીં." *(સૂરહ-૪, આયત-૮૯)*

આ આયતને તેનાથી પહેલાવાળી આયતથી મિલાવીને પઢો. જે નીચે અમે આપી રહ્યા છે : "તો શું કારણ છે કે, તમે મુનાફિકો (દંભીઓ)ની બાબતમાં બે પક્ષો (યાને બે ભાગ)માં વહેંચાય રહ્યા છો ? હા, એ છે કે અલ્લાહપાકે તેઓને તેમના કરતૂતોના કારણે અવળા માર્ગે જ વાળી દીધા છે. શું તમે એ ઈચ્છો છો કે, અલ્લાહપાકે જેને ગુમરાહ કરી દીધો, તેને સીધા માર્ગ પર લઈ આવો ?" *(સૂરહ-૪, આયત-૮૮)*

સ્પષ્ટ છે કે, તેનાથી આગળની ૮૯મી આયત જે પેમ્પલેટમાં આપી છે, તે એ મુનાફિકોના સંદર્ભમાં છે, જેઓ મુસ્લિમોની પાસે આવીને કહેતા હતા કે, અમે ઈસ્લામ પર શ્રદ્ધા રાખી લીધી છે, અને મક્કાના ઈન્કારીઓ પાસે જઈને કહેતા કે, અમે આપણાં બાપદાદાના ધર્મમાં જ છીએ, મૂર્તિઓને પૂજનારા !

અમે તો મુસ્લિમો વચ્ચે જાસૂસી કરવા જઈએ છીએ, જેને અમે તમને જણાવીએ છીએ. તેઓ મુસલમાનો વચ્ચે બેસીને તેઓને પોતાના બાપ-દાદાના ધર્મ મૂર્તિપૂંજાને ફરી અપનાવી લેવા માટે પણ કહેતા હતા એટલે આ આયત ઉતરી : "આ દંભીઓને મિત્ર નહીં બનાવો, કારણ કે તેઓ મિત્રો છે જ નહીં. તેમજ તેઓની સત્યતાની કસોટી લેવા માટે તેઓથી કહો કે તમો પણ અમારી જેમ વતન છોડી હિજરત કરો, જો સાચા છો તો. જો નહીં કરે તો સમજો કે તેઓ નુકસાન પહોંચાડનારા દંભી જાસૂસો છે. તેઓ ખુલ્લમખુલ્લા કાફિરોથી વધારે ખતરનાક છે. તે વખતે યુદ્ધની સ્થિતિ હતી. યુદ્ધના દિવસોમાં સુરક્ષાની દૃષ્ટિથી આવા જાસૂસ ઘણા જ ખતરનાક હોય શકે છે. જેઓની એક જ સજા હોય શકતી હતી, મૌત. તેઓની શંકાસ્પદ હિલચાલના કારણે જ મનાઈ કરવામાં આવી કે, તેઓને ન પોતાના સાથી બનાવો અને ન સહાયક. કારણ કે આવું કરવાથી ધોકો જ ધોકો છે."

આ આયત મુસ્લિમોની આત્મરક્ષા માટે ઉતરી, ઝઘડો કરાવવા કે ધૃણા ફેલાવવા માટે નથી ઉતરી.

"તેઓ તો ઈચ્છે છે કે તમે પણ કુફ્ર કરો, જેમ તેઓ કુફ્ર કરે છે, જેથી તમે બધા સરખા થઈ જાઓ. માટે તમે એવા કોઈને મિત્ર ન બનાવશો, જયાં સુધી અલ્લાહના માર્ગમાં તેઓ હિજરત ન કરે અને જો તેમને આ માન્ય ન હોય તો જયાં પણ જુઓ પકડો અને મારો અને એમનામાંથી કોઈને મિત્ર અને મદદગાર ન બનાવો." *(નિસાઅ : ૮૯)*

ઉપરોકત આયત સબંધી અનેક મુફસ્સિરીન (કુર્આનના ભાષ્યકારો)એ એક પ્રસંગ ટાંકયો છે કે મકકાના અમુક શત્રુઓએ મદીના આવી પોતાને

મુસલમાન તરીકે પ્રસ્થાપિત કર્યા, પરંતુ થોડા દિવસ પછી ફરી ગયા અને વેપારનું બહાનું કરી મકકા નાસી ગયા અને પાછા ન આવ્યા. મદીનાના અમુક મુસલમાનો નિખાલસતાથી એમને મુસલમાન સમજતા હતા. ઉપરોકત આયત અને એની પૂર્વેની આયતમાં એમનું જ વર્ણન છે. આનાથી આગલી આયતમાં છે કે તમે આવા બે મોઢાવાળા લોકો વિશે બે ગ્રુપોમાં વહેંચાય ગયા. તમને શું થઈ ગયું છે ? આ લોકો તો કાફિર જ છે અને જેમ તેઓ કાફિર છે, તમને પણ કાફિર બનાવવા ઈચ્છે છે.

આ ફરી જનારા પાછા મકકા નાસી ગયા હતા અને મકકાવાળાઓ સાથે એ ટાણે મુસલમાનો પહેલેથી જ યુદ્ધની પરિસ્થિતિમાં હતા, માટે આજ્ઞા ફરમાવવામાં આવી કે જયાં પણ મળી જાય એમને પકડો અને મારો.

ઉપરોકત આયતમાં દરેક કાફિરને મારવાનો આદેશ નથી; બલ્કે એના પછીની બીજી જ આયતમાં એવા કાફિરો જેમની જોડે સંધિ હોય કે જેઓ લડવા ન માંગતા હોય એમનાથી ન લડવાનો આદેશ છે. આપણે એ ૯૦ નંબરની આયત પણ જોઈ લઈએ :

‘‘પરંતુ જે લોકો એવા લોકોથી જઈ મળે, જેમના અને તમારા વચ્ચે કરાર હોય, અથવા તમારી પાસે એવી પરિસ્થિતિમાં આવે કે તેમનું અંતર–દિલ તમારાથી અને એમની કોમ(ના મુસલમાનોથી યુદ્ધની સ્થિતિ ધરાવતા લોકો)થી લડવામાં સંકોચ અનુભવતું હોય, અને અલ્લાહ ઈચ્છત તો એમને તમારા પર પ્રભાવી કરી દેત પછી તેઓ પણ તમારાથી લડત. માટે જો આવા લોકો તમારાથી અળગા રહે અને લડાઈ ન કરે અને તમારા પ્રત્યે શાંતિનો હાથ લંબાવે તો પછી અલ્લાહે તમારા માટે એમની વિરૂદ્ધ કોઈ માર્ગ છોડયો નથી.’’ *(નિસાઅ : ૯૦)*

લ્યો ! દૂધ અને પાણી આ આયતે તો જુદા કરી દીધાં. ૮૯ નંબરની આયતમાં તો ફકત એવા લોકોથી લડાઈનો આદેશ છે, જેઓ પાછા ફરી શત્રુઓથી જઈ મળ્યા છે. જયારે પછીની ૯૦ નંબરની આયતમાં તો કાફિરોના અન્ય ત્રણ સમૂહોથી લડાઈ ન કરવાનો અલ્લાહપાકનો સ્પષ્ટ

આદેશ છે : (૧) એવા લોકો જેમનાથી મુસલમાનોના કરાર થયેલા છે. (૨)એવા લોકો જે મુસલમાનોથી સંધિ કરેલા કબીલાથી સંધિ ધરાવે છે. (૩) એવા લોકો જે પોતાના કાફિર બંધુઓને સાથ આપી ન મુસલમાનોનાથી લડવા માગે છે, ન મુસલમાનોને સાથ આપી પોતાના કાફિર બંધુઓથી લડવા માગે છે. અર્થાત્ બંનેમાંથી એકેયના શત્રુ બનવા માગતા નથી; તો આ ત્રણે સમૂહો વિશે અલ્લાહ તઆલાનો આદેશ છે કે, અલ્લાહ તઆલાએ તમારા માટે એમની વિરૂદ્ધ કોઈ માર્ગ છોડયો નથી.

**પેમ્પલેટમાં લખેલી ૨૪મા ક્રમની આયત છે :**

''તેઓ (કાફિરો)ની સાથે યુદ્ધ કરો, તો અલ્લાહ તમારા હાથે તેઓને યાતના આપશે, અને તેઓને અપમાનિત કરશે અને તેમના મુકાબલે તમારી મદદ કરશે અને મુસ્લિમોના દિલોને ઠંડા કરશે.'' *(૯:૧૪)*

પેમ્પલેટમાં લખેલી પહેલા ક્રમની આયત હેઠળ અમે વિગતે દર્શાવી ચૂક્યા છીએ કે, કેવી રીતે શાંતિનો કરાર તોડી હુમલો કરનારાઓ વિરૂદ્ધ સૂરહ-૯ ની આ આયતો આકાશમાંથી અવતરિત થઈ. પેમ્પલેટની અંદર ૨૪મા ક્રમમાં લખેલી આયત તે જ સૂરહ (અધ્યાય)ની છે, જેમાં કરારભંગ કરીને આક્રમણ કરનારા અત્યાચારીઓ સાથે લડવાનો અને તેઓને દંડિત કરવાનો અલ્લાહપાકનો આદેશ છે. જેનાથી ઝઘડો-ફસાદ કરનારાઓને હતોત્સાહિત કરવામાં આવે અને શાંતિની સ્થાપના થાય. આને વધારે સ્પષ્ટ સ્પષ્ટ કરવા માટે કુર્આન મજીદની સૂરહ નંબર-૯ આ ૧૪મી આયતના પહેલાવાળી બે આયતો અમે આપી રહ્યા છે : ''અને જો કરાર (સંધિ) કર્યા પછી તેઓ પોતપોતાની સોગંદોને તોડી નાંખે અને તમારા ધર્મમાં ખામીઓ કાઢે તો તમે કુફ્ર (ઈન્કાર)ના વડાઓ સાથે યુદ્ધ કરો. કારણ કે (આ સ્થિતિમાં) તેઓની સોગંદો (સંધિઓ) જળવાયેલી રહી નથી. એ ઈરાદાથી કે તેઓ (કુફ્રથી કે કરારભંગથી) રોકાય જાય.'' *(તૌબા-૯:૧૨)*

''તમે એવા લોકોથી કેમ લડતા નથી, જેઓએ પોતાની સોગંદોને તોડી નાંખી અને પયગમ્બર (હઝ. મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)ને

(તેમના પ્રિય વતન મક્કાથી) બહાર કાઢવાનો પાક્કો ઈરાદો કર્યો છે. જો કે એ લોકોએ જ તમારી સાથે સર્વપ્રથમ (યુદ્ધ છેડવાની) શરૂઆત કરી છે. (હે મુસ્લિમો !) તો શું તમે તેમનાથી ડરો છો ? જો કે અલ્લાહપાક એ વાતોનો વધારે હક્ક ધરાવે છે કે, તમે તેમનાથી ડરો, જો તમે સાચા ઈમાન (શ્રદ્ધા) ધરાવનારાઓ છો.'' *(તૌબા-૯:૧૩)*

શાંતિની સ્થાપનાના ઉદ્દેશ્યથી અવતરિત સૂરહ નંબર-૯ની તે આયતોને શાંતિભંગ કરનારી કે ઝઘડો કરનારી કહેવાવાળા ક્યાં તો ધૂર્ત, ક્યાં તો અજ્ઞાની.

**નિષ્કર્ષ** : ૪૦ વર્ષની ઉંમરે હઝ. મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)ને અલ્લાહ તઆલા તરફથી સત્યનો સંદેશ મળ્યો. ત્યાર બાદ આખરી સમય સુધી (અર્થાત્ ૨૩ વર્ષો સુધી) અત્યાચારી કાફિરોએ આપ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)ને શાંતિથી બેસવા નહીં દીધા. તે દરમિયાન સતત યુદ્ધ અને કાવત્રાઓનો માહોલ રહ્યો. આવી પરિસ્થિતિમાં સ્વરક્ષા માટે દુશ્મનોથી સાવધાન રહેવું, માહોલ બગાડનારા મુનાફિકો (દંભીઓ) અને જુલમીઓનું દમન કરવું કે તેઓની ઉપર સખ્તી કરવી કે તેઓને દંડિત કરવા એક આવશ્યક્તા નહીં, કર્તવ્ય હતું.

આવા દુષ્ટો, અત્યાચારીઓ અને દંભીઓ માટે ઋગ્વેદમાં ઈશ્વરનો આદેશ છે, જેનો ભાવાર્થ છે : ''સામ, દામ, દંડ તથા ભેદની નીતિથી દુષ્ટ તેમજ શત્રુજનોનો નાશ કરી વિદ્યા તેમજ ચક્રવર્તી રાજ્યની યથાવત ઉન્નતી કરતા રહેવી જોઈએ. તેમજ આ સંસારમાં કપટી, છળ કરનારાઓ અને દુષ્ટ લોકો વૃદ્ધિ નહીં પામે તેવો ઉપાય નિરંતર કરતા રહેવું જોઈએ.''

*(ઋગ્વેદ, મંડલ-૧, સૂકત-૧૧, મંત્ર-૭)*

પેમ્પલેટમાં આપવામાં આવેલી આયતો અલ્લાહપાકના તે આદેશો છે, જેનાથી મુસલમાનો પોતાની તથા પોતાના એકેશ્વરવાદી સત્ય ધર્મની રક્ષા કરી શકે. હકીકતમાં આ આયતો વ્યવહારિક સત્ય છે. પરંતુ પોતાના રાજકીય ફાયદા માટે કુરૂઆન મજીદની ઉક્ત આયતોનું ખોટું અર્થઘટન

કરીને, તેઓને જનતા વચ્ચે વહેંચાવીને કેટલાક સ્વાર્થી લોકો, મુસ્લિમો અને અન્ય ધર્મના અનુયાયીઓ વચ્ચે શું લડાઈ કરાવવાના તેમજ ઘૃણા ફેલાવવાના બી વાવી નથી રહ્યા ? શું આ સુનિયોજિત ધોરણે જનતાને ગેરમાર્ગે દોરવવું તેમજ ઉશ્કેરવું નથી ?

૧૯૮૬માં છપાયેલ આ પેમ્પલેટને કોર્ટના ચૂકાદાની આડ લઈ આખરે ક્યા હેતુથી ફરી છપાવવામાં અને વહેંચવામાં આવી રહ્યું છે ?

જનતા આવા લોકોથી સાવધાન રહે. જેઓ પોતાના રાજકીય રોટલા શેકવા ખાતર આ પ્રકારના કામોથી દેશમાં અશાંતિ ફેલાવવા માંગે છે.

આવા લોકો શું જાણતા નથી કે બીજાઓ પાસેથી સન્માન મેળવવા માટે પહેલાં ખુદ બીજાઓનું સન્માન કરવું જોઈએ.

આવા લોકોને જોઈએ કે, તેઓ પહેલાં શુદ્ધ મનથી કુર્આનનું સારી રીતે અધ્યયન કરી લે અને ઈસ્લામને જાણી લે. ત્યાર બાદ જ ઈસ્લામ પર ટીકાટીપ્પણી કરે, નહીંતર નહીં.

શક્ય છે કે આ પેમ્પલેટને છપાવનારા અને વહેંચનારા પણ મારી જેમ જ અજાણતામાં ભ્રમમાં હોય. જો આવું છે તો હવે સત્ય જાણ્યા પછી કેટલીય ભાષાઓમાં પ્રગટ થતા આ પેમ્પલેટને છપાવવાનું અને વહેંચવાનું બંધ કરે અને પોતાના કરતૂતો માટે પશ્ચાતાપ કરી સાર્વજનિક સ્તરે માફી માંગે.

## મી. અરૂણ શૌરીએ ઈન્ડિયન એક્ષપ્રેસમાં દસ અલગ આયતો ઉપર આક્ષેપ કર્યા છે, તેનું પણ ટૂંકમાં વર્ણન કરી જવાબો આપી રહ્યો છું :

(૧) સૂરહ અન્ફાલ : ૩૬મી આયતમાં ફરમાવ્યું છે કે, જો તેઓ શરારત, ઈમાનથી રોકવાનું, ઈસ્લામનો નાશ કરવાની ધમકી આપવાનું તથા કુફ્ર-શિર્ક (ભાગીદારી)થી અટકી જશે અને ઈમાન કબૂલ કરશે, તો તેમના બધા ગુનાહ માફ કરવામાં આવશે.

આ માફીના એલાન પછી ફરમાવ્યું કે, ‘‘અને જો તેઓ ફરી દુશ્મની કરશે, તો આગલા લોકોની જેમ તેમની સાથે (શિક્ષાનું) વર્તન કરવામાં આવશે.’’

પછી ફરમાવ્યું કે, તમો કાફિરો સાથે લડો, ત્યાં સુધી કે ફીત્નો બાકી ન રહે. અને હુકમ સઘળો અલ્લાહ તઆલાનો જ થઈ જાય.

આયતમાં લડાઈ કરવાનો હેતુ તેમનો ફીત્નો અને અલ્લાહ તઆલાના હુકમો (અનાદર કરી) ન માનવું બતાવવામાં આવ્યું.

સૂરએ અન્ફાલની આયત-૩૯ ને સમજવા માટે ૩૬મી આયતને પણ પઢવી પડશે. ૩૬મી આયતમાં શત્રુઓની દુશ્મની અને તેનો હેતુ દર્શાવવામાં આવ્યો છે. અલ્લાહ તઆલા ફરમાવે છે કે, બેશક ! આ કાફિર લોકો અલ્લાહ તઆલાના માર્ગથી (લોકોને) રોકવા માટે પોતાનો માલ ખર્ચ કરે છે. એ લોકો (આ જ હેતુથી) હજુ બીજો પણ માલ ખર્ચ કરશે.

ઉપરોક્ત આયતમાં બદ્રની લડાઈનું વર્ણન છે. જેમાં મુસલમાનોના શત્રુઓ મક્કા શરીફથી મદીના શરીફ સુધી ફક્ત એ જ હેતુસર લશ્કર લઈને આવ્યા કે, મુસલમાનોને આ દુનિયામાંથી ખતમ કરી નાંખીએ. આ નાપાક હેતુસર તેમણે ઘણું જ જાની, માલી નુકસાન ઉઠાવ્યું.

કુર્આન શરીફ એમની આ શત્રુતાનું વર્ણન કર્યા બાદ જણાવે છે કે, જો તેઓ આ બધી નાપાક હરકતો પછી પણ પોતાની શરારતોથી અટકી જઈને ઈમાન લાવશે તો તેમના પાછલા સઘળા ગુનાહ માફ કરવામાં આવશે. અને જો ફરી પણ તેઓ દુશ્મની કરે તો તમો તેમની સાથે લડાઈ કરો.

ત્યારબાદ મુખ્ય આયતનું વર્ણન છે. જેમાં અરૂણ શૌરીને વાંધો છે. પરંતુ મીસ્ટર શૌરીએ જો આગલી આયતો સાથે આ આયતને પણ ધ્યાનથી વાંચી હોત તો તેમને ખ્યાલ આવી જતે. આયતમાં સ્પષ્ટ શબ્દોમાં લડાઈનું કારણ અને તેની હદ પણ દર્શાવવામાં આવી છે. લડાઈનું કારણ તેમની ઈસ્લામથી શત્રુતા, ઈસ્લામ વિરૂદ્ધ પોતાના માલ ખર્ચ કરી લોકોને રોકવા, ફીત્નો ફસાદ મચાવવો વગેરે છે.

લડાઈની હદ પણ બતાવી કે, ફીત્નો ફસાદ ન થાય, જગતમાંથી ઝુલ્મ, અત્યાચાર, અન્યાય વગેરે ખત્મ થઈ ન્યાય, શાંતિ સ્થપાય. સઘળા હુકમો ફક્ત અલ્લાહ તઆલાના જ હોય.

(૨) સૂરએ તૌબાની ૧૨૫મી આયતનો હવાલો ગલત છે. તેમાં જિહાદ વિશે કાંઈ જ વર્ણન નથી, બલ્કે મુનાફિકો વિશે વર્ણન છે.

(૩) સૂરએ તૌબાની આયત-૭૪માં પણ ગલત હવાલો છે. બલ્કે આયત-૭૩માં કાફિરો તથા મુનાફિકો સાથે જિહાદનો હુકમ આપ્યો. અને ત્યાર પછીની આયત-૭૪માં તેનું કારણ પણ દર્શાવ્યું. મુનાફિકોની ખાસ આદત હતી કે, જિહાદમાં પાછળ રહેતા અને આપ (સલ.) તથા ઈસ્લામ વિશે ગંદા વિચારો વ્યક્ત કરતા અને પ્રોપેગન્ડો ફેલાવતા અને જ્યારે પકડાઈ જતા તો સોગંદ ખાઈ કહેતા કે, અમે કાંઈ કર્યું જ નથી.

આ કિસ્સામાં પણ એવું જ બન્યું કે, તબુકની લડાઈથી પાછા ફરતા મુનાફિકો, મુહાજિરો અને અન્સાર વચ્ચે ફૂટફાટ નાંખવા માટે લોકોને બહેકાવવા લાગ્યા. પરંતુ તેમાં તેઓ ફાવ્યા નહીં. કારણ કે આપ (સલ.)એ સુલેહ-શાંતિ કરાવી દીધી.

તબુકથી પાછા ફરતા મુનાફિકોએ માંહે-માંહે સલાહ કરી કે, હુઝૂર (સલ.) ફલાણી ખીણ પાસેથી જ્યારે ગુજરે તો સવારીને ગબડાવી પાડી આપ (સલ.)ને નઉઝુબિલ્લાહ કત્લ કરી નાંખીશું. તેઓએ કોશિશ કરી, પરંતુ બે સહાબી હઝરત હુઝયફહ અને હઝરત અમ્માર (રદી.)ની અગમચેતીને લઈ તેઓ ફાવી શક્યા નહીં.

આ જ તબુકની લડાઈ વખતે સહાબએ કિરામ પોતાની શક્તિ પ્રમાણે ખર્ચ લાવ્યા હતા, તો મુનાફિકો ટોણાં મારતા હતા. તેમનો સરદાર અબ્દુલ્લાહ ઈબ્ને ઉબય મરી ગયો, તો તેના જનાઝહની નમાઝ પણ આપે પઢાવી હતી અને આપનું પહેરણ માંગ્યું તો તે પણ કફન બનાવવા માટે આપ્યું.

અબૂ આમિર ખઝરજી નામના માણસે માત્ર ઝિંદ, કુફ્ર, નિફાક અને ઈસ્લામની દુશ્મની તેમજ ખુદા તઆલા અને રસૂલ (સલ.)ની વિરૂદ્ધતા

જેવા દુષ્ટ હેતુસર માટે મસ્જિદે ઝિરાર બનાવી, જ્યાં નમાઝના બહાને ઈસ્લામ વિરૂદ્ધ દરેક પ્રકારના પ્રપંચ કરી શકાય.

(૪) સૂરએ તૌબાની આયત-૧૧૩નો હવાલો પણ ગલત છે. આયત ૧૧૧માં જિહાદની ફઝીલત છે. પરંતુ તેમાં જિહાદનો હેતુ “કાફિરોનો સફાયો કરવો” દર્શાવવામાં નથી આવ્યો. આ શબ્દો જે અરૂણ શૌરીએ ઉમેરેલા છે, તે ન તો આ આયતમાં છે, ન તો પૂરા કુર્આન શરીફમાં (જિહાદના હેતુમાં) આ દર્શાવવામાં આવ્યું છે. આ અરૂણ શૌરીની શરારત અને એકતરફી વલણ પ્રગટ થઈ રહ્યું છે.

હકીકતમાં આ આયતમાં એક પાકા મુસલમાનના ગુણો અને વિશેષણો દર્શાવવામાં આવ્યા છે. જેમાં એક એ પણ દર્શાવ્યું કે, ગંભીર હાલતમાં તે પોતાના ઈમાનને બચાવવા માટે પોતાની ઝાતની પણ પરવા કરતો નથી.

(૫) સૂરએ માઈદહની આયત-૩૭ અને ૩૮નો હવાલો પણ ગલત છે. તેમાં તો ઈસ્લામી કાયદાઓ (ચોરીની સજા)નું વર્ણન છે, જે મુસલમાનો વિશે છે. પરંતુ આ સૂરતની ૩૩ અને ૩૪મી આયતોમાં તે સજા-શિક્ષાનું વર્ણન છે, જે મુસલમાનોના વિરૂદ્ધ લડાઈ કરવા, વિદ્રોહ ફેલાવવા અને મુસલ-માનોમાં ફૂટફાટ કરવાના બદલામાં કરવામાં આવે.

આયતનો અર્થ આ છે કે, “જે લોકો અલ્લાહથી અને તેના રસૂલ (સલ.)થી લડાઈ કરે છે અને દેશમાં ફસાદ કરી (અશાંતિ) ફેલાવવા દોડ-ધામ મચાવે છે, તેઓની એ જ શિક્ષા છે કે, તેઓને કતલ કરવામાં આવે અથવા તેઓને સૂળીએ ચઢાવવામાં આવે અથવા તેઓના હાથ-પગ સામ-સામી બાજુથી કાપવામાં આવે અથવા તેઆનો દેશનિકાલ કરવામાં આવે.

મતલબ કે, અલ્લાહ અને રસૂલથી લડનાર એટલે હુકૂમત (સરકાર) અને તેના એલચી (રસૂલ)ની વિરૂદ્ધતા કરી દેશને બરબાદ કરનાર અથવા લૂંટારૂઓ કે ધાડપાડુઓના પકડાયા પછી તેઓની એ શિક્ષા છે કે, જો તેઓએ માત્ર ખૂન કર્યું હોય, કોઈનો માલ લીધો ન હોય, તો કતલ કરવામાં આવે. અને જો ખૂન કરવા ઉપરાંત કોઈનો માલ પણ લૂંટાયો હોય, તો

સૂળીએ ચઢાવવામાં આવે. પણ જો ખૂન કર્યા વિના જ માલ લૂંટ્યો હોય તો સામે-સામેના હાથ-પગ એટલે કે જમણો હાથ અને ડાબો પગ કાપવામાં આવે. અને જો સામગ્રી ભેગી કર્યા પછી ખૂન કે લૂંટ કરવા પામે તે પહેલાં જ પકડાયા, તો તેઓને ત્યાંથી દૂર કાઢી લઈ જઈ કેદ કરી રાખો.

પરંતુ આ લૂંટારા કે ધાડપાડુઓ પકડાવા પહેલાં કાયદેસર તૌબા કરી જેનો માલ લીધો હોય તેને પાછો આપી અથવા તેનાથી માફ કરાવી અલ્લાહ તઆલાની સમક્ષ માફી માંગી તે કામ છોડી દે, તો તેમના માટે ઉપલી શિક્ષાઓ માફ થઈ શકે છે.

ઉપરોક્ત આયત વિશે એક કિસ્સો પણ હદીષની કિતાબોમાં વર્ણન કરેલો છે. જેનાથી એનો ભાવાર્થ સમજવામાં મદદ મળશે.

બુખારી શરીફ, મુસ્લિમ શરીફ તેમજ અબૂ દાઉદ શરીફ વગેરે કિતાબોમાં છે કે, ઉરયનહ કબીલાના અમૂક લોકો ઈસ્લામ સ્વિકાર માટે મદીના શરીફ આવ્યા અને મદીનાનું હવા-પાણી રાસ ન આવ્યું, જેથી હુઝૂર (સલ.)એ તેમને મદીના શહેરની બહાર ખુલ્લા વાતાવરણમાં રહેવાનો હુકમ કર્યો. સાથે સાથે મુસલમાનોના (સદકાના) ઉંટોનું દૂધ પીવાનું કહ્યું અને ઉંટોનો પેશાબ દવા માટે વાપરવા કહ્યું, જેનાથી તેમને ફાયદો થયો.

ત્યાર બાદ તે લોકોએ મુસલમાનોના રખેવાળોની હત્યા કરી અને આંખો પણ ફોડી નાંખી તથા ઉંટો પણ હાંકીને લઈ ગયા.

આ લોકોના એક સાથે ઘણા ગુનાહિત કામો થઈ ગયા હતા. આપ (સલ.)એ તેમની સાથે સદ્‌વર્તાવ કરી દૂધ વગેરે પિવડાવ્યું, ખાવા-પીવા, રહેવા-સુવાની વ્યવસ્થા કરી, છતાં તેમણે હત્યા, લૂંટફાટ અને અમાનુષિ કૃત્યો કર્યા. જેથી તેમનાથી તેનો બદલો લેવામાં આવ્યો અને તેના વિશે આયતમાં સજાઓનું વર્ણન છે. (જો કે કુર્‌આન શરીફના અહકામો અને કાયદાઓ કોઈ બનાવ કે કિસ્સા મર્યાદિત નથી હોતા) પરંતુ બધા જ મુસ્લિમ કાયદાશાસ્ત્રીઓ એકમત છે કે, ઉપરોક્ત આયતો અને તેમાં દર્શાવેલ શિક્ષાઓ તે લોકો માટે જ છે, જે ઈસ્લામી રાજ્ય શાસનમાં લૂંટફાટ અને

આતંકવાદ ફેલાવવા માંગતા હોય.

આજના મોર્ડન યુગની કોઈ પણ સરકાર દેશમાં આતંકવાદ અને હિંસા ફેલાવતી પ્રવૃત્તિને સંપૂર્ણ રીતે દાબવાની કોશિશ કરે છે. અને દુન્યાનો દરેક દેશ આ પ્રમાણે કરે છે. તેમાં ઈસ્લામી હુકૂમતનો કોઈ અપવાદ નથી. આમ ન થાય તો નિર્દોષ લોકોની હત્યા થાય છે.

(૬) મીસ્ટર શૌરીએ સૂરએ અન્ફાલની ૬૮મી આયતનો હવાલો આપ્યો છે. પરંતુ હકીકતમાં તેમણે ૬૭મી આયતનો ભાવાર્થ પોતાના વધારા-ઘટાડા સાથે વર્ણન કરેલો છે.

આ આયતથી પહેલાં ૫૬મી આયતથી વાતચીત શરૂ થાય છે. જેમાં જણાવવામાં આવ્યું છે કે, જે લોકો સાથે તમે સુલેહ કરી છે, તે વારંવાર સુલેહનો ભંગ કરી ફરી જવા પર ટેવાઈ ગયા છે. જો તેઓ કરારોને ખુલ્લી રીતે તોડી નાંખી તમારા મુકાબલા માટે મેદાનમાં આવી જાય તો તેઓને એવી શિક્ષા આપો કે તેમને તથા ભવિષ્યની પ્રજાને ઈબ્રત થાય અને વચન-ભંગની કદી પણ હિંમત ન કરી શકે.

આગળ અલ્લાહ તઆલા ફરમાવે છે કે, જો કોઈ કૌમે હજુ સુધી ખુલ્લી રીતે દગાબાજી કરી નથી, પરંતુ વચનભંગની તૈયારીના ચિન્હો દેખાતા હોય તો જો યોગ્ય લાગે તો તેઓનો કરાર કબૂલ નહીં રાખવાની છૂટ છે. પરંતુ કરાર કબૂલ નહીં રાખવા સબંધી તેઓને ખબર આપ્યા પછી જ યોગ્ય બંદોબસ્ત કરવો કે જેથી કોઈ પણ પક્ષ આગલા કરારને કારણે ભૂલમાં ન રહે. બન્ને પક્ષ સાવચેત થઈને પોતાનો બંદોબસ્ત તથા બચાવમાં લાગી જાય.

આ કુર્આની આદેશોથી સ્પષ્ટ થાય છે કે, ઈસ્લામ દગાબાજીને પસંદ નથી કરતો. ચાહે દુશ્મન સાથે કેમ ન હોય.

ત્યાર પછીની આયતોમાં પણ દર્શાવવામાં આવ્યું કે, જો દુશ્મનો સુલેહ કરવા ઈચ્છે તો તમો પણ સુલેહ કરો. કારણ કે જિહાદમાં મુખ્ય હેતુ અલ્લાહ તઆલાની બોલબાલા થવી અને ફિત્નો મટી જવું છે. જો તે સુલેહથી

પ્રાપ્ત થતો હોય તો ખૂનરેઝીની જરૂર નથી.

જેમકે યહૂદીઓના એક સમૂહ (કબીલા) બની કુરૈઝહે આપ (સલ.)ની વિરૂદ્ધ દુશ્મનોની મદદ ન કરવાનો કરાર કર્યો હતો. તે છતાં બદ્રના દિવસે શસ્ત્રોથી દુશ્મનોની મદદ કરી કરાર તોડ્યો.

ફરી બીજી વખતે ખંદકની લડાઈમાં અબૂ સુફયાન (જે તે વખતે દુશ્મનોના સરદાર હતા) સાથે મળી ગયા અને કરાર તોડી નાંખ્યો.

આ આયતનો ભાવાર્થ દર્શાવવામાં મીસ્ટર શૌરીએ પોતાના ઈસ્લામ દુશ્મન વિચારો શામેલ કર્યા કે, આ આયતો હિંસા અને ખૂનરેઝી ફેલાવે છે.

ઈસ્લામમાં લડાઈનો હેતુ પૈસા કમાવવા, સીટ મેળવવા, બીજા પ્રદેશો કબ્ઝો કરવા, વેપારી મથકો પર અડ્ડો જમાવવો, કોઈથી બદલો લેવો, રાજકીય હેતુ પાર પાડી રૂઆબ જમાવવો કે શસ્ત્રો વધારવા માટે નથી. બલ્કે ફક્ત પોતાના ઈમાનનું રક્ષણ તથા મુસ્લિમો ઉપર થતા હુમલાથી તેમને બચાવવા અને નિર્દોષોને ઝાલિમોના પંજાથી છૂટકારો અપાવવો છે. આ કારણોને લઈ જિહાદ કરવામાં આવે છે.

જિહાદના વિષય ઉપર કુર્આન શરીફની આયતોના વાંચનથી સ્પષ્ટ થાય છે કે, તે દરેક જગ્યાએ મુસ્લિમોને યાદ અપાવે છે કે, આ લડાઈ પોતાના સ્વાર્થ કે અંગત અદાવતને કારણ નથી, બલ્કે ફક્ત અલ્લાહના કારણે છે. જે જગ્યાએ કુર્આની આયતો મુસ્લિમોને જિહાદની પ્રેરણા આપે છે, ત્યાં જ તે ઘણી તાકીદ સાથે ઝુલ્મ કરવાથી રોકે છે. અને હુકમ આપે છે કે, દુશ્મન જ્યારે લડાઈ બંધ કરી દે તો તમો પણ લડાઈ બંધ કરો.

(૭) કુર્આન શરીફની તે આયતો જેમાં કાફિરો વિશે જણાવવામાં આવ્યું છે કે, તેઓ સુધરવાના નથી. તેમના દિલો અને કાનો ઉપર મહોર લગાવી દેવામાં આવી છે તથા આંખો પર પરદા છે.

હાલાંકે આ આદેશ દરેક ગેરમુસ્લિમો વિશે નથી, બલ્કે ખાસ તે કાફિરો સબંધી છે, જેમના વિશે ખુદાપાકને ખબર છે કે તેઓ ઈમાન લાવવાના નથી. જેમકે કોઈ ડૉક્ટર કોઈ દર્દી વિશે એમ કહે કે, એનો રોગ સારો નહીં

થાય, તો આ અભિપ્રાયને કારણે તે રોગી નથી, બલ્કે તેના રોગને કારણે ડૉક્ટરને આ અભિપ્રાય આપવો પડ્યો.

એ જ પ્રમાણે આ કાફિરોના ઈમાન સ્વિકારવાપાત્ર નહીં રહેવાથી તેની ખબર આપી છે. કારણ કે તેમની વિરૂદ્ધતા પર કમર કસવાને લઈ તે દરેક પળે એ જ કોશિષમાં રહે છે. જેને લઈ સ્વિકારવાની શક્તિ અને લાયકાત તદ્દન નાબૂદ થઈ જાય છે.

અલ્લાહ તઆલાએ દરેક માણસમાં તેના જન્મથી સત્યને કબૂલ કરવાની લાયકાત રાખી છે. પરંતુ માણસ પોતાની મનેચ્છાઓ, ખોટા સ્વાર્થ તથા સમાજ અને વાતાવરણને સત્યતાની એટલે સુધી વિરૂદ્ધતા કરે છે કે, અંતે તે લાયકાત નષ્ટ થઈ જાય છે.

જેમકે મીસ્ટર શૌરીને કુર્આન શરીફના વાંચનમાં ફક્ત જિહાદની આયતો અને તેમાં પણ ફક્ત એકતરફી આદેશો જ દેખાય છે.

હકીકત એ છે કે, કુર્આન શરીફમાં મુસ્લિમોને વારંવાર હુકમ આપવામાં આવ્યો છે કે, ગેરમુસ્લિમોને ઈમાનની દાવત (આમંત્રણ) આપો. એક જગ્યાએ ફરમાવ્યું કે, હે નબી ! તમો તમારા પરવરદિગારના માર્ગ તરફ સચોટ દલીલો સમજાવીને અને ભલી નસીહત સંભળાવીને બોલાવો. તેમજ ખોટો ઝઘડો કે શંકા દર્શાવનારા સાથે નરમી તથા ભલાઈથી વાદ-વિવાદ કરો.

આ આયતોમાં આગળ એ પણ જણાવ્યું કે, તબ્લીગ (ધાર્મિક પ્રચાર)ના માર્ગમાં જે તમને તકલીફ પહોંચાડવામાં આવે અને તમો તેનો બદલો લેવા ઈચ્છો તો તેટલા જ પ્રમાણમાં બદલો લો, જેટલી તમને તકલીફ પહોંચાડવામાં આવે. અને જો સબ્ર (સહન) કરો તો વધારે સારૂં છે. સબ્રનું પરિણામ સૌને માટે સારૂં છે.

આ પ્રકારની ઘણી આયતો છે, જેમાં દુશ્મનથી થતી તકલીફો ઉપર સબ્ર કરવાનો આદેશ આપ્યો છે અને તેના ઉપર અલ્લાહ તઆલાની મદદ અને રાજીખુશીથી નવાઝવાનો વાયદો કરવામાં આવ્યો છે. પરંતુ ફક્ત સબ્ર

કરવાનો જ આદેશ નથી. કારણ કે એક સત્ય અને ધર્મ ફક્ત તકલીફો વેઠીને દુન્યામાં કોઈ પયગામ અને સંદેશો નથી પહોંચાડી શકતો. બલ્કે બાતિલ અને ઝુલમનો બદલો લેવો પણ જરૂરી છે. જેથી સત્ય સારા માણસો સુધી પહોંચી શકે. તે છતાં બદલો લેવામાં પણ કેવા ન્યાયથી કામ લીધું કે, દુશ્મનથી તકલીફ પ્રમાણે જ બદલો લો. તેનાથી વધારે લેશો તો તમો પોતે ઝાલિમ લેખાશો. અને ખુદાપાકને ત્યાં જવાબદાર ગણાશો.

ઉપરોક્ત આદેશો ફક્ત સારા શબ્દોમાં લોકોને રાજી અને ખુશ કરવા વર્ણન નથી થયા. જેમકે વર્તમાનયુગની સરકારો તથા અખ્લાકી કિતાબોમાં વર્ણન કરવામાં આવે છે. બલ્કે દુનિયામાં અલ્લાહ તઆલાના પાક પયગમ્બર હઝરત મુહમ્મદ (સલ.)થી તેની શરૂઆત થઈ.

આપે ૧૩ વર્ષના લાંબા ગાળા દરમ્યાન દુશ્મનોની તકલીફ પોતાના વતનમાં રહી વેઠી. પોતાના સામે પોતાના અનુયાયીઓ ઉપર થતા ઝુલ્મો સિતમ અને તકલીફો જોઈ, છતાં સબ્રથી કામ લઈ અનુયાયીઓને પણ સબ્ર કરવા જણાવ્યું. ત્યાર બાદ આપને કતલ કરવાનું કાવત્રુ ગોઠવ્યું, જેથી આપ પોતાનું પ્યારૂ વતન છોડી મદીના શરીફમાં ગયા. ત્યાં પણ દુશ્મનોએ ચેનથી નહીં રહેવા દીધા અને વારંવાર મુસલમાનો ઉપર હુમલા કર્યા. છેવટે સુલેહ કરવા ઉપર રાજી થયા, તેમાં પણ એકતરફી વલણ દાખવ્યું છતાં મુસલમાનોએ સુલેહ કરી. પરંતુ બે વર્ષ પણ વિત્યા નહીં અને વચનભંગ કરી (સુલેહ કરાર તોડી) નાંખ્યા અને ત્યાર બાદ લડાઈમાં અલ્લાહ તઆલાએ મુસલમાનોને ફતહ આપી. અને મક્કા શરીફ ઉપર મુસલમાનોનો કબ્ઝો થયો.

તે દુશ્મનો જેમણે ૧૩ વર્ષ સુધી વતનમાં અને ૮ વર્ષ સુધી મદીના શરીફમાં ચૈનથી રહેવા ન દીધા. આપને કતલ કરવાના મન્સુબા ગોઠવ્યા. જાની-માલી તકલીફો પહોંચાડી અને આપના સાથીઓને સતાવ્યા, ઈજા પહોંચાડી, કતલની ધમકીઓ આપી.

આજે તે બધા આપની સમક્ષ કૃપાના ભિખારી બની પોતાની કિસ્મતનો

ફેંસલો સાંભળવા ઉભા હતા. અલ્લાહ તઆલાના પ્યારા રસૂલ (સલ.)એ સૌને માફ કરી આપ્યા. આપની જગ્યાએ બીજો કોઈ આક્રમક હોત તો વેરની આગને ભડકાવી કેટલાય માનવોના લોહીથી તેને ઠંડી કરત, કેટલીય માતાઓએ પોતાની ગોદ સૂની કરી હોત, કેટલીય પત્નીઓ વિધવા થાત. મક્કામાં ખૂનની નદીઓ વહેત, બાળકો, વૃદ્ધો અને સ્ત્રીઓના કલ્પાંતથી વાતાવરણ દયાજનક બની જતે. પરંતુ આપે ઈતિહાસમાં એવું ઉદાહરણ અંકિત કરી આપ્યું કે, જેનાથી ઈસ્લામ શત્રુઓના મોં ખાટા થઈ જાય છે.

સૂરએ નિસાઅ્‌ની આયત-૯૦માં છે કે, જેમની સાથે તમારા કરાર છે અથવા જે લડાઈને પસંદ નથી કરતા અને સુલેહ માટે દરખ્વાસ્ત મૂકે છે, તો તેમને નુકસાન ન પહોંચાડો.

સૂરએ નિસાઅ્‌ની આયત-૧૩૫માં ફરમાવ્યું : ‘‘અય ઈમાનવાળાઓ ! ન્યાય પર ખૂબ કાયમ રહી અલ્લાહ તઆલા(ને ખુશ કરવા)ના માટે સાક્ષી આપો, પછી ભલેને તેથી તમારૂ અથવા તમારા માં-બાપ કે સગાઓનું નુકસાન થાય.

(૮) સૂરએ બકરહની આયત-૧૮૬ થી ૧૮૯નો હવાલો આપ્યો જે ગલત છે. ૧૯૦ થી ૧૯૪નો હવાલો હોવો જોઈએ. આયત નંબર-૧૯૦માં ફરમાવ્યું કે, ‘‘હે મુસલમાનો ! જે લોકો તમારી સાથે (સુલેહનો ભંગ કરી) લડે છે, તમે પણ તેઓની સાથે અલ્લાહના માર્ગમાં લડો. પણ (પોતે) હદથી ન વધો. અલ્લાહપાક (શરીઅતની) હદ બહાર જનારાઓને કદી પણ પસંદ કરતો નથી. *(૧૯૦)* અને (જે લોકો તમારાથી લડ્યા) તેઓને જ્યાં જુઓ કતલ કરો અને જ્યાંથી તેઓએ તમને (વતન ત્યજી) નીકળવા લાચાર કર્યા ત્યાંથી (મક્કાથી) તમો પણ તેઓને હાંકી કાઢો અને ફસાદ (નુકસાનમાં) કતલ કરતાં પણ વધીને છે.’’

આગળ ફરમાવે છે કે, જો તેઓ (આ પ્રમાણે) લડવા છતાં પોતે કુફ્ર, શિર્ક અને ફસાદથી અટકી સાચા દિલથી ઈસ્લામ સ્વિકારે તો તેમના પાછલા સઘળા ગુનાહ માફ કરી તેમની ઉપર મહેરબાની કરવામાં આવશે.

ઉપરોક્ત આયતોથી સ્પષ્ટ થાય છે કે, આ હુકમ ક્યા મોકા માટેનો છે અને અખ્લાકી પાબંદીઓ શું છે.

અરૂણ શૌરીએ આયતના ખાસ વિષય (કે જે લોકો તમારી સાથે લડે છે)ને છોડીને ત્યાર પછીની આયતો દર્શાવી. એ સ્પષ્ટ કરે છે કે, જાણી જોઈને આયતોને કાપકૂપ કરી લોકોમાં હિંસા ફેલાવવાનું કામ અરૂણ શૌરીનું છે, ન કે કુરૂઆન શરીફનું.

અરૂણ શૌરીએ એ પણ નહીં બતાવ્યું કે, કુરૂઆન શરીફના ક્યા અંગ્રેજી ભાષાંતરથી તેમણે આયતોનો ભાવાર્થ નકલ કર્યો છે. અરૂણ શૌરીના શબ્દો છે કે, લડાઈ ત્યાં સુધી ચાલુ રાખવામાં આવે, જ્યાં સુધી કે જગતમાં શાંતિ ન સ્થપાય. એટલે કે દરેકને મુસલમાન ન બનાવી દેવામાં આવે. આ શબ્દો અરૂણ શૌરીના વધારેલા છે, જે પૂરા કુરૂઆન શરીફમાં કોઈ પણ જગ્યાએ નથી.

આયત નંબર-૧૯૩માં અલ્લાહ તઆલાએ પોતે ફરમાવ્યું છે કે, તેઓથી એટલી હદ સુધી લડો કે ફસાદ-ફીત્નો બાકી ન રહે અને ફક્ત અલ્લાહ તઆલાનો જ હુકમ બાકી રહે. અને જો તેઓ ફીત્નાથી અટકી જાય તો (અન્યાય કરનારાઓ સિવાય) કોઈના ઉપર સખ્તી જાઈઝ નથી.

મીસ્ટર શૌરીએ આ સ્પષ્ટ હુકમ બદલીને પોતને મનગમતો (હિંસા, કોમવાદને ભડકાવનાર) ભાવાર્થ દર્શાવ્યો. અહીંયાં ''ફીત્ના'' શબ્દનો ભાવાર્થ સમજવો ઘણો જરૂરી છે.

## ફીત્નાના અર્થ કુરૂઆનની આયતોના સંદર્ભમાં :

- કમઝોરો ઉપર ઝુલ્મ કરવો, તેમના હકને છીનવી લેવા. તેમના ઉપર ઝુલ્મ-અત્યાચાર કરી તેમને વતન ત્યજવા મજબુર કરવા.
- તાકાત અને સત્તાથી સાચી વસ્તુને દબાવવી. અને હક્ક કબૂલ કરવાથી લોકોને રોકવા.
- હક્કની વિરૂદ્ધ ધોકાબાજી, લાલચ અને પ્રોપેગન્ડાથી લોકોને ગુમરાહ કરવા.

- નાહકની લડાઈ કરવી અને નાજાઈઝ હેતુઓ માટે હિંસાવાદ તથા જુથબંધી કાયમ કરવી.

(૯) સૂરએ મુહમ્મદની આયત નંબર ૪-૫ નો હવાલો આપ્યો છે અને લખ્યું છે કે, આ હુકમ તે લોકોના વિરૂદ્ધ છે, જે અલ્લાહ તઆલાની ઈબાદત કરતા નથી. અને આ હુકમ ત્યાં સુધી કાયમ રહેશે, જ્યાં સુધી આ લોકો ફક્ત અલ્લાહ તઆલાની ઈબાદત કરવા ઉપર મજબૂર ન થાય.

હાલાંકે કુર્આન શરીફની કોઈ પણ આયતમાં આ પ્રકારનું વર્ણન નથી કે મુસલમાનો કાફિરોને ઈસ્લામ ન સ્વિકારવા બદલ તેમની ગરદનો મારે. અરૂણ શૌરીએ ઈસ્લામી આદેશને ફેરબદલ કરી રજૂ કર્યા છે. શું આ હિંસાવાદ નથી ? જ્યારે કે આ સૂરતની પ્રથમ આયત સ્પષ્ટ કરે છે કે, આ આદેશો તે દુશ્મનો વિરૂદ્ધ છે, જે અન્યોને અલ્લાહના માર્ગથી તન, મન અને ધન વડે અટકાવવાની કોશિષો કરતા હતા.

આયતોનો ભાવાર્થ એ છે કે, જ્યારે મુસ્લિમો અને (ફસાદ ફેલાવનાર અન્યોને રોકનાર) કાફિરો વચ્ચે યુદ્ધ થાય તો મુસ્લિમોએ અડગતા અને શોર્યતાથી લડવું જોઈએ. કારણ કે મુખ્ય બદમાશો માર્યા ન જાય અને તેઓની જુથબંધી તોડવામાં ન આવે ત્યાં સુધી અન્યોનું જોર પણ તૂટી શકતું નથી. ત્યાર બાદ તેમને કેદ પકડી શકો છો. સંભવિત છે કે, એ કેદ તેમના માટે ઈબ્રત (પાઠ) બની જાય. અને મુસ્લિમોના સહવાસથી ઈસ્લામી શિક્ષણમાં વિચાર કરવાનો મોકો મળતાં તેઓ સત્ય માર્ગ સ્વિકારી લે. અને યોગ્ય લાગે તો તેઓને મુક્ત પણ કરી શકો છો. અગર કાંઈ પણ બદલો લીધા વિના જ ઉપકાર કરી છોડી દેશો તો તેઓ સદા આભાર માનશે અને તેઓના દિલોમાં દીનનો પ્રેમ ઘર કરશે.

આ સ્પષ્ટ આદેશ હોવા છતાં મિસ્ટર શૌરી હિંસા ફેલાવવાના નાપાક હેતુસર આયતોનો ગલત ભાવાર્થ વર્ણન કરે છે.

આ આયતોમાં આ વાત પણ દર્શાવવામાં આવી છે કે, એવી સખ્તીથી લડો કે દુશ્મન મજબૂર થઈ લડાઈ બંધ કરવા માટે તત્પર થાય. આ પણ

લડાઈ બંધ કરવાની એક રીત છે, જેને લઈ ટૂંકી મુદતમાં લડાઈ ખતમ થઈ જાય અને જાની-માલી નુકસાન ઓછું થાય.

સૂરએ અન્ફાલની આયત ૭૨-૭૩માં છે : મક્કાના તે મુસલમાનો જેમણે હિજરત નથી કરી, તેમની મદદ કરવી જોઈએ. પરંતુ એવા લોકોના મુકાબલામાં નહીં કે તમારી અને તેઓની વચ્ચે (સુલેહનો) કરાર હોય. મુસલમાનોને બીજા મુસલમાનોની મદદ કરવાની પણ શર્ત લગાડવામાં આવી કે, સામે પક્ષવાળા સાથે જો કરાર કર્યા હોય તો મુસલમાનોની મદદ ન કરવી જોઈએ. જ્યારે કાફિરો એકબીજાની દોસ્તીમાં સામેવાળા સાથેના કરારનો કોઈ પણ ખ્યાલ રાખતા નથી. જેમકે મદીના શરીફના યહૂદી કબીલાઓએ બદ્ર અને ખંદકની લડાઈમાં મુસલમાનો સાથે કરાર હોવા છતાં વચનભંગ કરી શત્રુઓને મદદ કરી.



# આપ (સલ.)ને દુશ્મનો સાથે સંઘર્ષની જરૂરત કેમ પડી ?

હઝરત મુહમ્મદ (સલ.)નું લાવેલ શિક્ષણ જો માત્ર કેટલીક આસ્થાઓ અને અંગત પ્રાર્થનાઓનું મિશ્રણ હોત, તો તેને કદાચ શયતાની શક્તિઓ સાથે સંઘર્ષની કોઈ જરૂરત જ ન પડતી. પરંતુ ઈસ્લામ એક સંપૂર્ણ જીવન વ્યવસ્થા છે. તે મનુષ્ય જીવનના સામાજિક, નૈતિક, આર્થિક, શૈક્ષણિક, રાજકીય વગેરે તમામ પાસાઓમાં મૂલ્યો અને સિદ્ધાંતો સૂચવે છે. મનુષ્યને કાયદા-કાનૂનનો પાબંદ બનાવે છે. તે જીવનની આચારસંહિતા આપે છે. તે મનુષ્યનું તેના આધ્યાત્મિક જીવનથી લઈને જાહેર જીવન અંગે ચોક્કસ અને પૂર્ણ દિશાસૂચન કરે છે. સમાજની સકારાત્મક બુનિયાદો ઉપર સુંદર રચના અને અલ્લાહપાક તરફથી સર્જન હોવાને સબંધે પ્રત્યેક મનુષ્યના જન્મસિદ્ધ અધિકારોનું જતન તેમજ લોકોના સુખ-ચેનની બાંહેધરી માટે શરીઅતની કાર્યપદ્ધતિમાં ઉપદેશ અને શિખામણની સાથે બળપ્રયોગ પણ શામેલ છે. બગડેલા લોકોને ઈસ્લામની આસ્થાઓથી કદાચ કોઈ નફરત નથી, બલ્કે તેમને તેની કાનૂની અને નૈતિક પાબંદીઓથી ઈન્કાર છે, જે સમાજની સુખાકારી માટે જરૂરી છે. કુકર્મ આચરનાર અને ગુનેહગાર ચોરી કરે છે, તો ઈસ્લામ તેના હાથ કાપવાની ધમકી આપે છે. તે વ્યભિચાર આચરે છે, તો ઈસ્લામ તેને કોરડા મારવાની આજ્ઞા કરે છે. તે વ્યાજ દ્વારા લોકોનું શોષણ કરે છે, તો ઈસ્લામ તેને અલ્લાહ તઆલા અને પયગમ્બર (સલ.) વિરૂદ્ધ બળવો માનીને તેની સામે યુદ્ધની ઘોષણા કરે છે. કોઈ

જાઈઝ-નાજાઈઝ (વૈધ-અવૈધ) અને ઉચિત-અનુચિતના નિયંત્રણોને તોડીને ખુલ્લેઆમ પોતાની મરજી મુજબ વર્તે છે, તો ઈસ્લામ તેને તે સીમાઓને ઓળંગવા નથી દેતો. તેથી જ પોતાની મનેચ્છાઓની પૂર્તિમાં લિપ્ત વ્યક્તિ આવા કાનૂનનો વિરોધ કરે છે અને તેનાથી નફરત કરવા લોકોને પણ સમજાવે છે.

આ જ કારણ છે કે, પયગમ્બર હઝરત મુહમ્મદ (સલ.) તેર વર્ષ સુધી આરબોને ઈસ્લામ તરફ બોલાવતા રહ્યા. સમજાવવા-પ્રેરવાની જે શ્રેષ્ઠ રીત હોઈ શકતી હતી, તે અપનાવી. હૃદયમાં ઉતરી જાય તેવી દલીલો અને પ્રમાણો પ્રસ્તુત કર્યા તથા સુંદર અને પ્રભાવશાળી પ્રવચનો આપ્યા. અલ્લાહપાક તરફથી ચમત્કારો પણ બતાવ્યા. પોતાના વાણી-વર્તન અને વ્યવહારથી સદાચારનો ઉત્તમ આદર્શ લોકો સામે મૂક્યો. એવી દરેક રીત અપનાવી, જે લોકોને સત્ય સુધી પહોંચાડવામાં સહાયભૂત બને. પરંતુ તે લોકો સૂર્યની જેમ પ્રકાશિત સચ્ચાઈને અપનાવવા કે સહન કરવા તો તૈયાર ન થયા, બલ્કે તેને મિટાવવાનો પ્રયત્ન કર્યો. તેમણે જોઈ-સમજી લીધું હતું કે, તેમનો આદેશ જે જીવનમાર્ગનું સૂચન કરે છે તે સાચો અને સ્પષ્ટ છે, પરંતુ પથભ્રષ્ટ અને સ્વચ્છંદી જીવનનો ભોગ-વિલાસ તેમને આ માર્ગ અપનાવવાથી રોકી રહ્યો હતો, તેઓ પોતાના સ્વાર્થ અને ભૌતિક હિતો ખાતર બીજાઓને પણ સચ્ચાઈ અપનાવવાથી બળજબરીપૂર્વક રોકી રહ્યા હતા. ત્યાર પછી પયગમ્બર હઝરત મુહમ્મદ (સલ.)એ એ જાહેરાત કરી કે, ''પ્રત્યેક પારિવારિક શ્રેષ્ઠતા, પ્રત્યેક હત્યાનો દાવો (જેના કારણે એક કબીલો કે કુટુંબ બીજા કબીલા કે કુટુંબથી બદલો લેવા માંગે છે) તથા માલ-સંપત્તિનો દરેક દાવો (જે પુરાણા અને ખોટા રીત-રિવાજ અનુસાર હોય) મારા પગ નીચે છે (અર્થાત્ હવે તેમના માટે માથું ઉંચકવાની કોઈ તક બાકી રહી નથી).''

તે સાથે જ પાખંડપૂર્ણ શ્રેષ્ઠતા, આડંબરયુક્ત માન-મોભો અને નિરંકુશ સત્તાને સમાપ્ત કરીને વ્યવહારૂ રૂપે એક સંગઠિત અને ન્યાય પર આધારિત

શાસન સ્થાપિત કરી દીધું. નૈતિક નિયમો અને કાયદાઓને બળપૂર્વક લાગુ કરીને મોજ-મજામાં ડૂબેલા લોકો પાસેથી દુરાચાર અને ગુનાઓ કરવાની સ્વતંત્રતા બલ્કે સ્વચ્છંદતા છીનવી લીધી.

આમ, હઝરત મુહમ્મદ (સલ.)એ શાંતિનો એવો માહોલ ઉભો કર્યો, જે નૈતિક અને માનવીય ગુણોને પાંગરવા માટે જરૂરી છે. અને જેનાથી સમાજ પ્રગતિ અને વિકાસ તરફ આગળ વધી શકે છે. ધીમે ધીમે દુરાચારોનો હૃદયમાં લાગેલો કાટ દૂર થવા લાગ્યો, દિલો-દિમાગમાં વ્યાપ્ત ગંદકી દૂર થવા લાગી, આત્માનું પ્રદૂષણ દૂર થઈ ગયું. આંખો સામેથી પડદો હટતાં જ સત્યની જ્યોતિ દૃષ્ટિગોચર થઈ તથા તે હઠાગ્રહ અને અહંકાર પણ દૂર થઈ ગયા, જે સત્ય સ્વીકારના માર્ગમાં અવરોધરૂપ બને છે.

અરબસ્તાન ઉપરાંત અન્ય પ્રદેશોમાં પણ ઈસ્લામના સત્ય સંદેશના ઝડપથી ફેલાવાના ઘણા બધા પરિબળોમાં એક એ પણ હતું કે, ઉચિત બળપ્રયોગ દ્વારા ત્યાંના અન્યાયી અને અત્યાચારી શાસકો, જેઓ સત્યના શત્રુ હતા, પોતાના નિહિત સ્વાર્થને ખાતર જેમણે પ્રજાજનોને અમાનવીય બંધનોમાં જકડી લીધા હતા અને તેમના માનવીય અધિકારો છીનવી લીધા, તેમને જેર કરીને નિર્દોષ પ્રજાને તેમના સિકંજામાંથી છોડાવી અને ત્યાર પછી એવી શાસન પ્રણાલી લાગુ કરી કે, લોકો તેમના પોતાના ધર્મના લોકોના શાસન કરતાં મુસલમાનોના શાસનને પસંદ કરવા લાગ્યા, જેની છત્રછાયામાં તેમના જાન-માલની સલામતી હતી, તેમની ઈઝઝત-આબરૂની બાંહેધરી હતી અને સુખ-ચેનથી જીવન વિતાવી શકતા હતા. મુસલમાનોએ એ તમામના તખ્તા ઉલ્ટાવી દીધા જેઓ સત્યના વિરોધી હતા, અસત્યના પોષક હતા અને મનુષ્યોને સત્ય માર્ગથી રોકતા હતા. તેમણે એ માહોલને જ બદલી નાંખ્યો, જેમાં નૈતિકતા અને સદાચાર ફૂલી-ફાલી શકતા નથી. તે કુકર્મોને, તેના સાધનો અને માધ્યમોને જ દૂર કરી દીધા, જે હૃદયોને સદાચાર અને ભલાઈથી દૂર કરે છે. તે ન્યાયપૂર્ણ કાનૂનોને લાગુ કર્યા, જે વ્યક્તિને દાનવમાંથી માનવ બનાવે છે. ત્યાર પછી ઈસ્લામને વ્યવહારૂ રૂપે લાગુ

કરીને જગત સમક્ષ સાબિત કરી દીધું કે મનુષ્યની નૈતિક, આધ્યાત્મિક અને ભૌતિક પ્રગતિ માટે તેનાથી વધુ સારી કોઈ આચારસંહિતા અને જીવનપદ્ધતિ નથી હોઈ શકતી.

## જિહાદ : વિશાળ ભાવાર્થદર્શક શબ્દ

જિહાદનો અર્થ સામાન્ય રીતે લડાઈ અને યુદ્ધ માટે કરવામાં આવે છે, પરંતુ જિહાદનો આ પ્રમાણે ભાવાર્થ કરવામાં સંકુચિતતા તથા આ પવિત્ર શબ્દ સાથે સરાસર અન્યાય, અસત્યતાઈ અને અપમાન છે. જિહાદનો મૂળ અર્થ સખ્ત પરિશ્રમ અને સતત પ્રયત્નો કરવાનો છે. જિહાદનો ભાષાકીય ભાવાર્થ સત્યની શ્રેષ્ઠતા, તેનો પ્રચાર અને રક્ષણ માટેના દરેક પ્રકારના પ્રયત્નો કરવા, બલિદાનો આપવા અને સઘળી જાની-માલી, દિમાગી તાકાતો અને ક્ષમતાઓ જે માનવીને અર્પણ થયેલ છે, તે સત્યના રક્ષણમાં ખર્ચ કરવી. ત્યાં સુધી કે તેના માટે પોતાની, પોતાના સગા-સબંધીઓ, સ્નેહીઓ (બાળકો તથા કુટુંબ)ના લોકોની જાનનું બલિદાન આપવું અને સત્યના શત્રુઓના પ્રયત્નો વિખેરી નાખવા, એમની સમગ્ર વ્યૂહરચના અને ષડયંત્રો ખોરવી નાખવા, તેઓના આક્રમણને રોકવું અને એના માટે જો તેઓથી લડાઈના મેદાનમાં જઈ લડવું પડે, તો છેલ્લા માધ્યમ તરીકે તેના માટે પણ તૈયાર રહેવું. આ જિહાદની વ્યાખ્યા છે.

જિહાદનો અર્થ ફક્ત તીર-તલવારથી પ્રયત્નો કરવાનો નથી, બલ્કે સઘળા સારા કર્મો માટે ઉચિત (જાઈઝ) માર્ગે પ્રયત્નો કરવા જિહાદની વ્યાખ્યામાં આવે છે. જેમકે માનવીની પોતાની મનેચ્છાઓ વિરૂદ્ધ પ્રયત્નોને સર્વશ્રેષ્ઠ જિહાદ ગણવામાં આવ્યો છે. એક રિવાયતમાં છે કે, એક સમયે આપ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)એ લડાઈના મેદાનથી પાછા ફરીને આવેલા પોતાના અનુયાયીઓનું આ શબ્દોથી સ્વાગત કર્યું કે, તમારૂં પધારવું શુભમય, તમે નાના જિહાદથી મોટા જિહાદ તરફ પધાર્યા છો. મોટો જિહાદ માનવીની પોતાની મનેચ્છાઓ વિરૂદ્ધ લડવાને કહે છે.

આ જ રીતે જ્ઞાન-શિક્ષણ મેળવવું પણ એક જિહાદ છે. કેમકે જ્ઞાનથી

અંધકારનો અંત આવે છે. જે ઈસ્લામનો સૌથી મોટો શત્રુ છે. અમૂક ધાર્મિક કાનૂનશાસ્ત્રીઓએ તો શૈક્ષણિક જિહાદને જાન અને માલના જિહાદથી પણ ઉત્તમ ઠેરવ્યો છે.

જૂઠ, ધોકાબાજી, ચોરી, લૂંટ, અત્યાચાર, ઘમંડ, અભણતા, જડતા, રૂઢીવાદ, અંધવિશ્વાસ, પક્ષપાત, નિરાધારો, યતીમો, બેવાઓના હક્કો દબાવવા, લોકોને તુચ્છ સમજવા, તે સિવાય બીજી શારીરિક, નૈતિક અને આત્મિય પરેશાનીઓ અને વિપત્તિઓ વિરૂદ્ધ પ્રયત્નો પણ જિહાદના બરાબર દરજ્જો રાખે છે. એક નબવી કથન આ પણ છે કે, અત્યાચારી સત્તાધીશો સમક્ષ ન્યાય અને (સત્ય) વાત કહેવી સર્વશ્રેષ્ઠ જિહાદ છે.

એક સહાબી યમન દેશથી સફર કરીને મદીના મુનવ્વરહ આવ્યા અને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ સમક્ષ આવીને ઈસ્લામી લશ્કર સાથે જોડાવાની ઈચ્છા વ્યક્ત કરી. આપે તેમનાથી પૂછ્યું કે, તમારા માં-બાપ જીવંત છે કે, મરણ પામ્યા છે ? તેમણે કહ્યું કે, જીવંત છે. તો આપ અલયહિ-સ્સલામે ફરમાવ્યું કે, તો પછી તમે તેઓની સેવામાં લાગેલા રહો. એ તમારા માટે જિહાદ સમાન છે.

## કુર્આન શરીફ-હદીષ શરીફની રોશનીમાં જિહાદનો દૃષ્ટિકોણ

ઈસ્લામે પોતાની સચ્ચાઈ, સત્ય શિક્ષણ અને આદર્શ નિયમોના પ્રચાર માટે મનમોહક, જ્ઞાનથી ભરપૂર, વ્યવહારિક અને અનુકૂળ વાતાવરણમાં ખુલ્લા મને ચર્ચા-વિચારણા અને વાટાઘાટો મારફતે કામ લીધુ છે. પવિત્ર કુર્આન શરીફમાં સૂરએ નહલ, આયત નં.૧૨૫ માં ફરમાવ્યું છે : “અય નબી ! અલ્લાહપાકના માર્ગ તરફ યુક્તિ અને ઉચ્ચતમ ઉપદેશથી આમંત્રણ આપો અને લોકોની સાથે એ નિતી-નિયમો અને આચાર-વિચાર દ્વારા વાટાઘાટો કરો, જે સમજબધ્ધ, વિવેકપૂર્ણ અને ઉત્તમ હોય. કારણ કે ઈસ્લામ સ્વીકાર-વાનો સબંધ શરીર કે શબ્દો સાથે નથી, બલ્કે આત્મા અને રૂહ સાથે છે. અને તેના ઉપર ફક્ત બૌધ્ધિક અને આત્મિય દલીલો જ અસર

કરી શકે છે. ઝોર-ઝબરદસ્તી અને બળજબરી નહીં.''

**ઈસ્લામી આચારશાસ્ત્રમાં જિહાદનો ભાવાર્થ :**

યુદ્ધની અનુમતિ ફક્ત તે લોકો વિરૂદ્ધ છે, જેઓ ઈસ્લામના શત્રુઓ છે. જે મુસલમાનો સાથે યુદ્ધ કરતા હોય અને અલ્લાહપાકની આ ધરતી પર મુક્તપણે તેનું નામ લેવાવાળાઓની ઈઝઝત, જાન, આબરૂ, માલ-મિલ્કત વગેરે છીનવી લેવા તત્પર હોય. જ્યાં સુધી શાંતિપ્રિય લોકોની વાત છે, જે અલ્લાહપાકના બંદાઓને રંજાડતા નથી તથા તેમને કત્લ કરવાનું ઈચ્છતા નથી અને લોકોને પોતાના ઘરોમાં રહેવાની અનુમતિ આપે છે, તો આવા લોકો સાથે ઈસ્લામી શરીઅતમાં યુદ્ધની ઉચિતતા કે અનુમતિ કદાપી નથી આપવામાં આવી. આવા લોકો સાથે ઈસ્લામી શરીઅતમાં ન્યાયિક, બલ્કે સદ્વર્તાવ અને ભલાઈ સાથે વર્તાવ કરવાનું સમગ્ર કુર્આન શરીફમાં આગ્રહતાપૂર્વક જણાવવામાં આવ્યું છે.

## જિહાદના મૂળભૂત હેતુઓ

- જિહાદનો એક મુખ્ય હેતુ ઝાલિમને વધુ અત્યાચાર અને અન્યાયથી રોકી (પોતાનો) સ્વબચાવ કરવો. અલ્લાહ તઆલા ફરમાવે છે કે, એ લોકોને શત્રુઓ સાથે જિહાદ કરવાની અનુમતિ આપવામાં આવે છે, જે ઝુલ્મથી પિડિત અને નિઃસહાય છે. અને અલ્લાહ તઆલા તેઓની મદદ કરવાની તાકાત ધરાવે છે. આ તે નિઃસહાય લોકો છે, જેમને પોતાના ઘરોમાંથી કાઢી મૂકવામાં આવ્યા અને મારા (અલ્લાહપાકના) રસ્તામાં એમને સતાવવામાં આવ્યા. તેમનો દોષ ફક્ત એટલો જ છે કે, તેઓ કહે છે કે, અમારો પાલનહાર ફક્ત એક અલ્લાહપાક જ છે.
- જિહાદનો બીજો મુખ્ય હેતુ આ છે કે, મઝલૂમો તથા નિઃસહાય લોકોને ઝાલિમોના અત્યાચાર અને બર્બરતાથી બચાવવામાં આવે. એટલે કે જિહાદ નિઃસહાય (ઝુલ્મથી પિડિત) લોકોની વેદના ભરેલ દુહાઈનો માનવતાપૂર્વક વ્યવહારિક જવાબ છે.
- જિહાદનો ત્રીજો હેતુ પ્રાર્થના ઘરોનું રક્ષણ છે. પ્રાર્થના ઘરોમાં ફક્ત

મસ્જિદ જ નથી, પણ બીજા અન્ય ધર્મોના પ્રાર્થના ઘરોનું પણ કુર્આન શરીફના સ્પષ્ટ શબ્દોમાં વર્ણન છે.

- જિહાદનો ચોથો હેતુ સમાજમાંથી ઉપદ્રવો, ઝુલ્મ, અત્યાચારો અને ફિત્ના ફસાદના ષડયંત્રોનો સંપૂર્ણ નાશ કરી માનવસમાજને સુખ-શાંતિ અને સૌહાર્દભર્યું વાતાવરણ અર્પિત કરવાનું છે.
- અને અલ્લાહ તઆલાના નામનું રટણ તથા તેની ઝાત અને વિશેષણોનું વર્ણન કરી તેના જ ગુણ ગાવા તથા એકેશ્વરવાદનું શિક્ષણ અને તેની શ્રેષ્ઠતાદર્શક દલીલો સમજાવવાની છે.

વાંચક બંધુઓ ! ઉપરોક્ત હેતુઓ અને કારણો તથા મર્મો અને ભેદોને જ કારણે ઈસ્લામે જિહાદને પવિત્ર ગણી તેની પરવાનગી આપી છે.

આ કારણોસર કોઈ પણ ધર્મ શસ્ત્રો ઉઠાવવાને આતંકનું નામ આપતો નથી, બલ્કે બધા જ ધાર્મિક પુસ્તકોમાં એકી અવાજે આવા અનિવાર્ય સંજોગોમાં ઝાલિમો અને અત્યાચારીઓ વિરૂદ્ધ તત્પર રહેવાનો આદેશ અપાયો છે. ખ્વાજા કમાલુદ્દીને પોતાના પુસ્તક ''આઈડીયલ પ્રોફિટ''માં લખ્યું છે કે, જગતના સઘળા ધર્મો અને દેશોના ઈતિહાસના વાંચનથી આ વાત ફલિત થાય છે કે, તલવારને કદી પણ હેઠી મૂકવામાં આવી નથી.

## અન્ય ધાર્મિક પુસ્તકોમાં લડાઈનું વર્ણન

ચારેવ વેદોના અલગ-અલગ મંત્રોમાં આર્યો અને અનાર્યો (દ્રાવિડો) દરમ્યાન થયેલ લડાઈઓનું વર્ણન છે. ભગવદ્ ગીતામાં શ્રી કૃષ્ણજીના અર્જુનને સંબોધીને આપેલા ઉપદેશો અને બોધપાઠોમાં લડાઈનું સવિસ્તર વર્ણન બલ્કે શરીર અને આત્માના સબંધોની (ઉદાહરણ અને તાર્કિક દલીલો સાથે) ચર્ચા કરેલી છે.

મનુ સ્મૃતિમાં પણ લડાઈનું વર્ણન અને તેની કાનૂની મર્યાદાઓ, હદબંદી વગેરેનું વર્ણન છે. તવરાત (યહુદીઓનું ધાર્મિક પુસ્તક)માં પણ ઘણી જગ્યા-ઓએ લડાઈનું વર્ણન છે. મોર્ડન યુગની નાની-મોટી લડાઈઓમાં જે વિશ્વ-

યુદ્ધો થયા, તેની ખૂનામરકી અને તબાહીનો ચિતાર આપતા ઈન્સાઈક્લોપિડિયા ઓફ બ્રિટાનીકાના વિદ્વાન સંશોધક અને મહાનિબંધ લેખકના જણાવ્યા અનુસાર પહેલા વિશ્વયુદ્ધનો મૃત્યુ આંક ૬૪ લાખ અને બીજા વિશ્વયુદ્ધનો મૃત્યુ આંક સાડા ત્રણથી ૭ કરોડની આસપાસ હતો.

આ બન્નેવ વિશ્વયુદ્ધોના હેતુઓ પર વિચારીશું તો માનવહક્કોના જૂઠા દાવેદારોના પોકળ શબ્દોની વાસ્તવિક્તાનો પણ ખ્યાલ આવશે.

## વિશ્વયુદ્ધોના કારણો

બન્નેવ વિશ્વયુદ્ધોમાં ધર્મનો કોઈ સવાલ ન હતો. કારણ કે બધા જ ખ્રિસ્તી હતા. દેશના રક્ષણનો કોઈ સવાલ ન હતો. કારણ કે કોઈ પણ દેશે બીજા દેશ ઉપર ચઢાઈ કરી ન હતી. હક્કો છીનવાનો પણ સવાલ ન હતો. કારણ કે દરેક પોતાના હક્કોથી સંપૂર્ણ ફાયદો ઉઠાવી રહ્યા હતા. તો પછી કઈ વસ્તુ હતી, જેણે આટલી મોટી સત્તાઓને એકબીજાની વિરૂદ્ધ લડવા માટે તૈયાર કર્યા ?

ઈતિહાસ સ્પષ્ટ કરે છે કે, ફક્ત એક જ કારણ હતું, તે એ કે દરેક દેશ પોતાના પ્રદેશ અને હકથી વધુ લેવા માંગતો હતો. દરેકની એ ઈચ્છા હતી કે, બીજાને દબાવી અથવા ખત્મ કરી તેનાથી વધુમાં વધુ નફો અને લાભ ઉઠાવે.

દરેકનો દાવો હતો કે, પોતાના પવિત્ર હક્કો માટે લડી રહ્યો છે. પરંતુ લડાઈ દરમ્યાન અને ત્યાર પછી દેશોની (વિભાજન) વહેંચણી બતાવે છે કે, ક્યા પવિત્ર હક્કો હતા, જેને લઈ સમગ્ર જગતને લડાઈમાં સંડોવ્યું. ૧૯૧૭ની રશિયન સામ્યવાદી ક્રાંતિએ લડાઈના ઘણા ગુપ્ત કરારોનો ભાંડો ફોડ્યો.

## વિશ્વયુદ્ધોના હેતુઓ

- પોતાના વેપારને વધારવો.
- પોતાના ધનદૌલત અને માલદારીનો ઈજારો (ઠેકો) બાકી રાખવો.
- કોઈ શત્રુ વેપાર-ઉદ્યોગમાં આગળ વધી રહ્યો હોય, તો તેના અર્થતંત્રને

ખોરવી નાંખવું.

- પોતાના દૂરના કબ્જે કરેલ પ્રદેશોના રસ્તામાં જે દેશો આવેલા છે, તેમને પોતાના તાબા હેઠળ લાવવા.
- દેશોના ભાગલા પાડવા અને કમઝોર કૌમોને પોતાની ગુલામ બનાવવી.
- અગર કોઈ દેશથી લડાઈ થઈ જાય, ચાહે ગમે તે કારણથી હોય, તો તેને આર્થિક, સામાજિક અને માનસિક રીતે સતાવી તેની કમર તોડી નાંખવી.

## ઈસ્લામમાં માનવજીવનના રક્ષણની મહત્વતા

આપ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)ના આગમન પહેલાં મનુષ્ય અપમાનજનક અને આત્મહિનતા તથા તિરસ્કારભર્યું જીવન ગુજારતો હતો. પોતાના અંગત લાભ માટે પ્યારા બાળકોની પણ હત્યા કરવામાં આવતી હતી. લૂંટમાર, પાશવી હત્યા તથા ખૂનામરકીને કૌમી પ્રતિક સમજવામાં આવતું. જેને લઈ બદલો લેવાની વૃત્તિ, કીના-કપટ, ઝુલ્મ વગેરે મામૂલી સમજવામાં આવતું. કુટુંબમાં વંશપરંપરાગત શત્રુતા ઉતરતી હતી. શત્રુને ગમે તે રીતે તબાહ અને બરબાદ કરવાની કોશિષો કરવામાં આવતી હતી.

લડાઈમાં શત્રુ અને ગેરશત્રુનો કોઈ ફર્ક કરવામાં ન આવતો હતો. શત્રુ પક્ષના દરેક માણસને શત્રુ સમજવામાં આવતા. જેમાં સ્ત્રી, બાળકો, માંદા, ઝખ્મી, કોઈ પણ અપવાદરૂપ ન હતો, બલ્કે શત્રુ પક્ષની સ્ત્રીઓ સુદ્ધાંની છેડતી કરવામાં આવતી હતી. દુશ્મનને આગથી પણ સજા કરવામાં આવતી. કેદીઓ સાથે પશુઓથી પણ ખરાબ વર્તન કરવામાં આવતું હતું. તેમના હાથ, પગ, આંખ, કાન, નાક વગેરે અંગો કાપી નાંખવામાં આવતા હતા.

દુશ્મન ઉપર (લડાઈની જાણ કર્યા વગર) અચાનક રાત્રિના સમયે હુમલો કરવાને જંગી યુક્તિ-ચાલ સમજવામાં આવતી. બદલો લેવાની તિવ્ર વૃત્તિને લઈ શત્રુની લાશ મરણ બાદ પણ ન છોડવામાં આવતી. એના અવયવોને કાપી નાંખવામાં આવતા. શત્રુ સાથેના કરાર-સંધિને મોકો જોઈ રદ કરી નાંખવામાં આવતા.

હત્યા, ખૂનામરકી, હિંસા અને અશાંતિથી વધુ કોઈ વસ્તુ અલ્લાહપાકને નાપસંદ અને ધૃણાસ્પદ નથી. કુર્આની શિક્ષણ પ્રમાણે પયગમ્બરો (સંદેશકો)ને દુનિયામાં આવવાનો મૂળભૂત હેતુ જગતમાં શાંતિ સ્થાપવી તથા લોકોના જાનમાલ અને ઈઝઝતના રક્ષણની વ્યવસ્થા કરવી પણ છે.

## જિહાદના નિયમો અને શરતો

જિહાદના સબંધમાં પહેલી શર્ત અલ્લાહ તઆલાના કલિમાને શ્રેષ્ઠતા સાબિત કરવા માટે હોય. શૌર્ય અને બહાદુરી બતાવવા કે આંધળો પક્ષપાત, જાતિવાદ, જૂથવાદ તથા સત્તા મેળવવા માટે ન હોય. ઈસ્લામી જિહાદ હુકૂમત અને શરઈ ઈમામ-બાદશાહ અને કમાન્ડરના નેતૃત્વમાં જ થઈ શકે. કેમકે ઈમામ અને અમીર વિના જોશમાં આવીને અમૂક લોકો જિહાદ માટે તૈયાર થઈ જશે, તો નિશ્ચિતપણે મોટાપાયે ઉપદ્રવો અને દંગા થવાની શક્યતાને નકારી શકતા નથી. હા, જો કોઈ પોતાના ઉચિત હક્કો જાન-માલ, મિલ્કત, સ્ત્રી, બાળકો તથા સગા-સબંધીઓના રક્ષણ અને બચાવ કરતાં મૃત્યુ પામે, તો તેની ગણના પણ શહીદોમાં થશે અને સ્વરક્ષણ માટેના સઘળા પ્રયાસો પણ જિહાદના ક્રમમાં ગણવામાં આવશે.

**જિહાદ દરમ્યાનના કાયદાઓ :**

- કમઝોર, નિઃસહાય તેમજ પ્રાર્થના (ઈબાદત)માં મગ્ન રહેનાર લોકોની છેડછાડથી બચવું.
- લડાઈ દરમ્યાન આગ ચાંપવી, સ્ત્રીઓ, નાના બાળકો, વૃદ્ધો, લડી ન શકે તેવા લોકોની છેડછાડથી ઈસ્લામ સખ્તીથી રોકે છે.
- જે લડાઈમાં શામેલ હોય, તેનાથી જ લડવું.
- ઈસ્લામી માર્ગદર્શન શાસ્ત્રીઓએ તો સ્ત્રીઓ, બાળકો અને વૃદ્ધોને લડાઈ દરમ્યાન કત્લ કરવાની નિય્યતને પણ નાજાઈઝ ઠેરવેલ છે.
- ઈસ્લામે મોટા પ્રમાણમાં વિનાશનો પણ સખ્ત વિરોધ કરી પોતાના અનુયાયીઓને આ કૃત્યથી રોક્યા છે.

- દુશ્મન ગફલતમાં હોય, ખાસ કરીને રાત્રિના સમયે ઉંઘની હાલતમાં અચાનક હુમલો કરવાની પ્રથાને હઝરત મુહમ્મદ (સલ.)એ સખ્તીથી બંધ કરી અને કાયદો બનાવ્યો કે, સવાર થતાં પહેલા કોઈ પણ શત્રુ ઉપર હુમલો ન કરવામાં આવે. અને પોતે પણ અમલી સ્વરૂપે રાત્રિ સમયે જિહાદ નથી કર્યો, બલ્કે સવારની રાહ જોતા હતા. *(બુખારી શરીફ : ૨૯૪૫)*
- શત્રુને આગમાં નાંખવાની પ્રથા ઈસ્લામ પહેલાં પ્રચલિત હતી, આપ (સલ.)એ આ અમાનુષી હરકતને પણ સખ્તીથી રોકી અને ફરમાવ્યું કે, અગ્નિનો અઝાબ (શિક્ષા) અલ્લાહ તઆલા વગર કોઈને માટે મુનાસિબ (યોગ્ય) નથી. *(અબૂ દાઉદ શરીફ : ૨૬૭૫)*
- દુશ્મનને બાંધી, તકલીફો આપીને મારી નાંખવાની પણ સખ્ત મનાઈ કરવામાં આવી. *(મુસ્નદે અહમદ : ભાગ-૫, પેજ-૪૨૨)*
- દુશ્મનના ઘરોમાં ઘૂસી તેમનો માલસામાન લૂંટી લેવાની પણ મનાઈ છે. ખયબરની લડાઈમાં યહુદીઓની શિકાયતને લઈ આપ (સલ.)એ તેમની સ્ત્રીઓને મારવાની અને તેમના ફળોને ખાવાની મનાઈ કરી. *(અબૂ દાઉદ શરીફ : ૩૦૫, ૨૭૦૫)*
- તે જ પ્રમાણે તેમના ઉભા પાકને વેરાન કરવા, ખેતીને તબાહ કરવી, બાગ-બગીચા, ફળદાર વૃક્ષો તોડવા વગેરેની પણ ઘણી જ સખ્તીથી મનાઈ કરવામાં આવી છે.
- દુશ્મનની લાશોને કાપકૂપ કરવી તથા તેના અવયવોનું અપમાન કરવાની પણ સખ્ત મનાઈ છે. *(બુખારી શરીફ : ૨૪૭૪, મુસ્લિમ શરીફ : ૧૭૩૧)*
- કેદીઓને કત્લ કરવાની પણ મનાઈ છે, બલ્કે કેદીઓ સાથે સદ્‌વર્તનનો આદેશ આપવામાં આવ્યો છે. સહાબાએ કેદીઓને પોતાનાથી સારૂં ખવડાવ્યું. કેટલાક સહાબી ખજૂર ખાતા હતા અને કેદીઓને રોટી-સાલન ખવડાવતા હતા. *(ફુતૂહુલ્બુલ્દાન : પેજ-૫૩)*
- દુશ્મનના એલચીને પણ મારવાની મનાઈ છે. *(અબૂ દાઉદ : ૨૭૬૧)*

- કરાર-વચનભંગ કરવાની પણ મનાઈ છે. *(બુખારી-૩૧૬૬, મુસ્લિમ-૧૭૩૮)*
- લડાઈ કરવા જતા રસ્તામાં લોકોને તંગ કરવાની તથા ભયનું વાતાવરણ ફેલાવવાની અને શોરબકોર કરવાની પણ મનાઈ છે.

*(અબૂ દાઉદ : ૨૬૨૯, બુખારી શરીફ : ૨૯૨૯)*

હઝરત અબૂબક્ર (રદી.)એ સિરિયા ફૌજો મોકલતી વખતે નીચે મુજબ આદેશો આપ્યા હતા. સ્ત્રીઓ, બાળકો, ઘરડા માણસોને મારવા નહીં, કોઈ ફળવાળા ઝાડને કાપવા નહીં, વસ્તીઓને વેરાન કરવી નહીં, બકરી અને ઊંટને મારવા નહીં, મધમાખીને સળગાવવી નહીં તથા ભગાવવી નહીં, અપ્રમાણિકતા ન દાખવવી, નિડર રહેવું. *(મુઅત્તા માલિક : ભાગ-૨, પેજ-૨૧)*

આ વિગતવાર વર્ણન કરેલ આદેશોને વાંચવાથી માલુમ પડે છે કે, કુર્આન શરીફ અને હદીષ શરીફમાં લડાઈના બધા જ અમાનુષિ કૃત્યોથી રોકીને દુન્યાને શિખવાડ્યું કે, લડાઈનો અર્થ ફક્ત એ જ છે કે, એક શરીર અને બહાદુર વ્યક્તિ શત્રુને ઓછામાં ઓછું નુકસાન પહોંચાડી તેની બૂરાઈને દૂર કરવાની કોશિશ કરે.

ઈસ્લામી પયગમ્બર અલયહિસ્સલામે માનવજગતને તલવારનો સત્ય અને યથાર્થ ઉપયોગ બતાવ્યો. અમૂક સમય એવા પણ હોય છે કે, જેમાં નિશ્ચિતપણે શસ્ત્રો ઉઠાવવા નૈતિક આવશ્યક્તા બની જાય છે. દા.ત. જ્યારે આપણી આઝાદી પર ચારે બાજુથી આક્રમણ થવા લાગે અથવા પ્રાર્થનાઘરો પર ભય તોળાવા લાગે અથવા માનવીઓની ઈઝઝત, જાન-માલનું કોઈ મૂલ્ય ન રહે, તો ફક્ત પ્રેક્ષક બની જોતા તો ન રહેવાય, પરંતુ દુર્ભાગ્યે તલવારનો પ્રયોગ વધુ પડતો અનિતીથી જ થયો છે.

અલ્લાહપાકના રસૂલ (સલ.)નો આ ફર્ઝ હતો કે, તે શાંતિ અને લડાઈને વિભિન્ન કરી લોકોને બતાવે અને લડાઈના મેદાનની નૈતિકતાનો કાર્યક્રમ દર્શાવતું માર્ગદર્શન પણ માનવજગત સમક્ષ રજૂ કરે.

## બે વિરોધાભાસ વિચારધારાઓ : લવ-જિહાદ

"અને મુશ્રિક સ્ત્રીઓ જ્યાં સુધી ઈમાન લાવે નહિ ત્યાં સુધી તેણીઓ

સાથે પરણો નહિ; અને મુશ્રિક સ્ત્રી કરતાં તો ઈમાનવાળી લોંડી (બહુ જ) બેહતર છે. પછી ભલેને તે (મુશ્રિક) બહુદેવવાદી સ્ત્રી તમને મોહિની લાગે, અને (મુસલમાન સ્ત્રીઓને) મુશ્રિકો સાથે પરણાવો નહિ, જ્યાં સુધી કે તેઓ મુસલમાન થાય નહિ; અને અલબત્ત, મુસલમાન ગુલામ તે મુશ્રિક માણસ કરતાં (ઘણો જ) સારો છે, પછી ભલેને તે (મુશ્રિક) માણસ તમને ગમતો હોય; (એનું કારણ એ છે કે) એ મુશ્રિકો તમને દોઝખ તરફ બોલાવે છે અને અલ્લાહ પોતાના યોગ્ય હુકમ વડે જન્નત અને બખ્શિસ તરફ નોતરે છે અને અલ્લાહપાક પોતાના હુકમો લોકોને એ માટે સ્પષ્ટ રીતે વર્ણવે છે કે, જેથી તેઓ બોધ ગ્રહણ કરે.'' *(સૂ.બકરહ : ૨૨૧)*

ઈસ્લામના આરંભકાળમાં મુસલમાનો અને ગેરમુસ્લિમો વચ્ચે જરૂરતથી નિકાહ થતા હતા, તેની આ આયતમાં મનાઈ થઈ. હવે કોઈ મુસલમાન પુરૂષ કે સ્ત્રી, મુશ્રિક સ્ત્રી કે પુરૂષથી તેઓના મુસલમાન થયા વિના પરણી શકતા નથી. કોઈ મુશ્રિક સ્ત્રી કે પુરૂષ તેની સરદારી, આબરૂ કે ધન-દૌલત અથવા સૌંદર્યને કારણે તમને પસંદ પડે તો પણ તેના કરતાં એક અદના મુસલમાન લોંડી ગુલામ બેહતર છે. કારણ કે તે મુશ્રિકો તમને દોઝખી બનાવવા ચાહે છે અને તેઓ સાથે નિકાહ થવાથી સ્વાભાવિક રીતે તેઓ સાથે પ્રેમ ઉત્પન્ન થશે અને પરિણામે તેઓના પ્રેમના કારણે તમારા દિલમાંથી શિર્કની બુરાઈ ઘટી જતાં તેના તરફ વલણ થશે, જેનું પરિણામ દોઝખ છે. માટે એવા લોકોથી સગપણ કરવામાં તદન બચવું જોઈએ.

''દીનના સબંધી બળજબરી નથી, કારણ કે હિદાયત પોતે જ ગુમરાહીથી જુદી પડી ચૂકી છે. હવે જે કોઈ જૂઠા પૂજ્યોને માને નહિ અને અલ્લાહપાક પર ઈમાન લાવે તો તેણે એવું મજબૂત કડું પકડ્યું જે કદી તૂટનાર નથી. અને અલ્લાહપાક (જાહેર શબ્દોને તેમજ અંતઃકરણની વાતોને) સાંભળે છે (અને) જાણે છે.'' *(સૂરએ બકરહ : ૨૫૬)*

અલ્લાહપાકની એકતાની સ્પષ્ટ દલીલોના વર્ણન પછી હવે મુશ્રિકો માટે કંઈ બહાનું રહ્યું નથી. સમજુ લોકોએ પોતે જ સમજવું જોઈએ. કોઈને

બળજબરીથી મુસલમાન કરવાની જરૂર નથી. તેમજ શરીઅતે તેમ કરવાની છૂટ પણ આપી નથી.

ઈસ્લામ પહેલાં મદીનાની કેટલીક સ્ત્રીઓ અવલાદ જીવતી રહેવા માટે એવી બાધા રાખતી કે, જો છોકરો થશે તો તેને યહૂદી બનાવીશ. પછી પુત્ર થતાં યહૂદીઓને આપી દેતી. આ પ્રમાણે અનેક છોકરા યહૂદીઓ પાસે હતા. જ્યારે યહૂદીઓને તેઓની શરારતોની શિક્ષામાં મદીનાની આજુબાજુથી કાઢી મૂક્યા ત્યારે તેઓ પેલા છોકરાઓને લઈ જવા લાગ્યા, તો અન્સારે તેઓને બળજબરીથી રોકવા ચાહ્યું તો આ આયત ઉતરી, બળજબરીની કંઈ જરૂર નથી.

માર્ચ ૨૦૨૧ના તંત્રી લેખમાં યુ.પી. લવજિહાદ ઓર્ડિનન્સ બાબતે ચર્ચા કરતાં મેં લખ્યું હતું કે, આપણાં દેશમાં એક લાંબી મુદતથી ધર્મ પરિવર્તનના સંદર્ભમાં ખ્રિસ્તી મિશનરીઓની પ્રવૃત્તિઓને નિશાન બનાવ-વામાં આવતી રહી છે. અને સમયાંતરે દેશભરમાં કટ્ટર ધાર્મિક સંગઠનો તેની વિરૂદ્ધ ફરિયાદ તેમજ કડક કાર્યવાહીઓ કરતા રહ્યા છે. બીજી બાજુ કેટલાક વર્ષોથી ઈસ્લામોફોબિયાના નામથી ઈસ્લામ તથા મુસ્લિમો વિરૂદ્ધ જે વૈશ્વિક ઝુંબેશ ચલાવવામાં આવી છે, તેનો પ્રભાવ વ્યાપક સ્તરે આપણાં દેશમાં પણ દેખાય રહ્યો છે. આ સંદર્ભમાં મુસ્લિમ ઈતિહાસ, ઈસ્લામી આદેશો, તલાક વગેરે પર વાંધા-વચકાઓની સાથોસાથ મૉબલિંચીંગ અને લવજિહાદના નામે મુસ્લિમોને ડરાવવાનું અને તેમના વિરૂદ્ધ વાતાવરણ બનાવવાનું કામ જારી છે. આપણે ત્યાં કેટલાય વર્ષો પહેલાં ૨૦૧૩ ઈ.સ.માં 'લવજિહાદ'ના વિષયને એક રાજકીય ચાલ તરીકે ઉપયોગમાં લેવામાં આવ્યો હતો. અને એ વિશ્વાસ અપાવવાની કોશિશ કરવામાં આવી હતી કે, મુસ્લિમ યુવાનો હિંદુ યુવતીઓને પ્રેમજાળમાં ફસાવી, તેમની સાથે લગ્ન કરી, ધર્મપરિવર્તન માટે મજબૂર કરે છે. મુઝફ્ફરનગરમાં આવી જ એક ઘટનાને આધાર બનાવી યોજનાબદ્ધ રમખાણો ફાટી નીકળ્યા હતા, જેમાં ૬૨ લોકો માર્યા ગયા અને હજારો લોકોને સ્થળાંતરની પીડા ભોગવવી પડી હતી. કેટલાય લોકો હજુ સુધી તેની કડવી યાદો ભૂલાવી શક્યા નથી.

લવજિહાદ વિશે એમ કહેવામાં આવી રહ્યું છે કે, ભારતીય મુસ્લિમો વ્યવસ્થિતપણે પૂર્વ આયોજન મુજબ હિંદુ સ્ત્રીઓ સાથે પ્રેમનું નાટક ભજવી નિકાહ કરે છે અને આમ પોતાના ધર્મનો પ્રચાર કરી 'લવજિહાદ'નું કામ કરી રહ્યા છે. જ્યારે હકીકત એ છે કે, ઈસ્લામમમાં અનેક દેવપૂજક સ્ત્રીઓ સાથે મુસ્લિમ પુરૂષનો નિકાહ જાઈઝ જ નથી, બલ્કે અનેક દેવપૂજક સ્ત્રી સાથે તેમના નિકાહની મનાઈ ફરમાવવામાં આવી છે. ઈસ્લામમમાં તો એ પણ પસંદ કરવામાં નથી આવ્યું કે કોઈ પુરૂષ કે સ્ત્રી કોઈની સાથે લગ્ન કરવા માટે ઈસ્લામ ધર્મ સ્વીકારે. અને ઈસ્લામ અંગીકારથી તેનો હેતુ સત્યની શોધ અને અલ્લાહપાકની ખૂશી ન હોય.

પ્રશ્ન એ છે કે, શું સાચે જ દેશમાં લવજિહાદ જેવી કોઈ વસ્તુ અસ્તિત્વ ધરાવે છે કે આ માત્ર કોમવાદીઓનો અપપ્રચાર છે ? ભગવા સંગઠનો એ કહેતા નથી થાકતા કે, મુસ્લિમ યુવાનો હિંદુ યુવતીઓને પ્રેમજાળમાં ફસાવી ઈસ્લામ ધર્મમાં દાખલ કરી રહ્યા છે અને આ મુસ્લિમોનું આયોજનબદ્ધ કૃત્ય છે. જો કે જમીની હકીકતો તેની વિરૂદ્ધ છે અને આ પૂરેપૂરૂં કોમવાદી માનસિકતાનો પ્રોપેગન્ડા જણાય આવે છે. હમણાં ગયા વર્ષે ૨૦૨૦ના ફેબ્રુઆરી મહિનામાં ભારતના રાજ્યકક્ષાના ગૃહપ્રધાન જયકિશન રેડ્ડીએ લોકસભામાં એક પ્રશ્નનો ઉત્તર આપતાં કહ્યું હતું કે, દેશમાં લવજિહાદ નામની કોઈ વસ્તુ નથી. એવી જ રીતે હજુ સુધી કોઈ તપાસ એજન્સીએ આ સંદર્ભમાં કોઈ માહિતી કે અહેવાલ આપ્યો નથી. તદુપરાંત કેન્દ્ર કે રાજ્ય સરકારોએ આવું કોઈ સર્વેક્ષણ કરાવ્યું નથી, જેનાથી જાણવા મળે કે દેશમાં લવજિહાદની કેટલી ઘટનાઓ જોવા મળી છે. આ બધી હકીકતો છતાં આશ્ચર્યની વાત એ છે કે, ભાજપ શાષિત ચાર રાજ્યો ઉત્તરપ્રદેશ, મધ્યપ્રદેશ, ગુજરાત અને હરિયાણામાં લવજિહાદ વિરૂદ્ધ કાનૂન બનાવી નાંખવામાં આવ્યો છે.

રાજ્ય સરકારોના આ કાનૂન ઘડતરને લઈને એક પ્રશ્ન ઉપસ્થિત થાય છે કે, જ્યારે દેશનું બંધારણ અને સુપ્રિમકોર્ટ પરસ્પર સહમતિથી બે પુરૂષ-

વચને, જાતિના ભેદભાવ વગર પણ અર્થાત્ માત્ર બે પુરૂષોને પરસ્પર અથવા બે સ્ત્રીઓને પરસ્પર લગ્ન કરીને એકસાથે રહેવાની છૂટ આપે છે, બલ્કે તેનાથી આગળ વધી લગ્ન વગર પણ (લિવ ઈન રિલેશનશિપના નામે) સ્ત્રી-પુરૂષને સાથે રહેવામાં કોઈ આપત્તિ નથી દર્શાવતી અને તેને વ્યક્તિ સ્વાતંત્ર્યનો એક ભાગ સમજે છે, તો પછી લવજિહાદના નામ પર આ કાનૂન કેમ બનાવવામાં આવી રહ્યો છે ? આનો સાફ અર્થ છે કે, હાથીના દાંત દેખાડવાના અને ચાવવાના જુદા જુદા છે. બેવડું ધોરણ અપનાવવામાં આવી રહ્યું છે.

જ્યાં સુધી ઈસ્લામ ધર્મનો સબંધ છે, તો ઈસ્લામી શિક્ષાઓ મુજબ કોઈ પણ સ્ત્રી-પુરૂષને બળજબરીપૂર્વક ઈસ્લામમાં દાખલ કરવાની છૂટ નથી. જ્યાં સુધી કોઈ માનવી રાજીખુશીથી ઈસ્લામ અંગીકાર નથી કરતો, ત્યાં સુધી તેને મુસલમાન જ સમજવામાં નથી આવતો. તો પછી મુસ્લિમો તરફથી ધર્મપરિવર્તન અને ઈસ્લામ સ્વીકાર માટે બળજબરીનો શો અર્થ ? તે સિવાય ઈસ્લામ બિનમુસ્લિમ સ્ત્રીઓ તો દૂર, પારકી મુસ્લિમ સ્ત્રીઓ ઉપર પણ નજર નાંખવાની મનાઈ કરે છે. તેમની સાથે નિરંકુશ મેળમિલાપ પર પાબંદી લગાવે છે, તો આવો પવિત્ર ધર્મ કેમ લવલપાટા જેવા ખોટા કામોની પરવાનગી આપી શકે છે ? અને તેના માટે કેમ બળજબરીની છૂટ આપી શકે છે ?

તેનાથી વિપરિત હમણાં દેશમાં મુસ્લિમ યુવતીઓની બિનમુસ્લિમ યુવકો સાથે લગ્ન કરવાની ઘટનાઓ બહુ મોટા પાયે બની રહી છે. જેનો અંદાજો સોશ્યલ મીડિયાની રિપોર્ટો અને રજીસ્ટ્રાર ઑફ મેરેજના ચોપડા-ઓની વિગતોથી લગાવી શકાય છે. (શું આને 'લવધર્મ યુદ્ધ-આતંક' નહીં કહી શકાય ?) પ્રશ્ન એ છે કે, દેશમાં જે વાસ્તવિક સ્તરે બની રહ્યું છે, તેનાથી દેશવાસીઓને અંધારામાં કેમ રાખવામાં આવી રહ્યા છે ?

આ સંદર્ભમાં મુસ્લિમોથી અમારૂં એ નિવેદન છે કે, આપણે પોતાની બેટીઓ વિશે ચિંતા કરવાની જરૂર છે સહશિક્ષણથી તથા નોકરી કરવાથી

આપણી માં-બહેનોને દૂર રાખવાની જરૂર છે. અને તેમના માટે યોગ્ય દીની તઅલીમની વ્યવસ્થા કરવાની પણ જરૂર છે અને આંતરધર્મીય લગ્નોને હતોત્સાહિત કરવાની જરૂર છે. તેઓને બતાવવામાં આવે કે આ ગુનાની ઝિંદગી છે. શરીઅતની નજરમાં એક મુસ્લિમ તથા બિનમુસ્લિમ વચ્ચે નિકાહ નથી થઈ શકતા. એનાથી મુસ્લિમ સમાજને પણ નુકસાન પહોંચે છે અને શાંતિ પણ ભંગ થાય છે.

ભારતમાં આંતરધર્મીય લગ્નોનો રિવાજ કોઈ નવો મુદ્દો નથી. કો-એજ્યુકેશન, વધતી જતી નિર્લજ્જતા અને વિવિધ સામાજિક કારણોસર આ દેશમાં અવારનવાર આંતરધર્મીય લગ્નો થતા રહે છે. હાલના દિવસોમાં ક્રિકેટર ઝહીરખાનની શાદી તેનું માત્ર એક ઉદાહરણ છે. પરંતુ આ વિચિત્ર પરિસ્થિતિ છે કે, જો કોઈ કાનૂન તરફથી મળતા અધિકારનો ઉપયોગ કરી ઈસ્લામ તથા ખ્રિસ્તમત તરફથી હિંદુમત તરફ આવે છે, તો તેની ઉપર કોઈ હંગામો નથી થતો ! સરકાર પણ ચૂપ રહે છે અને કેસરી સંગઠનો પણ. આનાથી ઉલટું જો કોઈ હિંદુ ધર્મથી ઈસ્લામ કે ખ્રિસ્તી ધર્મ તરફ આવે છે, તો તેનો હંગામો થાય છે અને તેને બળજબરીપૂર્વક ધર્મપરિવર્તન અને લવજિહાદનું નામ આપવામાં આવે છે. ૨૩ જાન્યુઆરીનું હાદિયાના સંદર્ભમાં સુપ્રિમકોર્ટનો ચૂકાદો આપણાં માટે દૃષ્ટાંત છે, ઈસ્લામના અસીમ આકર્ષણશક્તિનો, લવજિહાદની અસત્યતાનો અને એ વાતનો કે જો દૃઢ નિશ્ચય હોય તો જીવનના દરેક મુકાબલામાં સફળતા મળે છે અને અપ-પ્રચારનું જોર તૂટી જાય છે.

છોકરા-છોકરીઓની જવાબદારીનો વિષય ઘણો જ ગંભીર અને અતિસંવેદનશીલ છે. જેમાં સૌપ્રથમ જવાબદારી માં-બાપની આવે છે. નાનપણથી જ પોતાની અવલાદની સારી રીતે ઈસ્લામી સંસ્કાર સાથેની જવાબદારી નિભાવવામાં આવે, તો આના ઉપર કાબુ મેળવવો આસાન થઈ જાય છે. સાથે નાઝરહ (મક્તબ) તઅલીમ અત્યંત જરૂરી છે. સ્કુલોના ટ્યુશનો અને સવારની સ્કુલો, નર્સરીઓના ચક્કરમાં આપણી નાની મઅસૂમ અવલાદ ઈસ્લામની બુન્યાદી તઅલીમથી વંચિત રહે છે. તથા ઘરનો માહોલ

પણ દીનદાર હોવો જરૂરી છે. માં-બાપ જેવી રીતે અવલાદની સ્કુલની તઅલીમ માટે ફિકરમંદ જવાબદાર તરીકેની ભૂમિકા ભજવે છે, તે જ રીતે તેમને મદ્રસામાં મોકલવાની પણ તેટલી જ દરકાર કરવી જરૂરી છે. તેમાં આપણે ઘણા પાછળ પડી રહ્યા છીએ. આપણે તથા આપણી અવલાદ દીનની બુન્યાદી બાબતોથી અજાણ હોઈએ છીએ, તેને લઈ ઘરમાં પણ અવલાદને દીની બાબતો જાણવા મળતી નથી અથવા કમથી કમ ઈસ્લામ વિરોધ વાતો ઉપર કોઈ અસર લેવાતી નથી.

ઘડતર (તરબિયત)માં સૌથી મહત્વની સમસ્યા સંતાનના ઘડતરની છે. આ માનવીની સમગ્ર ફરજોમાંથી મહાન ફર્જ છે અને જો ઊંડાણ-પૂર્વક વિચારો તો અંદાજો થશે કે સંતાન માનવી માટે સૌથી સૌથી મોટુ ઈનામ-સન્માન તેમજ આખિરત અને દુનિયા સુધારવાનું માધ્યમ છે. સંતાન માનવીય સમાજની આવશ્યકતા એટલા માટે પણ છે કે, જન્મ અને વંશ-વૃદ્ધિ ઉપર જ માનવ જીવનનો આધાર છે.

દુનિયામાં સંતાન આંખોની ઠંડક છે. દુઃખ, તકલીફમાં સહારો, માનવીની ઓળખનું માધ્યમ છે. સંતાનને કારણે માણસ શકિત અને પ્રગતિ પ્રાપ્ત કરે છે. સંતાનને કારણે દુનિયામાં કંઈક કરવાની ઉમંગ અને તમન્ના જાગે છે. સંતાનને કારણે માણસ દુનિયામાં સુંદરતા અને સફળતા પામે છે.

સંતાન અલ્લાહપાકની ઉચ્ચ નેઅ્મત છે. સંતાન કુટુંબની આશાઓનું કેન્દ્ર અને ધરી, વડીલોની આંખોનું ઓજસ, માતા-પિતાની આકાંક્ષાઓનું પુષ્પ હોય છે. કુટુંબના વ્યવસ્થાપનને બાકી રાખવા અને વિવાહિત જીવનના બંધનમાં મજબૂતી લાવવાનું શ્રેષ્ઠ માધ્યમ સંતાન જ હોય છે. સંતાનના માધ્યમથી જ વિવિધ કુટુંબો એકબીજા સાથે સબંધોના તાંતણે બંધાય છે.

સંતાનના આખિરત (પરલોક)ના ફાયદા કુર્આન શરીફ અને હદીષ શરીફમાં ઘણી જગ્યાએ મૌજૂદ છે. જેનાથી અંદાજો થાય છે કે, સંતાન એ જન્નતમાં પ્રવેશ માટેનો સરળ માર્ગ છે. માણસ પોતાના સંતાનને ખવડાવવા-પીવડાવવા તેમજ ભરણ-પોષણ વિગેરે જરૂરિયાતો પાછળ જે પ્રયતનો કરે

છે, એ બધા બદલ અલ્લાહપાકે બદલો નિશ્ચિત કર્યો છે. સંતાનના સારા ઘડતર માટે જે પ્રયત્ન કરે છે તે તેના સદ્કાર્યોમાં ગણાય છે. જ્યારે માણસ મૃત્યુ પામે છે, અને તેના સંતાન તેના માટે ભલાઈની દુઆ કરે છે. તેના માટે અલ્લાહ તઆલા પાસે તેની મગફિરત માંગે છે, ત્યારે અલ્લાહપાક સંતાનની દુઆ કબૂલ ફરમાવે છે.

માં-બાપને જોઈએ કે બાળકોના જવાન થતાં જ તેમની દેખરેખ રાખે, ગલત પ્રકારના સાથીઓ અને ભાઈબંધોથી દૂર રાખવાની ભરપૂર કોશિશ કરે, એવી જ રીતે સિનેમા, થિયેટર, ફિલ્મ, નાચગાન, નોવેલ, નગ્ન ફોટાઓ, સંસ્કારોને પાયમાલ કરનારી વસ્તુઓ, પોપ ગેમ્સ, તદ્પરાંત સ્ત્રીઓના ટોળાંઓ અને તેમની મેહફિલોના સમાગમ-સહવાસથી બહુ દૂર રાખે.

નવયુવાનોએ ખુદ જ આ બધી વાતોથી સાવચેતી દાખવવી જોઈએ, નહિતર જો યુવાવસ્થાના પ્રારંભમાં બગાડ તરફ વળાંક લીધો તો પછી તેને સીધી દિશા તરફ વળાંક આપવો ભારે પડશે અને ઈઝઝતના સત્યનાશ સાથે સાથે તંદુરસ્તી અને તાકાતના બરબાદ થવાનો સખ્ત ખતરો છે.

ટેલિવિઝન, ઈન્ટરનેટ એક એવુ ખતરનાક અને વિનાશકારી સાધન છે કે, એની નહૂસતને કારણે આજે આપણા કુમળાં અને માસૂમ ભૂલકાંઓની જીભે તથા યુવાધનના મુખડે અમ્બિયાએ કિરામ (અલયહિમુસ્સલામ), સહાબાએ કિરામ (રદી.) અને અવલિયાએ ઈઝામ (રહ.)ના મુબારક અને ફૈઝદાયી નામોને બદલે ફિલ્મી અભિનેતાઓ અને અભિનેત્રીઓના મન્હૂસ નામો અને કુર્આની આયાતને બદલે બેહયાઈભર્યા ગીતો રાત-દિન સાંભળવા મળે છે. તેમને ઈસ્લામના અહકામ અને આદર્શોનું જરાય ભાન નથી. સુન્નતે નબવી (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)થી તેઓ હર સેકંડે દૂર જઈ રહ્યા છે. બિનઈસ્લામી રીત-રિવાજો, તરીકા અને અદાઓ પાછળ તેઓ ગાંડાતૂર બની રહ્યા છે. ઈસ્લામી રહેણી-કરણી અને સંસ્કૃતી મુસલ-માનોમાંથી લુપ્ત થતી જાય છે. નહૂસતનાં આવા કાળાડિબાંગ ઓળા મુસ્લિમ સમાજ પર ટી.વી. તથા મોબાઈલના પ્રતાપે જ ઉતરી રહ્યા છે.

ટેલિવિઝન તથા મોબાઈલમાં પ્રસારિત થતા પ્રોગ્રામોથી ઘણી બૂરાઈઓ, ગેરઅખ્લાકી વાતો અને બેશરમીભર્યા કામો રિવાજ પામે છે.

આમ, ટેલિવિઝન તથા મોબાઈલ ઈસ્લામે હરામ અને નિષિદ્ધ ઠરાવેલ વાતો અને કૃત્યોને રિવાજ આપે છે. ઈસ્લામ એવી પ્રવૃત્તિઓને સહન કરી શકતો નથી, જે માનવીની આત્મિક-રૂહાની, માનસિક, નૈતિક, આર્થિક અને સાંસ્કૃતિક ઉન્નતીને અવરોધતી અને ગૂંગરાવતી હોય. ટી.વી. તથા ઈન્ટરનેટની જીવલેણ અસરોને કારણે દીની મૂલ્યોનો હ્રાસ થઈ રહ્યો છે અને અધર્મતા તથા નાસ્તિકતાને વેગ મળી રહ્યો છે.

એક હદીષ શરીફમાં છે કે, અલ્લાહ તઆલા સમાજના અમુક લોકોના કોઈ નાજાઈઝ કામ કરવાથી આમ અઝાબ નાઝિલ કરે છે, જ્યારે કે એ કામ લોકોની સામે છડેચોક કરવામાં આવે અને તેઓ એને રોકવા શક્તિ-માન હોય, છતાંય રોકટોક ન કરે, જ્યારે આવો સમય આવી લાગે તો આમ અને ખાસ બધા જ લોકો અઝાબગ્રસ્ત થઈ જાય છે. *(મિશ્કાત શરીફ)*

આજે નવી નવી અસાધ્ય બીમારીઓ, નિતનવી આફતો અને જટીલ સમસ્યાઓ જાણે આપણું ભાગ્ય (દર્ભાગ્ય) બની ચૂકી છે. આખો મુસ્લિમ સમાજ તથા મુસ્લિમ કૌમ અસ્ત વ્યસ્ત અને આકુળ વ્યાકુળ છે. ઈસ્લામ પર જાતજાતના પ્રહારો અને મુસલમાનો પર વિનાશક આક્રમણોનો એક અતૂટ સિલસિલો છે. કહેવાની જરૂર છે ખરી કે આજે આપણી આવી અવદશા કેમ થવા પામી છે ? ! શું આપણે પોતાનું કર્તવ્ય ભાન અને ફરજ પાલન ચૂક્યા નથી ?

આપણી છોકરીઓ ગેરમુસ્લિમો સાથે જઈ રહી છે, અને માં-બાપ તથા સગા-વ્હાલાઓની વિરૂદ્ધ વિડીયોમાં ગલત વાતો રજૂ કરે છે. જ્યારે ગેરમુસ્લિમ છોકરીઓ આપણા છોકરાઓ તથા તેના ઘરવાળાઓ બાબતે જે વાતો રજૂ કરે છે, તેના કિસ્સાઓ દરરોજ ન્યુઝ પેપરોમાં મોટા-મોટા મથાળાઓ અને ફોટાઓ સાથે આવી રહ્યા છે. આમાં વધુ પડતી બાબતો જૂઠી છે. પરંતુ જે થોડી ઘણી સાચી હશે તે બાબતે વિચાર કરવો જરૂરી છે.

હિંદુ છોકરી સાથે શાદી કરનારા વધુ પડતા પ્રેમ પ્રકરણવાળા છોકરાઓ હોય છે અને તે જ્યારે તેમના પ્રેમમાં ફસાય જાય છે, તો તેને સારી રીતે સાચવી શકતા નથી. તેને જૂઠા વાયદાઓ કરે છે, અને પછી તેને ધર્મ કે જ્ઞાતિના ટોણાંઓ મારે છે. આ તે છોકરાઓ છે, જેમને ઈસ્લામ ધર્મ બાબતે કોઈ જ જ્ઞાન હોતું નથી. તેમને ખબર નથી કે ઈસ્લામમાં આ પ્રકારનો પ્રેમ ઝીનાકારી (વ્યભિચાર) ગણાય છે. અને તે ઘણો સખ્ત ગુનોહ છે તથા જૂઠા વાયદા કરવા પણ ઘણા મોટા ગુનાહમાં ગણાય છે. તથા તે છોકરી ઉપર ઝુલ્મ-અત્યાચાર તથા તેને માનસિક ત્રાસ આપવો પણ ઘણો જ મોટો ગુનોહ છે. આ બધી જ બાબતોથી અલ્લાહપાક તથા તેના રસૂલ (સલ.)એ ઘણી તાકીદ અને સખ્તીથી રોક્યા છે. ઘણા અફસોસની વાત છે કે, આપણા અમૂક નવયુવાનોની બદઅખ્લાકી અને ખરાબ વર્તણૂંકને લઈ ઈસ્લામ જેવો પવિત્ર અને શર્મો-હયાવાળો ધર્મ તથા બધા જ મુસ્લિમો બદનામ થઈ રહ્યા છે.

અમેરિકામાં એક ખ્રિસ્તી ધર્મની શિક્ષિત સ્ત્રીને મુસ્લિમ નવયુવાનો વિરૂદ્ધ ભરમાવવામાં આવી હતી કે, તે તોફાની અને હવસ પરસ્ત હોય છે. તેણે ઈસ્લામ કબૂલ કરવાનું કારણ એ બતાવ્યું કે, મેં ત્યાંની કૉલેજમાં મુસ્લિમ વિદ્યાર્થીઓને સૌથી વધુ શિસ્ત અને શર્મો-હયાવાળા જોયા. તે સ્ત્રીઓ તરફ નીચી નજર રાખીને જ વાત કરતા હતા. તો તે સ્ત્રી કહે છે કે, મને ઘણું જ આશ્ચર્ય થયું કે, મને તો મુસ્લિમ નવયુવાનો વિશે આવું કહેવામાં આવ્યું હતું ! અને આ તો તદ્દન તેના વિરૂદ્ધ નીકળ્યું. તો તેણે મુસ્લિમ વિદ્યાર્થીઓને પૂછ્યું કે, તમે મારી સાથે વાત કરતી વખતે નજર ફેરવીને કેમ વાત કરો છો ? તો તેમણે કહ્યું કે, ''ઈસ્લામની આ જ તઅલીમ છે કે, પારકી સ્ત્રી સાથે નજર મેળવી વાત નહીં કરવી.'' તો પછી મને ઈસ્લામ વિશે વાંચવાનું મન થયું અને મેં અંતે ઈસ્લામ સ્વિકારી લીધો.

આજે આપણાં સમાજમાં ગાયનો સાંભળવાનો તથા સંભળાવવાનો ઘણો જ રિવાજ થઈ ચૂક્યો છે. ઘર-ઘર, ગલી-ગલી, શેરી-શેરી અને બજાર ફિલ્મી ગાયનો અને મ્યુઝિકથી ગુંજે છે. ટી.વી; વી.સી.આર;

ડીશ એન્ટેના અને ચેનલોએ તેના અવાજને ઉચ્ચ શિખરો પર પહોંચાડયો છે. અમુક મુસ્લિમો શાદીના પ્રસંગે ગાયનોનો અવાજ બુલંદ કરી પૂરા મહોલ્લાને, બલ્કે આખા ઈલાકાવાળાઓને ફિલ્મી ગાયનો અને મ્યુઝિક સંભળાવે છે. ભલે ને તે સમયે કોઈ નમાઝ પઢી રહ્યો હોય યા કુર્આને કરીમની તિલાવત કરી રહ્યો હોય યા ઝિક્રે ખુદામાં મશ્ગૂલ હોય યા અભ્યાસમાં વ્યસ્ત હોય અથવા આરામ કરતો હોય.

## ઈસ્લામી પહેરવેશ (લિબાસ) :

આજના જમાનામાં ફેશને લિબાસના અસલ મકસદને ખત્મ કરી દીધો છે. પુરૂષો અને સ્ત્રીઓમાં એવો લિબાસ પ્રચલિત થઈ ગયો છે, જેનાથી અંદરના ભાગો સાફ દેખાય છે. આવો પહેરવેશ પહેરવાવાળા પર અલ્લાહ તઆલા અને અલ્લાહપાકના રસૂલ (સલ્લલ્લાહુ અલયિહ વસલ્લમ)એ સખ્ત લઅ્નત (અલ્લાહપાકની રહમતથી દૂરી) ફરમાવી છે.

અલ્લાહપાકના રસૂલ (સલ.) ફરમાવે છે : "અમુક સ્ત્રીઓ નામનાં કપડાં પહેરે છે અને હકીકતમાં તે નગ્ન છે. આવી સ્ત્રીઓ જન્નતની ખુશ્બૂ પણ નહીં સુંઘી શકે." *(મુસ્લિમ શરીફ)*

બીજી હદીષમાં અલ્લાહપાકના રસૂલ (સલ.) ફરમાવે છે : "કયામતના નજદીક સ્ત્રીઓ એવો પહેરવેશ પહેરશે, જે પહેરવા છતાં નગ્ન હશે, બીજાઓને પોતાની તરફ આકર્ષશે અને પોતે પણ બીજાઓ તરફ આકર્ષાશે, તેમનું માથુ ઉંટની કોહાનની જેમ ઝૂકેલું હશે. આવી સ્ત્રીઓ જન્નતમાં દાખલ નહીં થાય." *(મુસ્લિમ શરીફ : ૨/૨૦૫)*

ફેશનની બીમારીએ સારા દીનદાર કુટુંબોની સ્ત્રીઓને પણ ફિલ્મી હિરોઈનની નકલ કરવા પર મજબૂર કરી દીધી છે. સિનેમા, ટી.વી. જોવાથી જ્યાં ઘણાં ગુનાહ અને નુકસાન છે, ત્યાં એક આ પણ છે કે નવજવાન છોકરીઓ ફિલ્મોમાં કામ કરવાવાળી બેહયા, બેશર્મ હિરોઈનોના કપડાં પહેરીને તેમની ચાલ-ચલન શીખીને તેમના જેવી બનવામાં ગર્વ અનુભવે છે.

## રસ્તાઓ ઉપર બેસવાના હક્કો :

અલ્લાહપાકના રસૂલ (સલ.) માર્ગનો પહેલો હક દર્શાવતાં ઈર્શાદ ફરમાવે છે કે, જો રસ્તા પર બેસવું જ પડે તો નજર નીચી રાખો, પારકી સ્ત્રીઓને જોવાથી બચો, બદનઝરી-પારકી સ્ત્રીને જોવું એક ખતરનાક ગુનો છે. એનાથી શયતાન માનવીની વિચારશક્તિને ભરપાઈ ન કરી શકાય એવું નુકસાન પહોંચાડે છે. તેને માનસિક રીતે પરેશાનીમાં નાંખી દે છે. જે માણસ પારકી સ્ત્રીઓને જોવાની કુટેવ ધરાવતો હોય છે, તે શારીરિક રીતે પણ દુર્બળ હોય છે. જાતજાતના રોગોનો ભોગ બની તે પોતાના સ્વાસ્થ્યને બરબાદીના આરે પહોંચાડી દે છે, તેમજ આ બદનઝરી તેને આગળ વધારે છે. તે બીજા ગુનાહોમાં પડવા લાગે છે. ટગર-ટગર જોયા પછી પારકી સ્ત્રીઓ સાથે વાતચીતની નોબત આવે છે, પછી કહેવાતો પ્રેમ પાંગરે છે, અને પછી મામલો હરામખોરી સુધી પહોંચે છે. એટલે જ કુર્આન શરીફમાં અલ્લાહ પાકે જ્યાં નજર નીચી રાખવાનો આદેશ આપ્યો છે, ત્યાં તેની સાથો-સાથ શીલ (શર્મગાહ) સાચવવા ઉપર પણ ભાર આપ્યો છે. કારણ કે બદનઝરી નાજાઈઝ સબંધોની શરૂઆત કરાવનાર પુરવાર થાય છે.

તદુપરાંત પારકી સ્ત્રીઓને જોવાની કુટેવ ધરાવતો માણસ સમાજમાં પોતાની ઈઝઝત ખોઈ બેસે છે. લોકો તેના વિશે સારું મંતવ્ય નથી ધરાવતા. અને બને ત્યાં સુધી લોકો પોતાના ઘરની મહિલાઓથી તેને દૂર રાખવાની કોશિશ કરે છે. એટલું જ નહીં, બલ્કે આવા માણસ પર અલ્લાહ તઆલા ફિટકાર (લઅ્નત) વરસાવે છે. જો કે આ ફિટકારથી એ મહિલાઓ પણ બાકાત નથી રહેતી, જે પરદા વગર બહાર નીકળી પડે છે અને પુરૂષને જાણ્યે-અજાણ્યે આકર્ષે છે. અને જેની ઉપર અલ્લાહપાક ફિટકાર વરસાવે, તેને બન્ને જહાં (લોક)ની બરબાદીથી કોણ બચાવી શકશે ? હદીષ શરીફમાં છે : ''જોનાર પુરૂષ ઉપર અને જે સ્ત્રીને જોવામાં આવી રહી છે તેની ઉપર અલ્લાહ તઆલાએ ફિટકાર વરસાવી છે.'' *(બયહકી, મિશ્કાત : ૨૭૦)*

જેવી રીતે પારકી સ્ત્રીને જોવા (બદનઝરી)થી ખુદાપાકનો પ્રકોપ ફાટી પડે છે, અને માનવીને લઅ્નતપાત્ર ઠરાવવામાં આવે છે, ત્યાં બીજી બાજુ

આ ગુનાહથી ખુદને બચાવનાર ખુદાપાકની ખુશ્નૂદી પણ મેળવે છે. હદીષ શ.માં છે કે, જ્યારે કોઈ મુસલમાનની કોઈ સ્ત્રી ઉપર (અકસ્માતે) પહેલી વખત નજર પડી જાય, પછી તે પોતાની નજર નીચી કરી લે (બીજી વખત ન જુએ કે એકીટશે જોતો ન રહે) તો અલ્લાહપાક તેને એક એવી ઈબાદતની તૌફીક આપશે, જેની મીઠાશની તેને અનુભૂતિ થશે. અર્થાત્ નમાઝ, રોઝા, તિલાવત તથા ઝિક્રની મિઠાશની તેને અનુભૂતિ કરાવવામાં આવશે.

સારાંશ કે રસ્તાઓ પર બનેલી દુકાનો, હોટલો અને ઓટલાઓ પર બેસવાવાળાઓએ પોતાની નજરોની સાચવણી કરવી જોઈએ અને દરેક સંજોગોમાં બદનઝરીથી બચવું જોઈએ. નહીંતર તેઓને શરઈ દૃષ્ટિએ રસ્તાઓ પર બેસવાનો કોઈ અધિકાર નહીં હશે.

## ગુનાહોને ડામવામાં પરદાની ભૂમિકા :

I think the greatest thing when you are a female who is always out and about is to remember that your place is in the home. *(Hindustan times. Delhi 23-7-04).*

**અર્થ** : મારા મંતવ્ય મુજબ જે સ્ત્રીઓ હમેંશા ઘરની બહાર ફરતી રહે છે, તેમણે સૌથી મોટી અને મહત્વની વાત યાદ રાખવી જોઈએ કે, તેમનું સર્વશ્રેષ્ઠ ઠેકાણુ એમનું ''પોતાનું ઘર'' છે.

આ શબ્દો કોઈ મૌલાના સાહબ કે રૂઢિચુસ્ત કહેવાતી બુરખાધારી ખાતુનના નથી, બલ્કે ફિલ્મી જગતમાં અદાકારી અને નગ્ન તસ્વીરોનો લાંબો કેરીયર પ્રાપ્ત કર્યા બાદ પોતાનો કડવો અનુભવ વ્યકત કરતી પ્રખ્યાત ફિલ્મી અદાકાર શ્રીમતી ''કેટ હિડસન''ના છે.

ઈગ્લેન્ડમાં આપેલા પોતાના ઈન્ટરવ્યુમાં તેમણે સ્ત્રીઓને આ પ્રમાણેનો મશ્વેરો આપ્યા બાદ પોતાના માટે આ ઈચ્છા અને ઈરાદો વ્યકત કર્યો કે, તે એક કર્તવ્ય પાલન, આજ્ઞાકારી પત્ની અને પ્રેમાળ તથા હેતાળ માતા બનીને પોતાનું બાકી જીવન વિતાવવા માંગે છે. આજ પ્રમાણેના શબ્દો હોલીવુડની પ્રખ્યાત અદાકાર **'Greta Garbo'** તથા **'Jean Seberg'**ના પણ

છે કે, શાદી ન કરવી હમારી મહા ભૂલ હતી.

*(હિંદુસ્તાન ટાઈમ્સ, ૨૧ સપ્ટેમ્બર ૧૯૮૦)*

ફકત ફિલ્મી જગતનો જ હાલ આવો નથી. સરકારી કે પ્રાયવેટ નોકરી અને સામાજિક તથા ફૌજી સેવાઓ સુંધ્ધામાં સ્ત્રીથી તેની શર્મ, હયા, લજ્જા અને મર્યાદાઓ છિનવી લઈ તેના ઉપર નગ્નતા અને અંગપ્રદર્શન થોપવામાં આવ્યા.

જીવનના અમુક વર્ષો સુધી તો મહિલા મોર્ડનયુગના ભૌતિક લાભો પ્રાપ્ત કરવાના શૌખમાં પોતાને ''શમ્એ મેહફિલ'' બનાવે છે, પરંતુ વખત જતાં સૌંદર્યમાં ઘટાડો થવાથી અને પુરૂષોના આકર્ષણમાં કમી આવવાને લઈ તથા પુરૂષો તરફથી વર્તાવમાં ફેરફાર થવાને લઈ સમયના વહેણ બદલાવાની વાસ્તવિકતા સામે આવે છે. અને અસલ હકીકતનું ભાન આવે છે, તો પછી ''શ્રીમતી હિડસન''ની જેમ તેનો દૃષ્ટિકોણ અને વિચારધારા પણ બદલાય જાય છે.

ઈન્સાનોને પેદા કરવાવાળા અલ્લાહપાકે માનવસમાજની સ્વચ્છતા આદર્શતા અને પાકીઝગીની જે સુંદર વ્યવસ્થા કરી છે, તેમાં સ્ત્રી-પુરૂષના કામો વહેંચી આપ્યા છે. સ્ત્રી જો ઘરની જવાબદારી સંભાળી, આદર્શ પત્ની અને પ્રેમાળ માતાની જવાબદારીનું ભાન રાખે, તો તે પુરૂષનો ઘરની બહારની બધી જ જવાબદારીઓથી ભાર હલકો કરી આપે છે. પરંતુ જ્યારે તે પોતાની ઘરેલુ જવાબદારીઓમાં નિષ્ક્રિય રહી પારકા પુરૂષોની નજરોમાં પ્રિય થવા પોતાના અંગોનું પ્રદર્શન કરવા બહાર નીકળી પડે છે, તો ગૃહનિર્માણ થવાની જગ્યાએ બરબાદીનું કારણ બને છે.

અલ્લાહપાકના રસૂલ (સલ.)એ કેટલી સાચી વાત ફરમાવી છે કે, સ્ત્રી છુપાવવાની વસ્તુ છે. જયારે તે ઘરની બહાર નીકળે છે, તો શયતાન તેને પારકા પુરૂષોની નજરોમાં સારી દેખાડે છે. અને જયારે તે પોતાના ઘરમાં હોય છે, તો અલ્લાહપાકની રહમતથી નજદીક હોય છે. *(તિરમિઝી)*

સ્ત્રીની ખાધા ખોરાકી તથા અન્ય બધીજ આર્થિક જવાબદારીઓ સંપૂર્ણ રીતે ફકત પુરૂષના ઝિમ્મે છે. એટલા માટે તેણે નોકરીની શોધમાં

આમ-તેમ ભટકવાની કોઈ જ જરૂરત નથી. હા, જો તેની આર્થિક જરૂરતો પૂરી ન થતી હોય, તો પોતાની આર્થિક જરૂરત પૂરી કરવા ઘરની બહાર નીકળી શકે છે. પરંતુ જરૂરત માટે બહાર નીકળવુ અને ફેશન માટે નીકળ -વામાં (મનેચ્છાઓ અને ખોટા ભપકાઓ કરવા) ઘણો ફરક છે.

## ધર્મ પરિવર્તન-બળજબરી

ઈસ્લામ દલીલ આધારિત ધર્મ છે. એટલે ઈસ્લામ પ્રચાર માટે સર્વ-પ્રથમ તર્કબધ્ધ દલીલો, ત્યાર પછી બોધવચનો અને છેક છેલ્લે તંદુરસ્ત ચર્ચાનો સહારો લેવાનું સૂચવે છે. ઈસ્લામી પયગમ્બર પર જે વાણી અવતરી તે માનવીય બુધ્ધિને સંબોધન કરે છે, તેમજ ચિંતન-મનનનો આદેશ આપે છે. જે ધર્મ વાંચવા વિચારવાની વાત કરતા હોય તે બળજબરી કેમ કરી શકે ? ઈસ્લામે ધર્મની બાબતમાં બળજબરીનો વિરોધ કર્યો, એટલું જ નહીં, બલ્કે તેણે એ મુદ્દો પણ ઉપસાવ્યો કે ધર્મ જે તે માણસની પસંદગી ઉપર અવલંબે છે. તેનો સબંધ આત્મા સાથે છે અને આત્મા પર તલવાર વડે કાબુ મેળવી શકાય એમ નથી. કુર્આનમાં છે કે ‘‘આ તમારા પાલક તરફથી આવેલ એક સચ્ચાઈ છે તો જેને માનવું હોય તે માને અને જેને ન માનવું હોય તે ન માને.’’ *(અલ કહફ-૧૯)* ધર્મની બાબતે કોઈ બળજબરી નથી. *(સૂ.બકરહ-૨૫૬)* પયગમ્બરનું કાર્ય લોકોને સત્યની જાણ કરવાની છે. તેને સ્વીકારવા માટે મજબૂર કરવાનું નથી. *(સૂરહ માઈદહ-૯૨)* જો બળજબરી કરવાની હોતે તો બધાને મુસલમાન જ બનાવી પેદા કરતે. બળજબરીની પણ જરૂર નહીં રહેત. પરંતુ એક વિશેષ આશયે અલ્લાહપાકે ધર્મની બાબતમાં આઝાદી આપી છે. જેથી સમજદારીને પ્રકાશ પ્રતિ માર્ગ મળે અને અણસમજુઓ અંધારાના ઊંડા ખાડામાં પડી જાય. *(સૂરહ યુનુસ-૯૯)* કુર્આન શરીફમાં એક પણ આયત નથી જેમાં જબરદસ્તીથી કોઈને મુસલમાન બનાવવાનો આદેશ હોય. બલ્કે તેનાથી વિપરિત તે યુધ્ધ વખતે પણ વિધર્મી-ઓને આશ્રય આપવાનો આદેશ આપી તેમને સમજાવવાનો જ હુકમ આપે છે. *(સૂ.તૌબા-૬)* આપના જીવનકવનથી પણ આવી કોઈ ઘટના જાણવા નથી મળતી કે આપે કોઈને ઈસ્લામ સ્વીકારવા માટે મજબૂર કર્યો હોય. હા,

નમ્રતા, નૈતિકતા વડે લોકોના દિલ જીતવાના અનેક બોધદાયક કિસ્સાઓ આપના જીવનમાંથી મળી આવે છે.

ખયબરના યુદ્ધ વેળા જ્યારે હઝ. અલી (રદી.)ને આપ (સલ.)એ ખાસ ઝંડો એનાયત ફરમાવ્યો તો હઝરત અલી (રદી.) પૂછયું કે "શું યહૂદીઓને મારીને મુસલમાન બનાવી લઈએ ?" આપ (સલ.)એ જવાબ આપ્યો, "નહીં ! નરમીથી તેમની સામે ઈસ્લામ રજૂ કરજો. જો તમારા સમજાવવાથી એક માણસ પણ ઈસ્લામ સ્વીકારી લે તો એ તમારા માટે લાલ ઊંટથી પણ વધારે સારું છે."

ઈસ્લામે ધર્મના પ્રચાર-પ્રસાર અંગે માત્ર માર્ગદર્શન ઉપર જ સંતોષ ન માન્યો, બલ્કે સ્પષ્ટ રીતે તેના અનુયાયીઓને એ દર્શાવી દીધું કે, ઈસ્લામના પ્રચાર-પ્રસારમાં કોઈ પણ પ્રકારની બળજબરી કે અત્યાચાર જાઈઝ નથી.

"ધર્મની બાબતમાં કોઈ બળજબરી નથી. સાચી વાતને ખોટી વાતથી જુદી પાડી દેવામાં આવી છે." *(કુર્આન : ૨ : ૨૫૬)*

હકીકત એ છે કે, જે ધર્મએ પોતાના પ્રચાર-પ્રસાર માટે માત્ર આમંત્રણ અને આહ્વાનનો માર્ગ નિર્ધારિત કર્યો હોય, જેણે તે અંગેના સિદ્ધાંતો અને નિયમો દર્શાવ્યા હોય, જેણે બુદ્ધિ અને સમજ તથા વિવેક અને તત્વદર્શિતાની લોકોથી માંગ કરી હોય, ડગલેને પગલે તર્ક, દલીલ અને શિષ્ટાચારની તાકીદ કરી હોય, તે ધર્મ કેવી રીતે અત્યાચાર, અતિરેક અને બળજબરીની પદ્ધતિ અપનાવી શકે ? ઈસ્લામ એ સર્વપ્રથમ ધર્મ છે, જેણે ન માત્ર ધર્મના બળજબરીપૂર્વકના પ્રસારને અપ્રિય ઠેરવ્યું, બલ્કે તેની ફિલસૂફી બતાવી કે ધર્મ બળજબરીની વસ્તુ જ નથી. ઈસ્લામનો આધારસ્તંભ "ઈમાન" (આસ્થા) છે. ઈમાન વિશ્વાસનું બીજું નામ છે અને વિશ્વાસનો સબંધ હૃદય સાથે છે. દુનિયામાં કોઈ શક્તિ કોઈના હૃદયમાં બળજબરીપૂર્વક વિશ્વાસનો એક અંશ પણ પેદા કરી શકતી નથી, બલ્કે તેજથી તેજ તલવારની ધાર પણ દૃઢ હૃદય ઉપર વિશ્વાસનો એક અક્ષર અંકિત કરી શકતી નથી.

કુર્આન શરીફમાં ફરમાવવામાં આવ્યું : "કહી દો, આ સત્ય છે

તમારા રબ (પાલનહાર) તરફથી ! તો હવે જે કોઈ ચાહે, માની લે અને ચાહે તો ઈન્કાર કરી દે.'' *(કુર્આન : ૧૮ : ૨૯)*

સત્ય અને અસત્ય, ઈમાન અને ઈન્કાર બન્ને સ્પષ્ટ છે. માર્ગદર્શન અને પથભ્રષ્ટતા રજૂ કરી દેવામાં આવ્યા છે. બુદ્ધિ અને સમજબૂઝ રાખનારાઓ પોતે તેને સ્વીકારી લેશે અને અણસમજુઓ તેનાથી વંચિત રહી જશે. તેથી જ વારંવાર સ્પષ્ટ કરી દેવામાં આવ્યું કે, પયગમ્બરનું કર્તવ્ય માત્ર લોકો સુધી સંદેશને ખૂબીથી સ્પષ્ટરૂપે પહોંચાડી દેવાનું જ છે, ન કે બળજબરીથી મનાવવાનું !

- પયગમ્બર ઉપર સંદેશ પહોંચાડી દેવા સિવાય કોઈ જવાબદારી નથી. *(કુર્આન : ૫ : ૯૯)*
- હવે જો તેઓ ધ્યાન ન આપે, તો અમે તમને તેમના ઉપર રખેવાળ બનાવીને તો મોકલ્યા નથી. તમારા ઉપર તો કેવળ સંદેશ પહોંચાડી દેવાની જ જવાબદારી છે. *(કુર્આન : ૪૨ : ૪૮)*
- સારૂં, તો ઉપદેશ આપો. તમે તો માત્ર ઉપદેશ આપનાર છો. તમે તેમના ઉપર કંઈ બળજબરી કરનાર નથી. *(કુર્આન : ૮૮ : ૨૧-૨૨)*

કોઈ ધર્મને ફેલાવવામાં બળ-જબરી કરવી પડે અને તેને લોકો માની લે તે માટે અત્યાચાર કરવો પડે, તે બાબત જ તે ધર્મની અને તેના પ્રચારકની પ્રતિષ્ઠાને હાનિ પહોંચાડે છે. આ બાબતથી ઈસ્લામ અને નબીની શાન ખૂબ બુલંદ છે.

- કુર્આનમાં ફરમાવવામાં આવ્યું કે, ''જો અલ્લાહપાક ઈચ્છતો હોતે, તો સૌને એક જ સમુદાય બનાવી દેતે.'' *(૪૨ : ૮)*
- જો તમારો પાલનહાર ઈચ્છતો હોતે, તો ધરતી ઉપર જેટલા પણ લોકો છે, તે બધા જ ઈમાન લઈ આવતા. પછી શું તમે લોકોને મજબૂર કરશો કે તેઓ ઈમાનવાળા થઈ જાય ? *(૧૦ : ૯૯)*

મદીના શહેરની એક ઘટના છે. મદીનાના મૂળ રહેવાસીઓ, જેઓ ઈસ્લામ અંગીકાર કરીને મુસલમાન બની ગયા હતા, તેમનામાંથી એક

વેચનાર ધણી જે તેમના પર અધિકાર ભોગવતો હતો, તે જ અધિકારો લેનાર ધણીને મળતા હતા. યહુદીઓની દશા તો એથી પણ વધુ ખરાબ અને દયનીય હતી. તેઓ એવી હાલતમાં હતા કે, તેઓ રૈયત કહેવા પાત્ર પણ રહ્યા ન હતા. કારણ કે રૈયત તો અમૂક હક ધરાવે છે, અને યહુદી પ્રજા તો હકના નામથી અજાણ હતી. ઈરાનમાં જે પારસીઓ હતા, તેઓની સ્થિતિ એનાથી પણ વધુ દયાજનક હતી.

હઝ. ઉમર (રદી.)એ જ્યારે એ દેશોને જીત્યા ત્યારે એકાએક એમની સ્થિતિ બદલાઈ ગઈ. જે હક્કો પરધર્મીઓને આપવામાં આવ્યા, તે જોતાં તેઓ જાણે રૈયત ન રહ્યા હતા, બલ્કે અરસપરસ કોલ-કરારો કરનારા બે સમોવડીયાના જે સબંધ હોય છે, તેવો બન્નેમાં સબંધ રહ્યો હતો. વિવિધ દેશોની જીતના સમયે જે કરારો લખવામાં આવ્યા, તેને અમે આ સ્થળે મૂળ રૂપે નકલ કરીએ છીએ કે, જેથી એ દાવાને પુરાવો મળશે. અને સાથે જ એ બાબતને સરખાવવાનો પ્રસંગ મળશે કે, યુરોપે પોતાના સુધારાનો દાવો કરવા સાથે એ પ્રકારના હક્કો કદી ગૈરકૌમને આપ્યા નથી. એ યાદ રાખવું જોઈએ કે, ઈતિહાસોમાં જે કરારો આપવામાં આવ્યા છે, તેમાં કેટલાક સવિસ્તર અને બાકીના સંક્ષિપ્ત છે. કારણ કે વિગતપૂર્વક શરતોનું વારંવાર પુનરાવર્તન કરવું તે લંબાણ આપવાનું કારણરૂપ હતું. તેથી ઘણાખરા કરારોમાં કોઈ વિગતપૂર્વક કરારનો હવાલો આપવામાં આવ્યો છે. બયતુલ મુકદ્દસનો કરાર, જે હઝ. ઉમર (રદી.)ની પોતાની હાજરીમાં અને એમના જ શબ્દોમાં લખાયો હતો, તે નીચે પ્રમાણે છે :

- આ તે રક્ષા છે કે, જે ખુદાપાકના ગુલામ અમીરૂલ મુઅમિનીન ઉમરે ઈલ્યા (સિરિયા)ના લોકોને આપી.
- એ રક્ષા તેમના જાન-માલ, ચર્ચો, ક્રોસ, તંદુરસ્ત, માંદા અને તેમના સર્વે ધર્મવાળાઓ માટે છે.
- આ રક્ષા એ પ્રકારની છે કે, ન તો તેમના ચર્ચોમાં વાસ કરવામાં આવશે, ન તેમને તોડી પાડવામાં આવશે.

- તેમને અને તેમની હદબંદીને હાની પહોંચાડવામાં આવશે નહીં.
- તેમના ક્રોસો અને તેમના માલમાં કાંઈ પણ ઘટાડો કરવામાં આવશે નહીં.
- ધર્મ સબંધી તેમના પર જબરદસ્તી કરવામાં આવશે નહીં.
- તેમનામાંથી કોઈને કાંઈ પણ નુકસાન પહોંચાડવામાં આવશે નહીં.
- ઈલ્યામાં તેમની સાથે યહુદીઓ રહેવા પામશે નહીં. ઈલ્યાવાળાઓની ફરજ છે કે, તેઓ બીજા શહેરોની જેમ જિઝિયો આપે.
- ગ્રીકોને કાઢી મૂકે અને ગ્રીકોમાંથી જે શહેરથી નીકળશે, તો તે સુરક્ષિત સ્થળે પહોંચી જાય ત્યાં સુધી તેના જાન-માલની રક્ષા કરવામાં આવશે.
- અને જે ઈલ્યામાં જ વાસ કરી રહે, તેને પણ રક્ષણ આપવામાં આવશે અને તેને જિઝિયો વેરો આપવો પડશે.
- ઈલ્યાવાસીઓમાંથી જે માણસ પોતાના જાન-માલ લઈ ગ્રીકો સાથે ચાલ્યા જવાની ઈચ્છા રાખે, તો તે સુરક્ષિત સ્થળે પહોંચી જાય ત્યાં સુધી તેમના ચર્ચોની, તેમના ક્રોસો અને તેમની રક્ષા કરવામાં આવશે.

અને જે કંઈક લખાણમાં છે, તેના ઉપર અલ્લાહપાકની, અલ્લાહપાકના રસૂલની, ખલીફાઓની અને મુસલમાનોની બાંહેધરી છે. પરંતુ એ શર્તે કે, એ લોકો ઠરાવેલ જિઝિયા વેરો ભરતા રહે. એ લેખ પર ખાલિદ ઈબ્ને વલીદ, અમ્ર ઈબ્ને આસ, અબ્દુર્રહમાન ઈબ્ને ઔફ અને મુઆવિયા ઈબ્ને અબી સુફયાન (રદી.)ની સાક્ષીઓ છે. અને એ સને ૧૫ હિ.માં લખવામાં આવ્યો.

એ ફરમાનમાં સ્પષ્ટ રીતે ખુલાસો કરવામાં આવ્યો છે કે, ખ્રિસ્તીઓના જાન-માલ અને ધર્મ દરેક રીતે રક્ષિત રહેશે. અને એ સ્પષ્ટ છે કે, કોઈ પ્રજાને જેટલા પણ હક્કો મળી શકે છે, તે આ ત્રણ વસ્તુઓથી સબંધ ધરાવે છે. ખ્રિસ્તી દેવળો (ચર્ચો) સબંધી એવી વિગત છે કે, તેઓને તોડવામાં ન આવશે, ન તો તેમની ઈમારતને કંઈક નુકસાન પહોંચાડવામાં આવશે કે ન

તેમની હદબંધીઓને કંઈક હરકત પહોંચાડવામાં આવશે. ધાર્મિક સ્વતંત્રતા સબંધી બે વાર ખુલાસો કર્યો છે કે, **'લા યુક્રહુન અલા દીનિહિમ'** (તેમને ધર્મ બાબતે મજબૂર કરવામાં આવશે નહીં.) ખ્રિસ્તીઓના વિચાર પ્રમાણે હઝરત ઈસા અલયહિસ્સલામને યહુદીઓએ ક્રોસ પર ચઢાવી કત્લ કર્યા હતા. અને એ બનાવ ખાસ બયતુલ મુકદ્દસમાં બન્યો હતો. તેથી ખ્રિસ્તીઓના લીધે એ શરત મંજૂર રાખવામાં આવી કે, યહુદીઓ બયતુલ મુકદ્દસમાં રહેવા પામશે નહીં. ગ્રીકો જો કે મુસલમાનોથી લડતા હતા અને સાચુ જોતાં મુસલમાનોના મૂળ શત્રુ તેઓ જ હતા, છતાં પણ તેમના માટે એ છૂટ રાખવામાં આવી હતી કે, તેઓ બયતુલ મુકદ્દસમાં રહેવા ચાહે તો તેઓ રહી શકે છે, અને નીકળી જવા ચાહે તો નીકળી શકે છે. બન્નેવ રીતે તેમને રક્ષણ આપવામાં આવશે. અને તેમના ચર્ચો અને તેમની વસ્તુઓને કંઈ પણ નુકસાન પહોંચાડવામાં આવશે નહીં. સૌથી મોટી વાત તો એ છે કે, બયતુલ મુકદ્દસના ખ્રિસ્તીઓ જો ચાહે તો વતન છોડી રોમનોથી મળી જાય, તો તે માટે પણ એમને કોઈ અટકાવનાર ન હતો, બલ્કે બયતુલ મુકદ્દસમાં આવેલા એમના ચર્ચો વિગેરે સુરિક્ષત રાખવામાં આવશે.

શું કોઈ પ્રજા જીતેલા દેશો સાથે એવી શ્રેષ્ઠ વર્તણૂંક કરી શકે છે ? સૌથી શ્રેષ્ઠ બાબત તો એ છે કે, ઝિમ્મીઓના જાન-માલને મુસલમાનોના જાન-માલ બરાબર ઠેરવવામાં આવ્યા હતા. કોઈ મુસલમાન જો ઝિમ્મીને મારી નાંખતો હતો, તો હઝરત ઉમર (રદી.) તરત જ તેના બદલામાં મુસલમાનને કત્લ કરાવતા હતા. ઈમામ શાફઈ (રહ.)એ રિવાયત કરી છે કે, કબીલા બક્ર ઈબ્ને વાયલના એક માણસે હિયરાના એક ખ્રિસ્તીને મારી નાંખ્યો. હઝરત ઉમર (રદી.)એ લખીને મોકલ્યું કે, ''ખૂનીને મરનારના વારસોને સોંપી દો.'' એથી ખૂનીને મરનારના હુનૈન નામક વારસને સોંપી દીધો. અને એ વારસે તેને કત્લ કરી નાંખ્યો. માલ અને મિલ્કતને લગતા તેમના હક્કોનું રક્ષણ એનાથી વધુ શું થઈ શકે છે કે, જેટલી પણ જમીનો એમના કબ્જામાં હતી, તેમને તે જ ધોરણ પર તેમના કબ્જામાં રહેવા દીધી કે, જે

ધોરણે દેશ જીતાયા અગાઉ તેમના કબ્જામાં હતી. વળી, એ ઉપરાંત મુસલમાનો માટે એમની જમીનોને ખરીદવાનું પણ ગેરકાયદેસરનું ઠરાવ્યું.

## બિનમુસ્લિમ લઘુમતીઓના હકો :

આજના યુગમાં મુસ્લિમ દેશો વિરૂદ્ધ એ પ્રોપેગન્ડો ખૂબ જ જોરશોરથી લગાવવામાં આવી રહ્યો છે કે, મુસ્લિમ દેશોમાં બિનમુસ્લિમોના હકો સુરક્ષિત નથી. હાલાંકે આ પ્રોપેગન્ડો પાયાહીન છે. એ યોગ્ય છે કે, ઈસ્લામ અલ્લાહ પાક પર કોઈના ભાગીદાર વગર ઈમાન લાવવાની દાવત છે. પરંતુ એ દાવત એ વાતની છે કે, લોકો ઈસ્લામને દલીલોની રોશનીમાં સમજ સાથે કબૂલ કરે. આ કામમાં જબરદસ્તી કરવાની કુર્આને મનાઈ ફરમાવી છે.

‘‘દીનના બારામાં બળજબરી નથી. કારણ કે હિદાયત પોતે જ ગુમરાહીથી જુદી પડી ચૂકી છે. હવે જે કોઈ જૂઠા પૂજ્યોને માને નહીં અને અલ્લાહપાક પર ઈમાન લાવે તો તેણે એવું મજબૂત કડું પકડ્યું, જે કદી તૂટનાર નથી.’’ *(સૂ.બકરહ : ૨૫૬)*

માટે કોઈ પણ બિનમુસ્લિમને ઈસ્લામ કબૂલ કરવા પર મજબૂર ન કરી શકાય અને ન ઈસ્લામી ઈતિહાસમાં ક્યારેય કોઈ ઈસ્લામી હુકૂમતે બિનમુસ્લિમ પર જબરદસ્તી કરી હતી. અહીંયાં સુધી કે આપણા ઈતિહાસમાં એક વખતે એવું પણ બન્યું કે, એક હાકિમે કેટલાક લોકોને ધમકી આપીને જબરદસ્તી મુસલમાન બનાવી લીધા હતા. તે સમયના મુફતી સાહેબોએ ફતવો આપ્યો કે તેઓ પર જબરદસ્તી કરવામાં આવી છે. એટલા માટે તેમણે પોતાના પાછલા ધર્મ પર જવાનો અધિકાર પ્રાપ્ત છે. અને કાઝી સામે જબરદસ્તીનો સુબુત રજૂ થયો તો કાઝીએ ફેંસલો આપ્યો કે તેમને પોતાના પાછલા ધર્મ તરફ પરત ફરવાની અને તેની ઉપર અમલ કરવાની છૂટ આપવામાં આવે. માટે તેમાંથી ઘણા લોકો પોતાના ધર્મ તરફ જતા રહ્યા.
*(અલ બિદાયા વન્નિહાયા : ૧૭/૫૭૮)*

જ્યારે બિનમુસ્લિમ પ્રજા ઈસ્લામી હુકૂમતથી કરાર કરીને તેમના શાસન હેઠળ આવી જાય તો તેમના જાન-માલ અને ઈજ્જતની સુરક્ષા ઈસ્લામી

હુકૂમતની ફર્જ બની જાય છે. અને તેમને મુસ્લિમ પ્રજા જેટલા હક પ્રાપ્ત થશે. બલ્કે ઈસ્લામી દેશોમાં બિનમુસ્લિમો (લઘુમતીઓ)ના હકોની જેટલી રક્ષા કરવામાં આવી છે, કદાચ તેના ઉદાહરણો બીજા ધર્મોમાં મળવા મુશ્કેલ છે. ઈસ્લામની પરિભાષામાં ઈસ્લામી દેશના બિનમુસ્લિમોને 'કરારી' અથવા 'ઝિમ્મી' (બિનમુસ્લિમ જે ઈસ્લામી દેશમાં રહે અને જિઝિયો આપે) કહે છે. કરારીનો અર્થ એ છે કે, જેનાથી કોઈ કરાર કરેલો હોય. અને બિનમુસ્લિમ લોકોને કરારી એટલા માટે કહેવામાં આવે છે કે, તેમની સાથે કરાર કરવામાં આવ્યો છે કે, તેઓ ઈસ્લામી હુકૂમતમાં મુસ્લિમોની જેમ અમનથી રહેશે. અને ઝિમ્મીનો અર્થ છે ''તે જેના જાન, માલ અને આબરૂની સુરક્ષાની જવાબદારી લેવામાં આવી હોય.'' આ વિશે હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)ની કેટલીક હદીસો બયાન કરવામાં આવે છે :

''યાદ રાખો ! જે વ્યક્તિએ કોઈ કરારી (બિનમુસ્લિમ) પર કોઈ જુલ્મ કર્યો અથવા તેની બેઈજ્જતી કરી અથવા તેની શક્તિથી વધારે તેની ઉપર બોજ નાંખ્યો, તો કિયામતના દિવસે હું તે(મુસ્લિમ)ની વિરૂદ્ધ વકાલત કરીશ.'' *(અબૂ દાવૂદ : ૩૦૫૨)*

''જે વ્યક્તિએ કોઈ કરારીને કારણ વગર કતલ કરી નાંખ્યો, તો અલ્લાહ તઆલા તેની ઉપર જન્નત હરામ કરી આપશે.'' *(અબૂ દાવૂદ : ૨૭૬૦)*

''જે વ્યક્તિ કોઈ કરારીને કતલ કરે, તો તે જન્નતની સુગંધ પણ સુંઘી શકશે નહીં. જ્યારે કે તેની સુગંધ ચાલીસ વર્ષની દૂરીથી પણ અનુભવી શકાય છે.'' *(બુખારી શરીફ : ૩૧૬૬)*

હઝરત ઉમર (રદી.) જાતે બિનમુસ્લિમોના હાલાતની દેખભાળ રાખતા હતા. માટે એક વખતે બસરાનું એક પ્રતિનિધિમંડળ આવ્યું તો તેમનાથી પૂછ્યું કે, ત્યાંના મુસ્લિમો બિનમુસ્લિમોને કોઈ તકલીફ તો પહોંચાડતા નથી ? પ્રતિનિધિમંડળે કહ્યું કે, ના. જ્યાં સુધી અમને ખબર છે, તેઓ બિન-મુસ્લિમોને તેમના હકો આપે છે. *(તારીખે તબરી : ૪/૨૧૮)*

એક વખતે હઝ. ઉમર (રદી.) એક વૃદ્ધ યહૂદી પાસેથી પસાર થયા,

જે ભીખ માંગી રહ્યો હતો. આપ તેનો હાથ પકડીને પોતાના ઘરે લઈ ગયા અને પોતાના ઘરેથી કંઈક આપ્યું. પછી બયતુલમાલના ખજાનચીથી કહ્યું : આના જેવા લોકોને જુઓ. અલ્લાહની કસમ ! જો આપણે તેની યુવાની વાપરીએ અને વૃદ્ધાવસ્થામાં તેને નિઃસહાય છોડી દઈએ, આ તો ન્યાય નથી. માટે આપે આના જેવા વૃદ્ધો પાસેથી જિઝિયો લેવાનું બંધ કરી દીધું અને બયતુલમાલમાંથી તેમને પેન્શન આપવાનું નક્કી કર્યું.

*(કિતાબુલ ખિરાજ : ૨૫૯, ૨૬૦)*

હઝરત ખાલિદ બિન વલીદ (રદી.) ફરમાવે છે : ‘‘ત્રણ માણસો પર અમીર બનવા માટે ક્યારેય ત્રણ ડગલાં પણ ન ચાલો (એટલે પ્રયત્ન ન કરો). અને કોઈ કરારી (ગેરમુસ્લિમ)ને સોય જેટલું પણ નુકસાન ન પહોંચાડો.’’ *(કિતાબુલ અમવાલ : ૧/૩૮)*

હઝરત સઅ્સઅહ (રહ.) ફરમાવે છે કે, મેં હઝરત અબ્દુલ્લાહ બિન અબ્બાસ (રદી.)થી પૂછ્યું કે, અમે કેટલીક વખતે બિનમુસ્લિમોની વસ્તી-માંથી પસાર થઈએ છીએ, તો તેમની થોડીઘણી કોઈ વસ્તુ લઈ લઈએ છીએ. હઝરત ઈબ્ને અબ્બાસ (રદી.)એ પૂછ્યું કે, શું કિંમત ચૂકવ્યા વગર લઈ લો છો ? તેમણે કહ્યું કે, હા. કિંમત વગર લઈએ છીએ. હઝરત ઈબ્ને અબ્બાસ (રદી.)એ કહ્યું : પછી તમે એ વિશે શું કહો છો ? તેમણે કહ્યું કે, અમે સમજીએ છીએ કે એવું કરવું હલાલ છે, તેમાં કોઈ વાંધો નથી. હઝરત ઈબ્ને અબ્બાસ (રદી.)એ ફરમાવ્યું : ‘‘તમે એ વાત કહો છો, જે એહલે કિતાબ (યહૂદીઓ, ઈસાઈઓ)એ કહી હતી. (એહલે કિતાબ એ કહેતા હતા કે અરબના અજ્ઞાનીઓના હક્કો પાયમાલ કરવામાં અમારી ઉપર કોઈ ગુનોહ નથી.) એવું તમે કહેવા લાગ્યા છો.’’

કુર્આને કરીમ, હદીસ શરીફ અને ખુલફાએ રાશિદીનના તરીકાની રોશનીમાં ફુકહાએ કિરામે બિનમુસ્લિમ લઘુમતીઓના હક્કો પર વિગતવાર ચર્ચાઓ કરી છે અને મુસલમાનો માટે એ જરૂરી કરાર દીધું છે કે, તેઓ તેમના હક્કોની સંપૂર્ણ સુરક્ષા કરે. ઈમામ મુહમ્મદ બિન હસન શયબાની

(રહ.) ફરમાવે છે : ''કારણ કે જ્યારે મુસલમાનોએ તેમની જવાબદારી લઈ લીધી, તો પોતાની ઉપર એ વાતને જરૂરી કરાર કરી લીધી કે તેમની ઉપરથી જુલ્મ દૂર કરવામાં આવે અને તેઓ દારૂલ્ઈસ્લામ (સુખ-શાંતિ)ના વતની બની ગયા.''

## ગેરમુસ્લિમોને આપેલ છૂટછાટો-સંધીઓ

કાઝી અબૂ યૂસુફે ''કિતાબુલ ખિરાજ''માં જિઝિયાના પ્રકરણમાં લખ્યું છે કે, હઝરત ઉમર (રદી.) જ્યારે સિરિયાથી પાછા આવી રહ્યા હતા, ત્યારે કેટલાક માણસોને જોયા કે તેઓને તડકામાં ઉભા રાખ્યા હતા, અને તેમના માથા પર તેલ રેડાતુ હતું. લોકોને પૂછ્યું કે, શું બાબત છે ? લોકોએ કહ્યું કે, એ લોકોએ જિઝિયા વેરો ભર્યો નથી તેથી તેમને શિક્ષા કરવામાં આવે છે. હઝરત ઉમર (રદી.)એ પૂછ્યું કે, અંતે એ લોકો શું કારણ બતાવે છે ? લોકો બોલ્યા કે, નાદારી.

આથી હઝરત ઉમર (રદી.)એ કહ્યું કે, એમને છોડી દો, એમને કષ્ટ ન આપો. મેં રસૂલુલ્લાહ (સલ.)થી સાંભળ્યું છે કે, ''લોકોને કષ્ટ ન આપો. જે લોકો દુનિયામાં લોકોને દુઃખ આપે છે, તેઓને અલ્લાહ તઆલા કયામતના દિવસે દુઃખમાં નાંખશે.''

હઝરત અબૂ ઉબયદા પર સિરિયાની જીત પછી જે ફરમાન લખ્યું, તેમાં નીચેના શબ્દો હતા :

- ''મુસલમાનોને કહો કે તેઓ ઝિમ્મીઓ પર ઝુલ્મ ન કરવા પામે, કે ન તેમને નુકસાન પહોંચાડે, ન તેમના માલ વગર કારણે ખાવા પામે. જેટલી પણ શરતો તમે એમનાથી કરી છે, તે પૂરી કરો.''

હઝરત ઉમર (રદી.)એ વફાત સમયે ખલીફા થનાર માણસ માટે એક સવિસ્તર વસિય્યત કરી હતી. એ વસિય્યતનામાને ઈમામ બુખારી (રહ.), અબૂબક્ર બયહકી (રહ.) અને ઘણાખરા ઈતિહાસકારોએ નકલ કર્યું છે. એના અંતિમ શબ્દો નીચે પ્રમાણે છે :

- ''હું તે લોકોના હકમાં વસિય્યત કરૂં છું કે, જેમને અલ્લાહપાક અને

રસૂલ (સલ.)ની બાંહેધરી અપાઈ છે (અર્થાત ઝિમ્મી) કે, તેમનાથી જે કરારો કર્યા હોય તે પૂરા કરજો. તેમના પક્ષમાં રહી લડજો અને તેને ગજા ઉપરાંત કષ્ટ આપશો નહીં.''

એનાથી વધુ શું હોય શકે કે, હઝરત ઉમર (રદી.) મરતાં સુધી પણ ઝિમ્મીઓને ન ભૂલ્યા.

ધાર્મિક બાબતોમાં ઝિમ્મીઓને પૂરેપૂરી છૂટ હતી. તેઓ દરેક પ્રકારના ધાર્મિક રિવાજો અદા કરતા હતા, શંખ વગાડતા હતા, ક્રોસો કાઢતા હતા, દરેક પ્રકારના મેળા ભરતા હતા, એમના ધાર્મિક આગેવાનોને જે ધાર્મિક અધિકારો હતા, તેમને સંપૂર્ણ રીતે કાયમ રાખવામાં આવ્યા હતા. મિસરમાં એલેકઝાન્ડ્રિયાના પેટ્રિઆર્ક બિન્યામીન તેર વર્ષ સુધી રોમનોના ડરથી આમ-તેમ નાસતો ફર્યો. હઝ. અમ્ર ઈબ્ને આસે જ્યારે મિસર જીત્યું, ત્યારે સને ૨૦ હિજરીમાં એને રક્ષણનો લેખિત પત્ર લખી મોકલાવ્યો. તેથી એ ઘણો જ ઋણી બની પાછો આવ્યો અને પેટ્રિઆર્કની ખુરશી પાછી એને મળી. અલ્લામા મુકરિઝીએ પોતાના પુસ્તકના પહેલા ભાગના પૃષ્ઠ ૪૯૨માં એ બનાવની પૂરી વિગત લખી છે. અને કરારોમાં બીજી બાબતોની સાથે ધાર્મિક સ્વતંત્રતાના હકને ભારપૂર્વક લખવામાં આવતો હતો. આથી અમે કેટલાક કરારોના મૂળ શબ્દો આ સ્થળે ટાંકીએ છીએ. હુઝૈફા ઈબ્નુલ યમાને માહદીનારવાસીઓ સાથે જે સંધી કરી હતી, તેમાં નીચેના શબ્દો હતા :

- ''આપણે એમનો ધર્મ પરિવર્તન કરાવી ન શકીશું તેમજ એમની ધાર્મિક બાબતમાં કાંઈ દખલગીરી કરવામાં આવશે નહીં.''
- **જુરજાન**ની જીત વેળા થયેલા કરારમાં આ શબ્દો હતા : ''એમના જાન-માલ અને ધર્મને રક્ષણ આપવામાં આવશે અને એમાંથી કોઈ બાબતમાં ફેરફાર કરવામાં આવશે નહીં.''
- **આઝરબાઈજાન**ના કરારમાં સ્પષ્ટ હતું કે, ''જાન, માલ, ધર્મ અને ધાર્મિક કાનૂનોને રક્ષણ આપવામાં આવશે.''
- **મૂકાન**ના કરારમાં આ શબ્દો હતા : જાન, માલ, ધર્મ અને ધાર્મિક

કાનૂનોને રક્ષણ આપવામાં આવશે.''

હઝરત ઉમર (રદી.) જો કે ઈસ્લામ પ્રચાર માટે મહા પ્રયાસ કરતા હતા અને ખિલાફત પદવીની રૂએ એ એમની ફરજ હતી. પરંતુ એ કાર્ય તેટલું જ કરતા કે જેટલું બોધ અને ઉપદેશ દ્વારા થઈ શકતું હતું. તેઓ એ વિચાર હંમેશા પ્રદર્શિત કરતા રહેતા હતા કે, ધર્મ સ્વીકારવાની કોઈ ઉપર ફરજ પાડી શકાતી નથી. એમનો એક ખ્રિસ્તી ગુલામ હતો. એને હંમેશા ઈસ્લામ સ્વીકારવા માટે તેઓ સમજાવતા હતા, પરંતુ જ્યારે તેણે ના પાડી તો તેઓ બોલ્યા : **"લા ઈક્રાહ ફી દીન"** અર્થાત્ : ધર્મમાં જબરદસ્તી નથી. આ પ્રકારના બનાવો પરથી સાર કાઢી શકાય છે કે, હઝરત ઉમર (રદી.)એ રાજકીય હક્કોમાં ઝિમ્મીઓ અને મુસલમાનો વચ્ચે કોઈ ભેદ રાખ્યો ન હતો. કોઈ મુસલમાન જો ઝિમ્મીને કત્લ કરતો હતો, તો તેના બદલામાં તેને કત્લ કરવામાં આવતો હતો. મુસલમાન જો ઝિમ્મી સાથે સખત વાણી બોલતો, તો તે શિક્ષાને પાત્ર ઠરતો હતો. ઝિમ્મીઓની પાસેથી જિઝિયા-વેરા અને જમીન મહેસૂલ સિવાય કોઈ પ્રકારનો વેરો લેવામાં આવતો ન હતો. એના મુકાબલામાં મુસલમાનો પાસેથી ઝકાત લેવામાં આવતી હતી. જેનું પ્રમાણ બન્નેથી વધુ હતુ. ઉપરાંત મુસલમાનો પાસેથી મહેસૂલવેરો વસૂલ કરવામાં આવતો હતો. અલબત્ત, એનો દર ઝિમ્મીઓના મહેસૂલ દર કરતાં ઓછો હતો. બયતુલ-માલમાંથી સ્વયંસેવકોને જે ઘર બેઠાં પગાર મળતો હતો, એમાં ઝિમ્મીઓ પણ સમાન હક ધરાવતા હતા. સૌથી શ્રેષ્ઠ બાબત એ છે (અને ખરેખર ફક્ત એ જ એક દૃષ્ટાંત વડે આ તકરારનો નિવેડો થઈ શકે છે) કે, એક કાયદો એવો હતો કે, જો મુસલમાન અપંગ અને વૃદ્ધ થઈ જતો અને મહેનત-મજૂરીથી પોતાનું ગુજરાન ચલાવી ન શકતો હતો, તેને બયતુલમાલમાંથી પેન્શન બાંધી આપવામાં આવતું હતું. એવા જ પ્રકારની બલ્કે એથી વધુ ઉદાર કૃપા ઝિમ્મીઓ પ્રતિ દાખવવામાં આવતી હતી. એ કાનૂન પ્રથમ હઝરત અબૂબક્ર (રદી.)ના સમયમાં ચાલુ થયો. એ માટે હઝરત ખાલિદ ઈબ્ને વલીદે હીરાની જીત વેળા જે કરાર કર્યો, તેમાં નીચેના શબ્દો લખ્યા હતા :

“અને મેં તેમને એ હક્ક આપ્યો છે કે, જો કોઈ વૃદ્ધ માણસ કામ કરવાથી અશક્ત થઈ જાય અથવા તેના પર આપત્તિ આવી પડે અથવા પહેલાં ધનવાન હતો અને હવે નિર્ધન થઈ ગયો હોય, તેથી તેના ધર્મવાળા તેને દાન આપવા લાગ્યા હોય, તો એવા માણસને જિઝિયાની માફી આપવામાં આવશે. અને તેને અને તેની અવલાદને મુસલમાનોના બયતુલ-માલમાંથી ગુજરાન ખર્ચ આપવામાં આવશે. જ્યાં સુધી તે મુસલમાનોના દેશમાં રહેશે, પરંતુ જો તે બીજા દેશમાં ચાલ્યો જશે, તો મુસલમાનો પર એનો ગુજરાન ખર્ચ આપવો જરૂરી નથી.”

એ કાયદો હઝરત ઉમર (રદી.)ના સમયમાં ચાલુ રહ્યો. એક વેળા હઝરત ઉમર (રદી.)એ એક અતિ વૃદ્ધને ભીખ માંગતો જોઈ પૂછ્યું : “ભીખ કેમ માંગે છે ?” તેણે કહ્યું : “મારા પર જિઝિયાવેરો નાંખવામાં આવ્યો છે, અને તે ભરવાની મારામાં શક્તિ નથી.” હઝરત ઉમર (રદી.) તેને સાથે ઘેર બોલાવી લાવ્યા અને કંઈક રોકડ આપી બયતુલમાલના અધિકારીને કહેવડાવી આપ્યું કે, એ પ્રકારના અપંગો માટે બયતુલમાલમાંથી પગારો બાંધી આપવા જોઈએ. આ પ્રસંગે તેમણે આયતનો હવાલો આપ્યો અને એ પણ કહ્યું કે, “વલ્લાહ ! આ ન્યાયની વાત નથી કે, એ લોકોની યુવાન અવસ્થાથી આપણે લાભ ઉઠાવીએ અને વૃદ્ધાવસ્થામાં એમને કાઢી મૂકીએ. ઝિમ્મીઓની ઈઝ્ઝત-આબરૂની એટલી બધી કાળજી હતી, જેટલી મુસલમાનોની ઈઝ્ઝત-આબરૂની. એમના સબંધી કોઈ પ્રકારનો ધિક્કારયુક્ત શબ્દ વાપરવો ઘણો જ ખરાબ ગણવામાં આવતો. ઉમૈર ઈબ્ને સઅદ જેઓ હિમ્સના ગવર્નર હતા અને પરહેઝગારી, પવિત્રતા અને સંસાર ત્યાગમાં સર્વે ખિલાફતના અધિકારીઓમાં અનુપમ હતા. એક વેળા એમની જીભે એક ઝિમ્મી માટે એ શબ્દો નીકળી ગયા કે, ખુદાપાક તને અપમાનિત કરે. આ વર્તનથી એમને એટલો બધો પસ્તાવો અને ખેદ થયો કે, તેમણે હઝરત ઉમર (રદી.)ની સેવામાં આવી નોકરીનું રાજીનામું આપી દીધું અને બોલ્યા કે, “એ નોકરીના પ્રતાપે મારાથી આ શબ્દનો ઉચ્ચાર થયો છે.”

એક ખાસ બાબત જે સૌથી વધુ ધ્યાનમાં લેવા યોગ્ય છે તે એ કે,

ઝિમ્મીઓએ કદી બંડ કે દ્રોહ કર્યો, તો પણ તેમની સાથેની મહેરબાનીઓ ચાલુ જ રાખી. આજકાલ જે રાષ્ટ્રોને સુધારા અને પ્રગતિનો દાવો છે, તેઓની સર્વે મહેરબાનીઓ પ્રજા સાથે ત્યાં સુધી ચાલુ રહેશે, જ્યાં સુધી એ પ્રજા વિશે કોઈ રાજકીય શંકા ઉપસ્થિત ન થવા પામે. નહીંતર એ સર્વ કૃપાઓ કોપ અને રોષમાં ફેરવાઈ જાય છે. અને એવું ઘાતકી અને ખૂની વેર લેવામાં આવે છે કે, જંગલી પ્રજાઓ પણ એથી કંઈક વધુ કરી શકતી નથી. અમેરિકાએ ઈરાક તથા અફઘાનિસ્તાનમાં અને રશિયાએ સામ્યવાદી નીતિ મારફતે ઘણાં દેશોમાં ઘાતકીપણું અને અત્યાચારની માજા મૂકી હતી. એથી ઉલ્ટું હઝરત ઉમર (રદી.)ના ચરણ ન્યાયના પંથથી લગીરે ખસ્યા નથી. સિરિયાના અંતિમ સિમાડા પર અર્બસૂસ નામક શહેર હતું, અને બીજે સિમાડે એશિયા માઈનરની હદ લાગેલી હતી. જ્યારે સિરિયા જીતાયું ત્યારે એ શહેર પણ જીતાયું અને સુલેહના કરાર થઈ ગયા. છતાં પણ એ સ્થળના લોકો છૂપી રીતે રોમનો સાથે કાવત્રા કરતા હતા. અને એ તરફના સમાચારો તેમને પહોંચાડતા હતા. ત્યાંના હાકેમ ઉમૈર ઈબ્ને સઅદે હઝરત ઉમર (રદી.)ને એ સમાચાર પહોંચાડ્યા.

હઝરત ઉમર (રદી.)એ લોકોના એ બળવાખોરીવાળા નીચ દુર્ગુણ માટે જે શિક્ષા કરી તે એ હતી કે, ઉમૈર ઈબ્ને સઅદને લખી મોકલ્યું કે, "એમની જેટલી પણ મિલ્કત, જમીન, ઢોરઢાંખર અને સરસામાન હોય તેની ગણત્રી કરી એક-એક વસ્તુની બેવડી કિંમત ભરપાઈ કરી તેમને કોઈ ઠેકાણે ચાલ્યા જવા કહી દો. જો એનાથી પણ તેઓ રાજી ન હોય તો તેમને એક વર્ષની મુદત આપો અને એ પછી તેમને દેશ પાર કરી દો."

આથી જ્યારે એ લોકોએ પોતાના કાવત્રાઓને ત્યાગ્યા નહીં, ત્યારે અંતે એ ફરમાન પ્રમાણે અમલ કરવામાં આવ્યો.

શું આજે કોઈ પ્રજા એવી ક્ષમા, દરગુજર અને સહિષ્ણુતાનું કોઈ દૃષ્ટાંત બતલાવી શકે છે ? ઝિમ્મીઓની સાથે જે કૃપા અને મહેરબાનીઓ કરવામાં આવી તેનો મહાન પુરાવો એ છે કે, ઝિમ્મીઓ દરેક પ્રસંગે પોતાના

સ્વધર્મી રાજ્યોના મુકાબલામાં મુસલમાનોના પક્ષમાં રહ્યા. મુસલમાનોને સીધો સામાન પહોંચાડનારા ઝિમ્મીઓ જ હતા. છાવણીઓ આગળ બજાર તેઓ જ ભરતા હતા. પોતાની દેખરેખ અને નાણાં વડે સડકો અને પુલો તેઓ જ તૈયાર કરાવતા હતા. અને સૌથી મોટું કામ તો એ હતું કે, જાસૂસી અને સમાચાર પહોંચાડવાનું કામ પણ તેઓ જ કરતા હતા. મતલબ કે, શત્રુઓના દરેક પ્રકારના ગુપ્ત ભેદો મુસલમાનોને આવી કહેતા હતા. જો કે એ શત્રુઓ એમના જ ધર્મના ઈસાઈ કે પારસી હતા. મુસલમાનોની સદ્‌વર્તણૂંકે ઝિમ્મીઓના દિલોમાં જે પ્રેમ ઉત્પન્ન કર્યો હતો, તેનો અંદાજો આ વાતથી થઈ શકે છે કે, યરમૂકના યુદ્ધનો મામલો ઉપસ્થિત થતી વેળા જ્યારે મુસલમાનો હિમ્સ શહેરથી નીકળ્યા, ત્યારે યહુદીઓ તવરાત હાથમાં લઈને બોલ્યા કે, "જ્યાં સુધી અમે જીવતા છીએ, ત્યાં સુધી કદી રોમનો અહીંયા આવવા પામશે નહીં." અને ખ્રિસ્તીઓએ તો ઘણા જ નિરાશ થઈ કહ્યું : "ખુદાના સોગંદ ! તમે રોમનો કરતાં અમને કાંઈક વધુ પ્રિય છો."

### જિઝિયાની હકીકત :

બિનમુસ્લિમો પર એક ટેક્ષ લગાવવામાં આવ્યો છે, તેને 'જિઝિયો' કહે છે. અને તેને કારણે કેટલીક વખતે પશ્ચિમના લેખકો એ આક્ષેપ કરે છે કે, ઈસ્લામી હુકૂમતોમાં બિનમુસ્લિમો સાથે ભેદભાવભર્યું વર્તન કરવામાં આવે છે કે, તેમની ઉપર તે ટેક્ષ નાંખવામાં આવે છે, જે મુસલમાનો પર નથી. હાલાંકે જો ન્યાયથી જોવામાં આવે તો એ વાત આક્ષેપની નથી, બલ્કે તે બિનમુસ્લિમોના સમર્થનમાં છે. કારણ તેનું એ છે કે, હુકૂમત મુસલમાનો પાસેથી ઝકાત વસૂલ કરે છે અને બિનમુસ્લિમો તેનાથી બાકાત હોય છે. ઝકાતનું પ્રમાણ ઓછામાં ઓછું અઢી ટકા અને વધુમાં વધુ દસ (ઉશ્ર) ટકા, તે હંમેશા જિઝિયાની રકમથી ઘણી વધારે છે. બીજી બાજુ ઈસ્લામી હુકૂમત બિનમુસ્લિમોના જાન અને માલની સુરક્ષાની જવાબદારી લે છે, તેની સાથે તેમનામાં જે ગરીબ લોકો છે, તેમને બયતુલમાલમાંથી સહાય પણ કરે છે. જેમકે કિતાબુલ ખિરાજના હવાલાથી હઝરત ઉમર (રદી.)નો

અમલ બયાન કરવામાં આવ્યો કે, વૃદ્ધ યહૂદીનો જિઝિયો નાબુદ કરીને તેને બયતુલમાલમાંથી સહાય કરી. પછી એ વિશે એક અગત્યની વાત એ છે કે, જો ઈસ્લામી હુકૂમત પર કોઈ બિનમુસ્લિમ આક્રમણ કરે તો ખલીફા જરૂરતના સમયે બધા મુસલમાનોને યુદ્ધમાં જોડાવવાનો હુકમ આપી શકે છે. પરંતુ બિનમુસ્લિમો પર એ પ્રકારની કોઈ પાબંદી નથી. બલ્કે મુસલ-માનોની ફરજ છે કે તેઓ તેમની સુરક્ષા કરે. હઝરત ઉમર (રદી.)ની જે વસિય્યત પાછળ બયાન થઈ, તેનો અર્થ એ જ છે. અને અલ્લામા આલુસી (રહ.)એ ઉલમાનું આ કથન નકલ કર્યું છે કે, જિઝિયાનો હેતુ જ એ છે કે, તેના દ્વારા બિનમુસ્લિમો દેશની સુરક્ષાની જવાબદારીથી મુક્ત બની જાય છે. *(રૂહુલ મઆની : ૧૦/૩૮૨)*

સહાબએ કિરામ (રદી.)એ તેની ઉપર અમલ કરીને બતાવ્યો. તેનું એક ઉદાહરણ એ છે કે, સિરીયાના શહેર હિમ્સ પર મુસલમાનોની હુકૂમત હતી અને ત્યાં ઘણા ઈસાઈ અને યહૂદીઓ વસતા હતા. તેમનાથી તેમની સુરક્ષા માટે જિઝિયો વસૂલ કરવામાં આવતો હતો. હઝરત અબૂ ઉબયદહ બિન જર્રાહ (રદી.) ત્યાંના હાકિમ હતા. અચાનક તેમને ખબર મળી કે રોમના બાદશાહ હિરકલએ મુસલમાનો પર આક્રમણ કરવા એક લશ્કર રવાના કર્યું છે. મુસલમાનોની વસ્તી ત્યાં તેમના મુકાબલે પુરતી ન હતી અને મદદ પહોંચતા વાર લાગતી. એટલા માટે હઝરત અબૂ ઉબયદહ (રદી.)એ મશ્વેરા પછી એ ફેંસલો કર્યો કે, મુસલમાન હિમ્સથી કોઈ અન્ય જગ્યાએ સ્થળાંતર કરીને મદદની પ્રતિક્ષા કરે. એ પરિસ્થિતિમાં હિમ્સ શહેરમાં માત્ર બિનમુસ્લિમ લોકો જ રહી જતા હતા. એટલા માટે હઝરત અબૂ ઉબયદહ (રદી.)ના હુકમથી તેમનાથી વસૂલ કરેલ જિઝિયા પરત કરવામાં આવ્યો અને તેમને કહેવામાં આવ્યું : ‘‘અમે તમારી મદદ કરવા અને તમારી સુરક્ષા કરવા અસમર્થ થયા છે. માટે તમને તમારા મામલાનો સંપૂર્ણ અધિકાર છે.’’

આ સંપૂર્ણ અધિકારનો ભાવાર્થ સ્પષ્ટ છે કે, જો તમે ઈચ્છો તો હિરકલ માટે શહેરના દરવાજા પણ ખોલી શકો છો.

ઈતિહાસકાર અઝદી (રહ.)એ આ શબ્દો નકલ કર્યા છે : ''અમે તમારો માલ માત્ર એટલા માટે તમને પરત કર્યો છે કે, અમને એ વાત પસંદ નથી કે તમારો માલ લઈએ અને તમારા પ્રદેશની સુરક્ષા ન કરી શકીએ. પરંતુ અમે ધરતીના કોઈ પણ ભાગમાં જઈએ છીએ અને અમારા ભાઈઓને પયગામ પહોંચાડીએ છીએ કે તેઓ અમારી મદદે આવે. પછી અમે અમારા દુશ્મનથી મુકાબલો કરીશું. જો અલ્લાહ તઆલાએ અમને તેમની ઉપર જીત આપી તો અમે તમારી સાથે કરેલા કરારને પૂરો કરીશું. પરંતુ એ કે જો તમે જાતે એવું ન કરવા ઈચ્છો.''

અલ્લામા બલાઝરી (રહ.) ફરમાવે છે કે, તેના જવાબમાં બિન-મુસ્લિમોએ કહ્યું : ''અલબત્ત તમારી હુકૂમત અને તમારો ન્યાય અમને એ જુલ્મથી વધારે પ્રિય છે, જેમાં (પોતાના સહધર્મી ખ્રિસ્તીઓ) અમે રહીએ છીએ.''

પછી એ બધી સેવાઓ માટે જે કંઈ બિનમુસ્લિમો પાસેથી જિઝિયો લેવામાં આવ્યો, તે મુસલમાનોથી વસૂલ કરવામાં આવતી ઝકાતના મુકાબલામાં ખૂબ જ ઓછો છે. કારણ કે વધુમાં વધુ જિઝિયાની જે રકમ વસૂલ કરવામાં આવી તે ૪૮ દિરહમ વાર્ષિક છે. સ્ત્રીઓ, બાળકો અને ગરીબો પાસેથી કંઈ વસૂલ કરવામાં ન આવ્યું.

હવે અંદાજો લગાવો કે એક બાજુ બિનમુસ્લિમોને બધા મુસ્લિમોની જેમ સમાન હકો આપવામાં આવ્યા છે. અહીંયાં સુધી કે બયતુલમાલમાં પણ તેમનો હિસ્સો છે. બીજી બાજુ તેમને મુસલમાનોની જેમ દેશની રક્ષા કરવાની જવાબદારીથી મુક્ત રાખ્યા છે. ત્રીજું એ કે, જે કંઈ વસૂલ કરવામાં આવે છે, તે મુસલમાનોથી વસૂલ કરવામાં આવતી ઝકાતથી ઘણું જ ઓછું છે. ત્યાર પછી જિઝિયાને જુલ્મ કહેવો ક્યાંનો ન્યાય છે. જાતે ન્યાયપ્રિય બિનમુસ્લિમ લેખકોએ પણ એ વાતનો એકરાર કર્યો છે. આધુનિક રાજકારણમાં મોન્ટેસ્કોનું નામ ઘણું પ્રખ્યાત છે. અને તેમના વિશે આગળ આવી ગયું છે કે, તેઓ આધુનિક લોકશાહીના સ્થાપકોમાંથી છે. તેઓ લખે છે : ''આ (ગેરમુસ્લિમ હુકૂમતમાં) કર જ હતો, જેણે મુસલમાનોને પોતાના

વિજયોમાં આસાની કરી આપી. યુનાની બાદશાહોના ઠાઠમાઠે લૂંટફાટનો જે એક સિલસિલો શરૂ કર્યો હતો, તેને બદલે (મુસલમાનોએ) તેમની ઉપર એક સામાન્ય કર નક્કી કર્યો હતો, જે ભરપાઈ કરવો પણ આસાન હતો. અને આસાન તરીકાથી વસૂલ કરવામાં આવતો હતો. એવી રીતે એક અસભ્ય કૌમની નેતાગીરીમાં તે અત્યાચારી હુકૂમતના મુકાબલામાં વધારે ખુશ હતા, જેણે તેમની આઝાદી લૂંટીને તેમને દરેક રીતે પાયમાલ કરી દીધા હતા.''

ઉપરના લેખમાં એ પશ્ચિમી લેખકે પોતાની આદત પ્રમાણે મુસલમાનો-ને એક અસભ્ય કૌમ કહીને યાદ કરી છે. જે તેમના મગજમાં પ્રવેશેલી પક્ષપાતી અને પ્રોપેગન્ડાની મજબૂરી છે. પરંતુ તે એ એકરાર કર્યા વગર ન રહ્યા કે ઈસ્લામી દેશોમાં બિનમુસ્લિમોથી જે જિઝિયો વસૂલ કરવામાં આવતો હતો, તે ખૂબ જ સામાન્ય હતો. અને તેમને ભરપાઈ કરવામાં કોઈ તકલીફ પડતી ન હતી. અને તે લૂંટફાટના મુકાબલામાં ખૂબ જ સામાન્ય હતી, જે તેમના બાદશાહોએ મચાવી હતી. ઉપરાંત આ બિનમુસ્લિમ લોકો મુસલમાનોની હુકૂમતમાં આવીને વધારે રાહત અનુભવતા હતા. આ મુસલમાનોની મોટી સફળતા હતી.

એક બીજી રિવાયતથી એ માલૂમ થાય છે કે, આ કરને 'જિઝિયા' સિવાય કોઈ અન્ય નામથી પણ વસૂલ કરી શકાય છે. માટે હઝરત ઉમર (રદી.)એ બનૂ તગ્લબના ઈસાઈઓ પર જિઝિયો નાંખવાનું વિચાર્યું તો ઈસાઈઓએ કહ્યું કે, અમે જિઝિયો નહીં આપીએ. અલબત્ત જેવી રીતે મુસલમાનોથી ઝકાત વસૂલ કરવામાં આવે, એવી રીતે અમારાથી પણ સદકો વસૂલ કરી લો. હઝરત ઉમર (રદી.)એ ફરમાવ્યું કે, સદકો તો મુસલમાનોનો ફરજ છે. તેની ઉપર તેમણે કહ્યું કે, અમારાથી ડબલ રકમ લઈ લો, પરંતુ સદકાના નામથી લો. તેની ઉપર હઝરત ઉમર (રદી.)એ ફરમાવ્યું કે, ''એ જિઝિયો જ છે, તમે જે નામ પણ રાખી લો.''

*(ફત્હુલ કદીર : ૨/૧૫૨)*

બીજી એક રિવાયતમાં છે કે, જબ્લા બિન અય્હમ ગસ્સાની અરબનો ઈસાઈ સરદાર હતો. હઝરત ઉમર (રદી.)એ તેનાથી ફરમાવ્યું કે, તે

જિઝિયો આપીને દારૂલ્ઈસ્લામમાં બિનમુસ્લિમોની જેમ અમનથી રહે. તેણે કહ્યું કે, હું જિઝિયો નહીં, સદકો અદા કરીશ. હઝરત ઉમર (રદી.)એ શરૂમાં તેની વાત ન માની, તેથી તે રોમ જતો રહ્યો. બાદમાં હઝરત ઉમર (રદી.)ને પોતાના ફેંસલા પર પસ્તાવો થયો અને હઝ. ઉબાદા બિન સામિત (રદી.)એ પણ હઝરત ઉમર (રદી.)થી કહ્યું કે, જો આપ તેની વાત માની લેત તો તેના રાજી થવાના કારણે તેના મુસલમાન થવાની આશા હતી. માટે બાદમાં હઝરત ઉમર (રદી.)એ હઝરત ઉમૈર બિન સઈદ અન્સારી (રદી.)ને એક લશ્કર સાથે રોમ મોકલ્યા અને ફરમાવ્યું કે, જબ્લા બિન અય્હમ સાથે નરમીનો વર્તાવ કરજો અને તેને રિશ્તેદારીનો વાસ્તો આપજો.

બલાઝરીના શબ્દો આ છે : ''અને તેને ઈસ્લામી હુકૂમતમાં આવવાની દાવત આપવી કે તેણે સદકો આપીને પોતાના ધર્મ પર કાયમ રાખવાની જે રજૂઆત કરી હતી, તેની ઉપર બાકી રહે.'' *(ફત્હુલ બુલ્દાન લિલ્ બલાઝરી : ૧૪૨)*

જો રિવાયત સત્ય છે તો તેનાથી માલુમ થાય છે કે, આ છૂટછાટ માત્ર બનૂ તગ્લબની સાથે ખાસ નથી, બલ્કે મુસલમાનોની મસ્લિહત પ્રમાણે બીજાને પણ આપી શકાય છે. જો કે કેટલાક ફુકહાએ તેને કિયાસ વિરૂદ્ધ ગણાવી. બીજા બિનમુસ્લિમોથી સદકાના નામથી જિઝિયો વસૂલ કરવો નાજાઈઝ કહ્યો છે.

જો કે આ હુકમ સદકા અથવા ઝકાતના નામથી વસૂલ કરવાનો છે. જો કોઈ એવું નામ આપવામાં આવે, જે મુસલમાનો સાથે ખાસ ન હોય તો શક્ય છે કે તેનો હુકમ આ નહીં હોય. (વલ્લાહુ અઅ્લમુ)

ઉપરાંત ઈમામ શાફઈ (રહ.)એ કેટલીક ખાસ હાલતોમાં જિઝિયા વગર પણ સંધિ (કરાર) કરવાની ઈજાઝત આપી છે.

## જિઝિયાવેરો :

જિઝિયાના પ્રયોજનનો ઉદ્દેશ જો કે ઈસ્લામના પ્રારંભમાં જ પ્રસિદ્ધ કરી દેવામાં આવ્યા હતા કે, એ રક્ષણનો બદલો છે. પરંતુ હઝરત ઉમર

(રદી.)ના સમયમાં એ પ્રશ્ન એવો શુદ્ધ થઈ ગયો હતો કે, એમાં કોઈ શકને અવકાશ રહ્યો ન હતો. પ્રથમ એમણે નવશેરવાનની જેમ જિઝિયાના વિવિધ દરો રાખ્યા હતા, અને એ પદ્ધતિ વડે એમણે બતાવી આપ્યું કે, એ કોઈ નવીન વસ્તુ નથી. બલ્કે તે જ નવશેરવાની મહેસૂલ છે. એ ઉપરાંત એમણે પ્રસંગોપાત એ બાબતને આચરણમાં લાવી બતલાવી આપ્યું કે, એ વેરો ફક્ત રક્ષણનો બદલો છે. જ્યારે યરમુકના ભયાનક મામલાઓ ઉપસ્થિત થવાથી ઈસ્લામી લશ્કરો સિરિયાના પશ્ચિમ ભાગોથી પાછળ હઠી આવ્યા. અને તેમને ખાત્રી થઈ ગઈ કે, તેમણે હિમ્સ, દમિશ્ક વગેરે જે શહેરોમાંથી જિઝિયાવેરો વસૂલ કરી લીધો હતો, ત્યાંના રહેવાસીઓનો રક્ષણનો હવે તેઓ જોખમ ઉઠાવી શકતા નથી. ત્યારે જિઝિયાની જેટલી પણ રકમ વસૂલ કરવામાં આવી હતી, તે બધી પાછી આપવામાં આવી અને સ્પષ્ટ રીતે કહી દેવામાં આવ્યું કે, આ સમયે અમે તમારા જાન-માલના રક્ષણના જીમ્મેદાર થઈ શકતા નથી. તેથી જિઝિયાવેરો લેવાનો પણ અમને કોઈ હક્ક નથી. એથી વધુ પુરાવો એ છે કે, જે લોકો પાસે કદી કોઈ પ્રકારની લશ્કરી સેવા લેવામાં આવી, તેમને પોતાના ધર્મ પર અડગ રહેલા હોવા છતાં જિઝિયો માફ કરી દીધો. હઝરત ઉમર (રદી.)એ પોતે સને ૧૭ હિજરીમાં ઈરાકના ઓફિસરોને લખી મોકલ્યું કે, ''લશ્કરી સવારોમાંથી જેનાથી મદદ લેવી આવશ્યક હોય તેનાથી મદદ લો અને તેમનો જિઝિયો છોડી દો.''

આ ઉપરાંત જો કોઈ પ્રજા એક વેળા મુસલમાનોના પક્ષે રહી તો તેનો જિઝિયો માફ કરી દેવામાં આવ્યો. સને ૨૨ હિજરીમાં જ્યારે આઝર-બાઈજાન જીતાયું, ત્યારે શહેરીઓને નીચેનું ફરમાન લખી મોકલવામાં આવ્યું : ''જે લોકો જે વર્ષે લશ્કરની સાથે રહી કામ કરશે, તે વર્ષનો જિઝિયો તેમની પાસેથી લેવામાં આવશે નહીં.''

એ જ વર્ષે આર્મિનિયાના હાકેમ શહેરબરાઝની સાથે જે કરાર થયો, તેમાં પણ આ પ્રમાણેના શબ્દો હતા.

એ જ વર્ષે જુરજાન જીતાયું અને ફરમાનમાં આ પ્રમાણે લખાણ

લખવામાં આવ્યું : ''અમારા ઉપર તમારા રક્ષણની ફરજ એ શરતે છે કે, તમારે દર વર્ષે યથાશક્તિ જિઝિયાવેરો ભરવો પડશે. અને જો તમારાથી સહાય લેવામાં આવશે, તો સહાયના અવેજમાં જિઝિયો માફ કરવામાં આવશે.''

સારાંશ કે, હઝરત ઉમર (રદી.)ના વચનો અને કરારોથી સૂર્ય જેમ પ્રકાશિત થઈ ગયું છે કે, જિઝિયાનું પ્રયોજન શું છે અને તે ક્યા હેતુથી લાગુ પાડવામાં આવ્યો હતો ?

જિઝિયાનો ઉપયોગ લશ્કરી ખર્ચ માટે કરવામાં આવતો હતો. તે રકમથી સૈનિકો માટે ખોરાક, પોષાક અને બીજી જરૂરિયાતની વસ્તુઓ પૂરી પાડવામાં આવતી હતી. તેથી હઝરત ઉમર (રદી.)એ જ્યાં જ્યાં જિઝિયો લાદયો, ત્યાં ત્યાં અનાજનો સમાવેશ કર્યો. મિસરમાં માથાદીઠ જિઝિયાની રકમ ચાર દિનાર હતી, પરંતુ બે રોકડા અને બાકીના બદલામાં ઘઉં, ઝેતુનનું તેલ, મધ અને સરકો લેવામાં આવતો હતો. અને એ જ લશ્કરીઓનો ખોરાક હતો. અલબત્ત, આગળ જતાં જ્યારે સીધું આપવાની વ્યવસ્થા પાકા પાયા પર કરવામાં આવી ત્યારે કુલ્લે જિઝિયાની રકમ રોકડ લેવાનું ઠર્યું અને બે દીનારની જગ્યાએ ચાર દીનાર લેવાનું શરૂ થયું.

## ઔરંગઝેબ અને જિઝિયાવેરો :

ઔરંગઝેબના કાળમાં શબ્દ જિઝિયાને ઘણી ખ્યાતિ મળી. ઘણાં બધા બૌધ્ધીકો એ વાતને સાચી માનતા હતા કે જજિયો એક હથિયાર હતો, જેના ઉપયોગથી ઔરંગઝેબે અનેક હિંદુઓને મુસલમાન બનાવ્યા.

''ફખરૂદ્દીન અલી અહમદ લેકચર'' દરમિયાન હમણાં જ સતીશચંદ્રે કહયું, જજિયો હિંદુઓથી લેવામાં આવતો એક વેરો–કર હતું. જેની શરીઅત પરવાનગી આપે છે.

*(સતીશચંદ્ર, એલિગેશન્સ ઓફ રિલીજિયસ બુગોટ્રી અગેન્સ્ટ ઔરંગઝેબ ફખરૂદ્દીન અલી અહમદ લેકચર, આઝાદ એકેડમી જર્નલ, પહેલી જુલાઈ ૧૯૮૭, પૃ. ૧૦–૧૨)*

ઈમામ અબૂ હનીફા (રહ.)ના મતે મુસ્લિમ શાસન તળે જ્યારે બિન

મુસ્લિમો તેનું પ્રભુત્વ તથા સત્તા સ્વીકારી લે તો તેઓને ''ઝિમ્મી'' કહેવામાં આવે છે. ઝિમ્મીનો અર્થ એ છે કે હવે તે બિન મુસ્લિમોની સામાજિક, આર્થિક, ધાર્મિક તથા રાજકીય સુરક્ષાની જીમ્મેદારી મુસ્લિમ શાસનની રહેશે. અને તેના બદલામાં સરકાર તેમનાથી કર વસુલ કરશે. ઉપરોકત દ્રષ્ટિકોણ તથા શરીઅત મુજબ ઔરંગઝેબે હિંદુઓની સુરક્ષાની બાહેંધરી લીધી. *(સતીશચંદ્ર, ''સત્તરમી સદીકે દૌરાન ભારતમેં જિઝયા ઔર રાજ'' મધ્યકાલીન ભારત, તંત્રી ઈરફાન હબીબ, અંક–૧, દિલ્હી ૧૯૮૧, પૃ. ૬૯–૮૪)* અને તે સુરક્ષાના બદલે તેમણે જે વેરો લીધો તે જિઝિયો કહેવાયો.

''હિંદુઓ પર જિઝિયાવેરો લાદવો યોગ્ય નથી'' કહેતાં પહેલાં આપણે એ વાત પર ધ્યાન આપવું વધારે મુનાસિબ લેખાશે કે પોતાના શાસનના સ્થાપનાના બાવીસ વર્ષો બાદ ૧૬૭૯માં તેમણે જિઝિયાવેરો લીધો. *(સતીશચંદ્ર, એલિગેશન્સ ઓફ રિલીજીયસ બુગોટરી અગેન્સ્ટ ઔરંગઝેબ, ફખરૂદ્દીન અલી અહમદ લેકચર, પૃ. ૧૦–૧૨)* અને પોતાના મરણ પહેલાં તેમણે જિઝિયાવેરો નાબૂદ કરવાનો આદેશ આપ્યો. *(આગળનો હવાલો)* ઔરંગઝેબને પ્રતીતિ થઈ ચૂકી હતી કે હવે તે બિનમુસ્લિમ પ્રજાજનોની જાન, માલ, ધર્મની રક્ષા કરી શકે એમ નથી એટલે તેમણે જિઝિયાવેરો માફ કરી દીધો. જ્યારે જિઝિયો લેવામાં આવતો ત્યારે પણ સરકારી અધિકારીઓ, સૈનિકો, સ્ત્રીઓ, બાળકો, વિકલાંગો, અતિવૃષ્ટિ કે અનાવૃષ્ટિથી અસર પામેલા વિસ્તારોના રહીશો તેમજ રોગચાળાથી પ્રભાવિત વિસ્તારના લોકો માટે જજિયો માફ હતો. સારાંશ એ કે દસ ટકા માલદાર હિંદુઓ પાસેથી સરેરાશ બે રૂપિયા આઠ આનાના હિસાબથી જિઝિયાવેરો વસૂલ કરવામાં આવતો હતો.

એમ કહેવું કે ''જિઝિયાવેરોના કારણે જ હિંદુઓએ ઔરંગઝેબ સામે બગાવત કરી'' બરાબર નથી. ઔરંગઝેબ સતત પ્રયત્નશીલ રહયા કે રાજપૂતો સાથે સંબંધ સુંવાળા રહે, પરંતુ તેમાં તેમને સફળતા મળી નહીં. તે છતાં તેમણે અકબરની જેમ ડરીને દ્વિધાયુક્ત સિધ્ધાંત નહીં અપનાવ્યો. અકબરની બાબતે અહીં એ દર્શાવી દેવું અયોગ્ય નહીં હશે કે રાજપૂતોની બગાવતને તો અકબરે પણ પહેલાં દબાવી દીધી હતી. પરંતુ ૧૫૬૧ પછી

**તેણે પોતાની વ્યૂહરચના બદલી નાંખી.** *(ઈકતિદાર આલમખાં, "અકબરકે આધીન વર્ગ તથા અકબરકી ધાર્મિક નીતિકા વિકાસ" (૧૫૬૦ થી ૧૫૮૦ સુધી) મધ્યકાલીન ભારત, તંત્રી ઈરફાન હબીબ, અંક–૨, દિલ્હી, ૧૯૮૩, પૃ. ૬૯/૭૦)* **તલવારના જોરે રાજપૂતો પર સંપૂર્ણપણે અંકુશ મેળવવાનું તેને શકય ન લાગ્યું. એટલે તેણે લગ્નસંબંધ, ધાર્મિક સ્વતંત્ર્ય, જજિયાની માફી (૧૫૬૪ ઈ.સ.) અને પ્રવાસ વેરાની નાબૂદી (૧૫૬૨)ના આધારે ઉત્તર ભારતના સશક્ત રાજપૂતોથી સંબંધ સુધારવાની કોશિશ કરી.** *(આગળનો હવાલો)*

**ભારતમાં મુસ્લિમોનું શાસન (પૂર્ણપણે) ચારસો વર્ષ રહયું. જિઝિયા-વેરો લગભગ બધાના કાળમાં લેવામાં આવ્યો. તે છતાં ન તો હિંદુઓની આસ્થાઓ બદલાઈ, ન તેમના આસ્થા સ્થાનો બદલાયા. બન્નેવ પોતપોતાના સ્વરૂપે યથાવત્ રહયા.** *(શેખ નિઝામુદ્દીન અવલિયા, ફવાઈદુલ ફુવાદ, પૃ. ૬૫/૧૯૫/૯૭)* **આ વાતનો કોઈ પુરાવો નથી કે જજિયાના કારણે વ્યાપક સ્તરે ધર્મ પરિવર્તનની પ્રક્રિયા ચાલી હોય. જો એવું હોત તો ઈસ્લામવાદીઓ તેનો ઉલ્લેખ વધારી ચઢાવીને જરૂર કરત.**

**ઘણાં બધા બૌદ્ધીકોનું કહેવું એ છે કે નબળી આર્થિક સ્થિતિને સુધારવા માટે ઔરંગઝેબે જિઝિયાવેરો લાદયો. અહીં વિચારવા લાયક વાત એ છે કે ડામાડોળ આર્થિક પરિસ્થિતિથી ઔરંગઝેબ ગાદી પર બેસતાંની સાથે જ વાકેફ થઈ ગયા હતા અને જજિયો તેમણે સત્તાના સૂત્રો સંભાળ્યા તેના બાવીસ વર્ષ પછી લગાવ્યો.**

**ગાદી પર બેઠા પછીના બીજા વર્ષે ઔરંગઝેબને લાગ્યું કે અનુગમનના મુદ્દે લડાયેલા યુદ્ધોના કારણે ઉત્તર ભારતમાં અનાજ તથા ખાદ્યપદાર્થોની તંગી ચિંતાજનક હદે વધી ગઈ છે. દુકાળમાં જેમ મોંઘા ભાવે અનાજ વેચાય છે તેવી રીતે અનાજ વેચાય રહયું છે. સમગ્ર સલ્તનતમાં આયાત કર (વેરા)ના કારણે મુશ્કેલીઓમાં ઓર વધારો થઈ ગયો હતો. બધા જ નાકાઓ પરથી પસાર થતી વેળા ૧૦ ટકા માલ માર્ગ વેરા રૂપે લેવામાં આવતો હતો. આગ્રા, દિલ્હી, લાહોર, બુરહાનપુર જેવા મોટા શહેરોમાં બહારથી**

લાવવામાં આવેલી દરેક ખાવાની વસ્તુ પર "પંડારી" નામનો કર લેવામાં આવતો હતો. *(સરકાર લિખિત ઔરંગઝેબ ૧૬૧૮ થી ૧૭૦૩, પૃ. ૧૦૧)* ઔરંગઝેબે માર્ગ વેરો તથા પંડારી વેરો બંનેવ જાતના વેરાઓ મુઘલ સલ્તનતના ખાલ્સા વિસ્તારોમાં બંધ કરાવી દીધા. જમીનદારો અને જાગીરદારોને તેમણે એમ જ કરવાનો આદેશ આપ્યો. શાહી ફરમાન પર અમલ કરવામાં આવ્યો. અને જે વિસ્તારો અનાજની કુત્રિમ અછતથી પીડાતા હતા ત્યાં આવશ્યક માત્રામાં અનાજ કોઈપણ અડચણ વગર પહોંચવા માંડયું. અનાજના ભાવો ગગડયા. ૧૬૭૩માં ઔરંગઝેબે પ્રજાને હાલાકીમાં નાંખતા બીજા કેટલાય વેરાઓને પણ નાબૂદ કરી દીધા.

પોતાના શાસનના તેરમાં વર્ષે ઔરંગઝેબે સરકારની આવક જાવકનો હિસાબ કર્યો તો જાવક આવકથી વધારે જણાઈ. એટલે ખર્ચમાં કાપ મૂકવામાં આવ્યો. જેની અસર શાહી કુટુંબ પર પણ વર્તાઈ. *(મઆષિરે આલમગીરી, પૃ. ૧૦૦)* રાજ્યાભિષેકના એકવીસમા વર્ષે શાહી દરબારના સાજ-શણગારમાં કમી કરવામાં આવી. કારકૂનોને ચાંદીના બદલે માટીના ખડિયા આપવામાં આવ્યા. દીવાને આમમાં સોનાની રેલિંગના બદલે પથ્થરોની રેલિંગ નાંખવામાં આવી. સોના-ચાંદીની અત્તરદાનીઓ તથા બીજા વાસણો હટાવી દેવામાં આવ્યા. શાહી કારખાનાઓમાં સોનેરી કાપડ વણવાની મનાઈ ફરમાવવામાં આવી. *(શ્રી રામ શર્મા "મુઘલ શાસકોકી ધાર્મિક નીતિ" પૃ. ૧૨૨, મઆષિરે આલમગીરી, ૧૬૨)* આર્થિક પરિસ્થિતિને ધ્યાનમાં લઈ ઈતિહાસ લેખનના સરકારી ખાતાઓ બંધ કરી દેવામાં આવ્યા. *(આગળનો હવાલો)* નાના વેરાઓને તેમણે નાબૂદ કરવાનો આદેશ જારી કર્યો. *(આલમગીરી નામા II ૩૯૨, ૪૩૨, ૪૩૮)* આના લીધે માત્ર ખાલ્સા જમીનોમાં ૨૫ લાખનું નુકસાન થયું. ખાલ્સા એટલે તે વિસ્તાર જેની પુરી આવક સીધી શાહી ખજાનામાં જમા થતી હતી. *(મિરઆત I પૃ. ૨૪૯)* અલબત્ત, યુરોપિયન વેપારીઓ પાસેથી આયાત નિકાસ પર ચાર ટકા ચુંગી (કર) વસૂલ કરવામાં આવતી હતી. આનાથી પહેલાં મુઘલ શાસકોએ યુરોપિયન વ્યાપારીઓ પર આટલી વધારે ચુંગી લાદી ન હતી. આ ઘટનાને ઔરંગઝેબની દૂરંદેશી ગણવામાં આવશે કે તેણે વિદેશી

વેપારીઓ દ્વારા કરવામાં આવેલ વેપારને દેશ માટે ખતરનાક સમજ્યો. *(ધી ઈન્ડીયન ટ્રાવેલ્સ ઓફ થીવેનુ એન્ડ કાકેરી, તંત્રી એસ. એન. સેન ન્યુ દિલ્હી, ૧૯૪૦, પૃ.૩/૪)* ઔરંગઝેબે જે નાના વેરાઓ નાબૂદ કરવાનો આદેશ આપ્યો, જાગીરદારોએ તેને લેવાનું બંધ ન કર્યું, કારણ કે એમ કરવાથી તેમની પણ આવક ઓછી થઈ જતી હતી. *(ખાફીખાં, મુન્તખબુલ બાબ II ૯–૮૮)* ઔરંગ-ઝેબના આદેશ પર રાજા જશવંતસિંઘ જેવા થોડાક જ અધિકારીઓએ અમલ કર્યો. વધુ પડતા અધિકારીઓએ આ કર નાબૂદીથી થતા નુકસાનની ભરપાઈ કરવાની ઔરંગઝેબથી માંગણી કરી. *(મિરઆત, I પૃ. ૯૧/૨૮૮)* આવી સ્થિતિમાં ઈસ્લામી કાનૂનનું બહાનું બનાવી જિઝિયાને બળજબરીપૂર્વક વસૂલ કરવાની વાત સાચી નથી લાગતી. *(હરિશંકર શ્રીવાસ્તવ, આગળનો હવાલો, પૃ. ૧૩૧)*

ઔરંગઝેબના કાળમાં કેટલો જિઝિયો વસૂલ કરવામાં આવતો હતો તેના આંકડાઓ આપણી પાસે ઉપલબ્ધ નથી. જેમકે પહેલાં પણ કહેવામાં આવ્યું છે કે જિઝિયો દિલ્હીના રાજાઓએ વસૂલ કર્યો છે. મુઘલકાળમાં બાબર, હુમાયૂ અને અકબરે (શરૂના વર્ષોમાં) જિઝિયો લીધો. (માત્ર ઔરંગઝેબે જ આ કહેવાતો જુલમ ગુજાર્યો એવું નથી.) જહાંગીર તથા શાહજહાંના કાળમાં જિઝિયો માફ રહયો. (૧૭૧૩માં ફર્રુખ સેરે પોતાની હુકૂમતના પહેલા જ વર્ષે જિઝિયો માફ કરી દીધો. ૧૭૧૭માં જિઝિયો ફરી ફરજીયાત બનાવવામાં આવ્યો. ૧૭૧૯માં તેને ફરી નાબૂદ કરવામાં આવ્યો. ૧૭૨૫માં ફરી જિઝિયો લાદવાની કોશિશ કરવામાં આવી, પરંતુ ત્યાર પછી જિઝિયો લગાવવાની જાણકારી મળતી નથી.)

ખેતીનો પાક બગડી જવાના કારણે પુરતા પ્રમાણમાં જજિયાની બાબતે પાબંદીથી છૂટ આપવામાં આવતી રહી. *(મુવાઝના, સતીશચંદ્ર, ૧૭મી સદી દરમિયાન ભારતમાં જજિયો અને રાજ્ય. આગળનો હવાલો, પૃ. ૭૩)*

યુરોપીયન વેપારીઓ પાસે આયાતી વસ્તુઓ પર જિઝિયાના બદલે દોઢ ટકો ટેક્ષ વધારાના લેવામાં આવતો હતો. કારણ કે તેમની સુરક્ષાની જવાબદારી ઔરંગઝેબે લીધી ન હતી.

*(ઈંગ્લીશ ફેક્ટરીઝ (એડીટર) ફોસ્ટર, ૧૬૭૮ ઈ.સ. ૧૬૮૪ ઈ.સ. પૃ. XXIX ૨૯)*

સર જાદુનાથ સરકારના કથનાનુસાર જિઝિયો નક્કી કરવા માટે પ્રજાને ત્રણ દરજ્જાઓમાં વહેંચવામાં આવી હતી. પહેલા દરજ્જામાં દસ હજાર દિરહમ (સોનામહોર)થી વધારે માલ ધરાવતા લોકો આવતા. *(હિસ્ટ્રી ઓફ ઔરંગઝેબ : ૩/૨૭૦)* કુરેશીએ એક સોનામહોરની કિંમત પાંચસો ગ્રેન ચાંદી દર્શાવી છે. ઈરફાન હબીબના મતે ૧૨ સોનામહોર તે જમાનામાં ત્રણ રૂપિયા બે આનાની કિંમતના હતા.

*(ધી એગ્રીરેન સિસ્ટમ ઓફ મુઘલ ઈન્ડીયા, પૃ. ૧૨૦, ફુટનોટ નં. ૫)*

બીજા દરજ્જામાં દસ હજારથી ઓછા અને બસો સોનામહોરથી વધારે માલ ધરાવતા લોકો આવતા હતા. અને બસો સોનામહોરથી ઓછી સંપત્તિ -વાળા લોકો ત્રીજા તબક્કામાં આવતા હતા.

જિઝિયા પેટે પહેલા દરજ્જાના માલદારોએ ૪૮, બીજા દરજ્જા-વાળાઓએ ૨૪ અને ત્રીજા દરજ્જાવાળાઓએ ૧૨ સોનામહોર આપવી પડતી હતી. સર જાદુનાથ સરકારે આપેલા આ આંકડાઓ મુજબ જો દસ હજાર સોનામહોર ઉપર ૪૮ સોનામહોર જિઝિયારૂપે લેવામાં આવતી તો તેનો દર અડધા ટકાથી પણ ઓછો થાય છે. અને બસો સોનામહોર ઉપર ૧૨ સોનામહોરને જિઝિયા તરીકે લેવામાં આવે તો ૬ ટકાના દરે આવે છે. અને જો બધાની સરેરાશ કાઢવામાં આવે તો લગભગ અઢી ટકા જિઝિયો વસૂલ કરવાની માહિતી સાંપડે છે. અને શરીઅત મુજબ આ દરે જિઝિયો વસૂલ કરવો બરાબર છે. અહીં એ દર્શાવી દેવું પણ યોગ્ય લાગે છે કે આ જ દર મુસ્લિમો માટે પણ નક્કી કરવામાં આવ્યો છે. ફર્ક માત્ર એટલો જ છે કે બન્નેના નામો અલગ અલગ હતા. મુસ્લિમો જે ટેક્ષ ભરતા તે 'ઝકાત' કહેવાતી અને હિંદુઓ જે ટેક્ષ ભરતા તે 'જિઝિયો' કહેવાતી. અહીં એક દિલચસ્પ હકીકત તરફ ઈશારો પણ કરી લઈએ. જિઝિયો શુધ્ધ ઈસ્લામી શબ્દ નથી, ઈરાની શબ્દ છે. ત્યાંના રાજાઓએ પોતાની પ્રજા પર જે ટેક્ષ લગાવ્યો હતો તેને જજિયો કહેવામાં આવતું. મુસ્લિમોએ આ શબ્દ ત્યાંથી

લીધો છે.

એક બીજી વાત ધ્યાન આપવા લાયક એ છે કે, જિઝિયો માત્ર તે બિન-મુસ્લિમો પર લાગતો હતો, જેઓ મુસ્લિમ શાસન હેઠળ રહેતા હતા. જે લોકો મુસ્લિમ શાસનની સરહદોની બહાર રહેતા હતા તેમના ઉપર જિઝિયો ન હતો. જિઝિયામાં મળતી રોકડ રકમ એક અલગ ખજાના ''ખઝાનાએ જિઝિયા''માં જમા થઈ જતી. અને ત્યાર પછી સદ્કાર્યોમાં વપરાતી. (જેમાં વિધવાઓ અને અનાથોની સહાય પણ શામેલ હતી.) આ હકીકતના આધારે કેટલાક પ્રબુધ્ધજનોની એ વાત રદ કરી શકાય એમ છે કે ઔરંગઝેબ જિઝિયાવેરા વડે પોતાની આર્થિક સ્થિતિ સુધારવા માંગતા હતા. *(એમ. ફારૂકી, ઔરંગઝેબ એન્ડ હીઝ ટાઈમ્સ, પૃ. ૧૫૮/૬૧)*

જિઝિયાનો ઉપયોગ નેક કામોમાં કરવાના મામલામાં આપણને જાણવા મળે છે કે, ઈસ્લામ મુજબ શારીરિક રીતે દુર્બળ અથવા વિકલાંગ (મઅ્ઝૂર) એવા બધા જ લોકોના ખાવા-પીવાની વ્યવસ્થા સરકારે કરવાની હતી. તદુપરાંત વિધવાઓ અને અનાથો માટે ઘટતું કરવાની જવાબદારી પણ તે વખતે સરકારની જ સમજવામાં આવતી હતી. બલ્બનથી લઈ અકબર સુધી કોઈ ન કોઈ સ્વરૂપે તેની સરકાર દ્વારા વ્યવસ્થા કરવામાં આવી. ઔરંગઝેબના કાળમાં પરિસ્થિતિ નાજુક થઈ ગઈ એટલે ઔરંગઝેબે મુસ્લિમો પર ઝકાત જરૂરી ઠરાવી દીધી. અને હિંદુઓ પર જિઝિયાવેરો. *(એગ્રેરિયન સિસ્ટમ, પૃ. ૨૯૮–૩૧૬)*

# કરારો અને તેની પાબંદી

સૌપ્રથમ તો કુર્આને કરીમમાં ઈર્શાદ છે : ''અને જો તે (કાફિરો) સુલેહ તરફ વળે તો આપ પણ તે તરફ ઢળી જાવ અને અલ્લાહ તઆલા પર ભરોસો રાખો.'' *(સૂ.અન્ફાલ : ૬૧)*

પછી જ્યારે સુલેહ-કરાર થઈ જાય તો તેની પાબંદીનો હુકમ આપ્યો છે. ફરમાવ્યું : ''હે ઈમાનવાળાઓ ! કરારોને પૂરા કરો.'' *(સૂ.માઈદહ-૧)* ''અને જે કૌમે તમને ઈજ્જતવાળી મસ્જિદ (કઅ્બહ)થી રોક્યા હતા, તેની

દુશ્મની તમને શરીઅતની હદથી વધી જવા ઉશ્કેરે નહીં.'' *(સૂ.માઈદહ-૨)*

અને જે કૌમથી કરાર થયેલા છે, જો કોઈ કારણે શંકા હોય કે તે વચનભંગ કરશે, તો એ હુકમ આપવામાં આવ્યો કે તેનાથી સ્પષ્ટ રીતે કરાર ખતમ કરી દેવામાં આવે અને તે પહેલાં તેની વિરૂદ્ધ કોઈ કાર્યવાહી ન કરવામાં આવે.

અલ્લાહપાકનો ઈર્શાદ છે : ''અને જો આપને કોઈ કૌમથી દગાબાઝીની બીક હોય તો તેઓનો કરાર તેઓની તરફ એવી રીતે ફેંકી દો કે (તેની જાણમાં) સૌ સરખા થઈ જાઓ, બેશક અલ્લાહ તઆલા દગાબાઝોને પસંદ કરતો નથી.'' *(સૂ.અન્ફાલ : ૫૮)*

આ હુકમ પર નબવીકાળમાં અને સહાબા (રદી.)ના જમાનામાં ખૂબ જ સાવધાનીથી અમલ કરવામાં આવ્યો. તેના ઘણા ઉદાહરણ છે. દા.ત. હદીસ શરીફમાં છે કે, હઝરત હુઝૈફા બિન યમાન (રદી.) અને તેમના પિતા પોતાના ઘરેથી હુઝૂર (સલ.)ની ખિદમતમાં જવા રવાના થયા. આકસ્મિક રીતે એ વખત હતો બદ્રના યુદ્ધની તૈયારીનો, અને અબૂ જહલ મદીના ઉપર આક્રમણ કરવાની તૈયારી કરી રહ્યો હતો. તેના લશ્કરે હઝરત હુઝૈફહ અને તેના પિતાને રસ્તામાં રોકી લીધા અને તેમનાથી જબરદસ્તી એ વાયદો લીધો કે તેઓ યુદ્ધમાં હુઝૂર (સલ.)ની સાથે શરીક નહીં થાય. એવી રીતે તેઓ તેમનાથી છૂટીને નબીએ કરીમ (સલ.)ની ખિદમતમાં પહોંચ્યા. જો કે તેમનાથી જે કરાર કરવામાં આવ્યો હતો, તે તેમની ખુશીથી નહીં, બલ્કે જબરદસ્તીથી કરવામાં આવ્યો હતો. એટલે તેમણે બદ્રના યુદ્ધમાં શરીક થવાની ઈચ્છા વ્યક્ત કરી. પરંતુ હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : ''આપ પાછા જાઓ, અમે તેમની સાથે કરેલા કરારને પૂરા કરીશું અને તેમની વિરૂદ્ધ અલ્લાહપાકથી મદદ માંગીશું.'' *(મુસ્લિમ : ૪૬૦૩)*

અંદાજો લગાવો કે જંગે બદ્ર ઈસ્લામની તે પહેલી જંગ છે, જેમાં હક અને નાહક વચ્ચે ફેંસલો થવાનો હતો અને તેમાં ભાગ લેનારાઓને મુસ્લિમ સમાજમાં એ સ્થાન મળવાનું હતું, જે તેમની પછી કોઈને પ્રાપ્ત ન થયું. પછી

એ સમયે એક-એક વ્યક્તિની ઘણી કિંમત હતી. કારણ કે ૩૧૩ હથિયારો વગરના મુસલમાન ૧૦૦૦ હથિયારોવાળા કુરૈશીઓનો મુકાબલો કરવા જઈ રહ્યા હતા અને બીજી બાજુ હઝરત હુઝૈફહ અને તેમના પિતા (રદી.)થી આ કરાર ખુશીથી નહીં, બલ્કે જબરદસ્તી તલવારની ધાર પર કરવામાં આવ્યો હતો. એટલા માટે એ સમજુતી પણ થઈ શકતી હતી કે, કરાર થયો જ નથી. પરંતુ અલ્લાહના રસૂલ (સલ.)એ આ સમયે આ સમજુતી કરવાને બદલે આ કરારભંગ કરવાની પણ મનાઈ ફરમાવી અને પોતાની ઉમ્મત માટે એક નમુનો રજુ કર્યો કે એક મુસલમાને કરારભંગથી બચવું જોઈએ.

એવી રીતે અબૂ દાઉદ શરીફમાં છે કે, હઝરત અબૂ રાફેઅ (રદી.) જ્યારે બિનમુસ્લિમ હતા, તો તેમને મક્કાના બિનમુસ્લિમોએ આપ (સલ.) પાસે પ્રતિનિધિ બનાવીને મોકલ્યા હતા. તેઓ જાતે ફરમાવે છે કે, જ્યારે હું આપ (સલ.)ની ખિદમતમાં હાજર થયો તો ઈસ્લામ મારા હૃદયમાં પ્રવેશી ગયો. એટલે મેં આપ (સલ.)થી અરજ કરી કે, ‘‘હે અલ્લાહપાકના રસૂલ (સલ.) ! હવે હું એ લોકો પાસે ક્યારેય નહીં જાઉં.’’ આપ (સલ.)એ જવાબમાં ફરમાવ્યું : ‘‘હું વચનભંગ કરતો નથી અને ન પ્રતિનિધિઓને પોતાની પાસે રાખું છું. એટલા માટે તમે તેમની પાસે જાઓ અને જે વાત હમણાં તમારા દિલમાં આવી છે, તે (ઈસ્લામ સ્વિકારવું) ત્યાં પહોંચીને પણ તમારા દિલમાં હોય તો પરત આવી જવું.’’ હઝરત અબૂ રાફેઅ (રદી.) ફરમાવે છે કે, મેં એવું જ કર્યું અને પરત આવ્યો અને બીજી વખત આવીને ઈસ્લામ લાવ્યો. *(અબૂ દાઉદ : હદીસ-૮૫૭૨)*

અહીંયાં જો કે મક્કાના બિનમુસ્લિમોથી તે વખતે કોઈ નિયમબદ્ધ કરાર ન હતો, પરંતુ અલ્લામા ખત્તાબી (રહ.) ફરમાવે છે કે, જ્યારે મક્કાના બિનમુસ્લિમોએ હઝ. અબૂ રાફેઅ (રદી.)ને પ્રતિનિધિ બનાવીને મોકલ્યા, તો તેમને એ આશા હતી કે તે પ્રતિનિધિ જવાબ લઈને આવશે. એટલા માટે આપ (સલ.)એ તેમને એક કરાર સમજીને પરત કરી દીધા.

એવી રીતે હઝરત મુઆવિયા (રદી.)નો રૂમી હુકૂમત સાથે એક ખાસ

મુદ્દત સુધી યુદ્ધ ન કરવાનો કરાર હતો. હઝરત મુઆવિયા (રદી.) બુદ્ધિશાળી હતા, તેમણે વિચાર્યું કે દુશ્મનને એ આશા નહીં હોય કે આ જંગબંદી (યુદ્ધ સમાપ્તી)ની મુદ્દત ખતમ થતાં તરત જ મુસલમાન તેની ઉપર આક્રમણ કરશે. એટલા માટે તેમણે મુદ્દત ખતમ થતાં પહેલાં પોતાના દેશમાં દુશ્મન તરફ પહેલ કરી અને જેવી મુદ્દત ખતમ થઈ, તરત જ તેમના ઈલાકામાં દાખલ થઈ ગયા. જો કે દુશ્મનને તેની આશા ન હતી. એટલા માટે તેઓ અચાનક આક્રમણને રોકી ન શક્યા અને હઝ. મુઆવિયા (રદી.) તેમના ઈલાકામાં આગળ વધતા જ ગયા. એવામાં પાછળથી એક વ્યક્તિ ઘોડા પર સવાર એ અવાજ લગાવતો આવ્યો કે, "કરાર પુરો કરો, વચનભંગ ન કરો." હઝરત મુઆવિયા (રદી.)એ તેમને બોલાવીને પૂછ્યું તો ખબર પડી કે તેઓ પ્રખ્યાત સહાબી હઝરત અમ્ર બિન અબસા (રદી.) હતા.

તેમણે ફરમાવ્યું : "મેં નબીએ કરીમ (સલ.)ને એ ફરમાવતા સાંભળ્યા છે કે, જે વ્યક્તિનો કોઈ કૌમથી કરાર હોય તો તે (એ કરાર વિશે) ત્યાં સુધી કોઈ ફેરફાર ન કરે, જ્યાં સુધી કે મુદ્દત પુરી થઈ જાય અથવા તે એ કરારને તે કૌમ તરફ સ્પષ્ટ અને સીધી રીતે ફેંકી દે."

હઝરત સુલૈમ બિન આમિર જે આ રિવાયત કરે છે કે, આ સાંભળીને હઝરત મુઆવિયા (રદી.)એ માત્ર ન આગળ વધવાનું રોકી લીધું, બલ્કે તેઓ પોતાનું લશ્કર પણ પરત લઈ ગયા. *(અબૂ દાવુદ : ૨૭૫૯)*

અહીંયાં એ વાત યાદ રહે કે, હઝરત મુઆવિયા (રદી.)એ કોઈ સ્પષ્ટ વચનભંગ કર્યો ન હતો, કારણ કે તેમને આક્રમણ જંગબંદી (યુદ્ધની સમાપ્તી)ની મુદ્દત પુરી થયા બાદ કર્યું હતું, પહેલાં નહીં. પરંતુ જો કે તેઓ મુદ્દત ખતમ થતાં પહેલાં રવાના થઈ ગયા હતા. એટલા માટે આ આક્રમણ હઝરત અમ્ર બિન અબસા (રદી.)એ એહતિયાત (સાવચેતી) વિરૂદ્ધ સમજ્યું અને હઝરત મુઆવિયા (રદી.)એ પણ હદીસ સાંભળ્યા પછી એ વિચાર્યું કે, ક્યાંક હદીસ વિરૂદ્ધ ન થઈ ગયું હોય એટલે તેમણે તે માની લીધું. આ રીતે વિશ્વના ઈતિહાસમાં કદાચ આ પહેલું ઉદાહરણ હશે, જેમાં કોઈ

વિજેતાએ જીતેલ વિસ્તારને માત્ર એહતિયાત ખાતર (ઈસ્લામી કાનૂનનું ઉલ્લંઘન થવાની બીકે) પરત કરી દીધો.

તેનાથી સ્પષ્ટ થાય છે કે, તે લોકો માટે રાષ્ટ્ર મેળવવાની લાલચ ન હતી, ન ઈલાકાઓ જીતવાનો શોખ હતો, માત્ર એ હતું કે તેનાથી અલ્લાહ તઆલા રાજી થાય.

હઝરત મુઆવિયા (રદી.)નો બીજો એક બનાવ પણ છે કે, રૂમીઓએ તેમનાથી એ શરત પર સુલેહ કરી હતી કે તે હઝરત મુઆવિયા (રદી.)ને જમીન મહેસુલ તરીકે અમુક રકમ અદા કરશે અને તેની માન્યતા માટે તેમણે પોતાના કેટલાક માણસો તેમની પાસે કેદીઓ તરીકે રાખ્યા હતા. બાદમાં તેમણે વચનભંગ કર્યો અને માલ આપવાનો ઈન્કાર કર્યો. આ વચનભંગને કારણે જો તેઓ ઈચ્છતા તો તે કેદીઓને કતલ પણ કરી શકતા હતા, પરંતુ હઝરત મુઆવિયા (રદી.)એ તેમને આઝાદ કરી દીધા. ગદ્દારીના બદલામાં વચનની પાબંદી કરવી ગદ્દારીના બદલામાં ગદ્દારી કરવાથી ઘણું ઉત્તમ છે.

## સંયુક્ત સંરક્ષણની સમજુતી :

માત્ર યુદ્ધબંધીના કરારો સિવાય સંયુક્ત સુરક્ષાના કરારોના ઉદાહરણો પણ નબવી યુગમાં જોવા મળે છે.

જ્યારે હુઝૂર (સલ.) મદીના તશરીફ લાવ્યા તો ત્યાં કોઈ એક કેન્દ્ર સરકાર ન હતી, બલ્કે અલગ-અલગ કબીલાઓ અલગ-અલગ સરદારોને તાબે હતા. ત્યાં યહુદીઓના કેટલાક કબીલાઓ પણ રહેતા હતા. હુઝૂર (સલ.)એ એ બધાને એક કેન્દ્ર સરકારમાં જોડવાની વ્યવસ્થા કરી. મદીનાના લોકોએ કહ્યું કે, આપનું સ્વાગત છે. તે સમયે આપ (સલ.)એ એક બંધારણ ઘડ્યું, તેમાં ઘણા લોકોના હક્કો અને ફરજો નક્કી કરવામાં આવ્યા અને ડૉક્ટર હમીદુલ્લાહ મર્હુમના સંશોધન પ્રમાણે એ વિશ્વનો પ્રથમ લેખિત દસ્તાવેજ હતો, જે ૪૭ વિભાગોમાં વહેંચાયેલો છે. એ ધારાની કલમ નંબર ૩૭ અને ૪૪ માં યહુદીઓની સાથે એ કરાર કર્યો હતો કે, મુસલમાનો

પર જો કોઈ હુમલો કરશે, તો યહુદીઓ મુસલમાનો સાથે મળીને તેને દૂર કરશે અને જો યહુદીઓ પર કોઈ હુમલો કરશે તો મુસલમાનો તેમની સાથે મળીને દૂર કરશે.

એવી રીતે સુલેહ હુદયબિય્યહના સમયે મક્કાના બિનમુસ્લિમોથી તો માત્ર જંગ બંધી (યુદ્ધ સમાપ્તી)નો કરાર હતો, પરંતુ બનુ ખુઝાઆ સાથે સંયુક્ત સુરક્ષાનો કરાર હતો. બનુ ખુઝાઆના લોકોએ મોટેભાગે તે સમયે ઈસ્લામ કબૂલ કર્યો ન હતો, પરંતુ તેઓ હુઝૂર (સલ.) સાથે સારો વર્તાવ કરતા હતા અને તેમાંથી કેટલાક લોકો ઈસ્લામ લઈ આવ્યા હતા.

*(ફત્હુલ બારી : ૫/૩૩૭)*

જ્યારે હુદયબિય્યહમાં આપ (સલ.)ની મક્કાના બિનમુસ્લિમોથી સુલેહ થઈ તો બનુ ખુઝાઆ અને બનુ બકરને સત્તા આપવામાં આવી કે તેઓ બંનેમાંથી જેના ચાહે મદદગાર બની જાય. તેની ઉપર બનુ ખુઝાઆએ હુઝૂર (સલ.)ના મદદગાર બનવાનું એલાન કર્યું અને બનુ બકરે મક્કાના બિનમુસ્લિમોના મદદગાર બનવાનું એલાન કર્યું. બનુ ખુઝાઆ સાથે આ કરારનો અર્થ એ હતો કે જો મક્કાના બિનમુસ્લિમો અથવા બનુ બકર મુસલમાનો પર આક્રમણ કરે તો બનુ ખુઝાઆ રક્ષણમાં મુસલમાનોની મદદ કરશે અને જો તે બનુ ખુઝાઆ પર આક્રમણ કરશે તો મુસલમાન તેમના રક્ષણમાં મદદ કરશે.

પછી એવું બન્યું કે, બનુ બકરના લોકોએ બનુ ખુઝાઆ પર આક્રમણ કરીને એક વ્યક્તિને કતલ કરી નાંખ્યો અને મક્કાના બિનમુસ્લિમોએ આ કરારભંગમાં હથિયારોથી તેમની મદદ કરી. બનુ ખુઝાઆએ આપ (સલ.) પાસે આવીને ફરિયાદ કરી, તેની ઉપર આપ (સલ.)એ મક્કાના બિન-મુસ્લિમોથી સુલેહનો જે કરાર હતો, તે ખતમ કરવાનું એલાન કર્યું અને તેના કારણે આપે મક્કા તરફ કૂચ કરી અને અંતે મક્કામાં વિજય થયો.

આ બનાવથી ઉલમાએ કિરામ એ દલીલ રજુ કરે છે કે બિનમુસ્લિમોથી સંયુક્ત સંરક્ષણનો કરાર કરવો જાઈઝ છે.

**હમદર્દી અને સહાનુભૂતિ :**

બિનમુસ્લિમો સાથે માનવતાની દૃષ્ટિએ હમદર્દી, સહાનુભૂતિ અને સારો વર્તાવ અલ્લાહ તઆલાને પસંદ છે. વ્યક્તિગત સારો વર્તાવ કરવાની તાકીદ તો કુર્આને કરીમમાં એવી રીતે બયાન ફરમાવી છે કે, જો કોઈના માતા-પિતા બિનમુસ્લિમ હોય તો શિર્કમાં તેમની તાબેદારી જાઈઝ નથી, પરંતુ તેમની સાથે દુનિયામાં સારો વર્તાવ જરૂરી છે.

કુર્આને કરીમમાં ઈર્શાદ છે : "અને જો તેઓ બંને આ વાત પર હઠ કરે કે તમે એવી વસ્તુને મારી શરીક ઠેરવો, જેના વિશે તમને કંઈ જ્ઞાન નથી તો તમે તેઓનું કહેવું માનશો નહીં, પણ દુનિયામાં તેઓની સાથે સારૂં વર્તન રાખજો." *(સૂ.લુકમાન : ૧૫)*

પછી એક સામાન્ય હુકમ સૂરએ મુમ્તહિનહમાં બયાન કર્યો છે : "જે લોકો તમારી સાથે ધર્મ સબંધી લડ્યા નથી અને તમને તમારા ઘરોમાંથી કાઢ્યા પણ નથી, તેમના વિશે અલ્લાહપાક તમને આ વાતથી રોકતો નથી કે તમે તેઓ સાથે સારૂં વર્તન કરો અને તેઓની સાથે ન્યાયથી વર્તો*ક્*

*(સૂ.મુમ્તહિનહ : ૮)*

તેમાં વ્યક્તિગત રીતે કોઈ બિનમુસ્લિમ સાથે સારો વર્તાવ પણ દાખલ છે અને સામૂહિક હમદર્દી પણ દાખલ છે. હુઝૂર (સલ.)ની સિરતમાં તેના ઘણા બનાવો મૌજુદ છે. બુખારી શરીફમાં છે કે, હઝરત અસ્મા બિન્તે અબીબકર (રદી.)ની માતા મુશ્રિક હતા અને મદીના મુનવ્વરહ આવ્યા અને પોતાની પુત્રીથી કંઈક મદદની આશા જાહેર કરી. તેમણે નબીએ કરીમ (સલ.)થી પૂછ્યું તો આપ (સલ.)એ ફરમાવ્યું : "પોતાની માતા સાથે સારો વર્તાવ કરો."

ઉપરાંત એ વાત પણ જાહેર છે કે, મક્કાના બિનમુસ્લિમો નબીએ કરીમ (સલ.)ની દુશ્મની પર ઉતર્યા હતા. મક્કી જીવનમાં તેમણે આપ પર અને આપના સહાબા પર જુલ્મ કરવામાં કોઈ કમી બાકી રાખી ન હતી. અહીંયા સુધી કે શુઅબે અબી તાલિબમાં આપને અને આપના કુટુંબીજનોને

કેદ કરીને આપનું ખાવા-પીવાનું બંધ કરી દીધું તેના કારણે મુસલમાનોને વૃક્ષના પાંદડા અને ચામડા પર ગુઝારો કરવો પડ્યો. પરંતુ જ્યારે આપ મદીના તશરીફ લાવ્યા તો તે વખતે મક્કામાં સખત દુકાળ પડ્યો. તેના કારણે ત્યાંના લોકો ચામડા ચૂસવા પર મજબુર થઈ ગયા. સૂરએ દુખાનની શરૂઆતમાં એક તફસીર પ્રમાણે કુર્આને કરીમે એ જ દુકાળનું વર્ણન કર્યું છે. તે અવસરે આપ (સલ.)એ માત્ર દુકાળ દૂર કરવાની દુઆ ન ફરમાવી, બલ્કે અલ્લામા સરખ્સી (રહ.)ના વર્ણન પ્રમાણે અબૂ સુફિયાન પાસે પાંચસો અશરફીઓની મોટી રકમ મોકલાવી, જેથી તે મક્કાના ગરીબો અને મોહતાજોમાં વહેંચી દેવામાં આવે.

તે સિવાય આપ (સલ.)એ મદીનાથી અજવા ખજુરોની એક મોટી માત્રા અબૂ સુફિયાન પાસે હદિયામાં મોકલી અને તેમનાથી કેટલુંક ચામડું મોકલવાની ફરમાઈશ કરી. *(કિતાબુલ અમવાલ : ૬૪૪)* ડૉક્ટર હમીદુલ્લાહ સાહેબ મર્હુમ ફરમાવે છે કે, એ ચામડા વિશે આપ (સલ.)નો ખ્યાલ હશે કે શામનો માર્ગ બંધ હોવાને કારણે તેની ખરીદી કોઈ નહીં કરતું હોય અને તે અબૂ સુફિયાન પાસે પડ્યું પડ્યું ખરાબ થઈ જશે, એટલા માટે આપે તેના બદલામાં ખજુરો મોકલી. જેથી દુકાળના સમયમાં તેમની ખોરાકી જરૂરત પૂરી થઈ શકે.

એવી રીતે હઝરત ષમાના બિન અષાલ (રદી.) યમાનાના સરદાર હતા, તેઓ કેદી બનીને મદીના આવ્યા. આપ (સલ.)એ તેમને આઝાદ કરી દીધા. હુઝૂર (સલ.)ની સીરત જોઈને તેમના દિલમાં ઈસ્લામની મુહબ્બત દાખલ થઈ ગઈ અને તેમણે આઝાદ થયા પછી ઈસ્લામ સ્વીકારી લીધો. તે સમયમાં અનાજની એક મોટી માત્રા યમામાથી આવતી હતી, તેમણે મક્કાવાળામાં એ એલાન કરાવ્યું કે હવે યમામાથી અનાજનો એક દાણો પણ મક્કામાં નહીં જાય. તેનાથી મક્કાના બિનમુસ્લિમોને પરેશાની થઈ. પરેશાન થઈને તેમણે હુઝૂર (સલ.)ને પત્ર લખ્યો કે ષમામા (રદી.)થી અમારી ભલામણ કરી દો. આપ (સલ.)એ હઝરત ષમામા (રદી.)ને અનાજ બંધ કરવાની મનાઈ કરી અને આપની ભલામણ પર મક્કાવાસીઓ માટે

યમામાના અનાજની મનાઈ ખતમ થઈ. *(ફત્હુલ બારી : ૮/૮૭)*

આનાથી હમદર્દી, સહાનુભૂતિ અને સારા વર્તાવનો દુનિયાના ઈતિહાસમાં તેનાથી વધારે પ્રસંગ ક્યો હશે કે જ્યારે હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)એ ફત્હે મક્કાના સમયે તે લોકો પર સંપૂર્ણ પ્રભુત્વ જમાવી લીધું હતું, જે આપના લોહીના તરસ્યા હતા અને જેમણે વર્ષો સુધી આપની ઉપર અત્યાચારો કર્યા હતા. ફત્હે મક્કાના સમયે આપ (અલૈ.)એ તે બધાને માફ કરી દીધા હતા અને ફરમાવ્યું : "આજે તમારી કોઈ પકડ-સજા નથી, તમે બધા આઝાદ છો."

આ બનાવોથી અંદાજો લગાવો કે દુશ્મની અને નફરત બિનમુસ્લિમોની જાતથી નહીં, બલ્કે તેમના ખોટા અકીદા અને તેમના ફિત્નાથી છે. જ્યાં સુધી માનવીય હેસિયતથી સબંધ છે, તેમની સાથે હમદર્દી અને સહાનુભૂતિ જરૂરી છે. તેમને તબ્લીગ પણ હમદર્દીની બુનિયાદ પર કરવામાં આવે છે. અને જિહાદનો અંતિમ હેતુ પણ માનવીની ભલાઈ સિવાય કંઈ નથી, જેથી માનવો ફિત્નાથી દૂર રહે.

## ભલાઈના કાર્યોમાં મદદ :

ગેરમુસ્લિમો સાથે તેનાથી પણ વધુ સબંધોની દલીલ છે કે, કુરૂઆન અને હદીસે ભલાઈના કામોમાં બિનમુસ્લિમો સાથે મદદની ન માત્ર ઈજાઝત આપી, બલ્કે તેની તાકીદ પણ કરી છે. કુરૂઆને કરીમે એ વિશે કાનૂન બયાન ફરમાવ્યો છે : "અને આપસમાં નેક કામ તથા પરહેઝગારી બાબતે મદદ કરતા રહો અને પાપ તથા જુલ્મના કાર્યોમાં (કોઈની) મદદ ન કરો."
*(સૂ.માઈદહ : ૨)*

આ કાનૂન કુરૂઆને જે રીતે બયાન ફરમાવ્યો છે, ત્યાં બિનમુસ્લિમોની વિરૂદ્ધ દુરૂપયોગનું વર્ણન છે. પૂરી આયત આ રીતે છે : "અને જે કૌમે તમને ઈજ્જતવાળી મસ્જિદ (કઅ્બહ)થી રોક્યા હતા, તેની દુશ્મની તમને (શરીઅતની) હદથી વધી જવા ઉશ્કેરે નહીં અને આપસમાં નેક કામ તથા પરહેઝગારી બાબતે મદદ કરતા રહો અને પાપ તથા જુલ્મના કાર્યોમાં

(કોઈની) મદદ ન કરો અને અલ્લાહ તઆલાથી ડરતા રહો. બેશક, (હુકમો વિરૂદ્ધ કરનારને) અલ્લાહપાક સખત શિક્ષા કરનાર છે.'' *(સૂ.માઈદહ : ૨)*

માટે આમાં બિનમુસ્લિમો સાથે પણ નેકીમાં મદદનો હુકમ છે. અને જો બિનમુસ્લિમ કોઈ યોજના રજુ કરે, જે સામાન્ય લોકોના ફાયદાની હોય અને તેમાં કોઈ વાત ઈસ્લામી શરીઅત અને મુસલમાનોની મસ્લિહતની વિરૂદ્ધ ન હોય તો મુસલમાનો માટે એવી યોજનામાં જોડાવવું જાઈઝ બલ્કે સારુ છે.